પ્રકાશક:—
શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ
મંત્રી-નરોત્તમદાસ ભગવાનદાસ શાહ
ગોપાળ ભુવન, પ્રિન્સેસ સ્ટ્રીટ-મુંબઈ

પ્રત ૧૦૦૦

મુદ્રક:—
શાહ ગુલાબચંદ લલ્લુભાઈ
શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ
દાણાપીઠ—ભાવનગર.



સ્વ–સન્મિત્ર શ્રી કર્પૂરવિજયજી મહારાજ.

જન્મ સં. ૧૯૨૫. દીક્ષા સં. ૧૯૪૭ વૈશાક, શુદ ૬.

સ્વર્ગગમન સં. ૧૯૯૩ ના આસો, વદ ૮.




ચારિત્ર ને સમ્યક્ત્વ જેઓ
શુદ્ધ રીતે પાળતા,
ને ભવ્ય જીવોને સદા
સન્માર્ગ પ્રત્યે વાળતો;
એવા નિવાસી સ્વર્ગના
કર્પૂરવિજય મુનિરાજના,
સ્મારકતણા આ ગ્રંથની
કિંચિત્ લખું પ્રસ્તાવના.

* * *

त्रिवर्गसंसाधनमंतरेण, पशोरिवायुर्विफलं नरस्य ।
तत्रापि धर्मं प्रवरं वदन्ति, न तं विना यद्भवतोऽर्थकामौ ॥

ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પ્રકારના પુરુષાર્થના આરાધન વિના માનવીઓનું જીવિતવ્ય પશુની માફક નિષ્ફળ છે. આ ત્રણ પુરુષાર્થ પૈકી શાસ્ત્રકાર મહારાજાએ ધર્મને જ સર્વોત્તમ કહ્યો છે; કારણ કે ધર્મ વિના તે બંને-અર્થ અને કામ-ની પ્રાપ્તિ થતી જ નથી. —સિંદૂરપ્રકર

ઉપર્યુક્ત શ્લોકદ્વારા ધર્મની કેટલી મહત્તા છે તેની આપણને ઝાંખી થાય છે. સદ્ગત મુનિશ્રી કર્પૂરવિજયજી મહારાજનું આલેખન પણ બહુધાએ ધાર્મિક જ હતું. જેમ ડગ ભરતા શિશુની તેના માતપિતા ડગલે ને પગલે કાળજી રાખે તેવી જ રીતે સદ્ગતશ્રી કર્પૂરવિજયજી

પોતાના સહવાસમાં આવતી દરેક વ્યક્તિની, રખેને તે અધર્મથી વાસિત ન બની જાય તેવી સંપૂર્ણ કાળજી અને ચીવટ રાખતા. ઊગતો છોડ અને બાળમાનસ જેમ વાળીએ તેમ વળે–તે વાત તેઓશ્રી સંપૂર્ણ રીતે સમજતા અને તેથી જ તેઓ બાળકોમાં સુસંસ્કાર રેડવા માટે સદૈવ પ્રવૃત્ત જ રહેતાં. તેમના લખાણોમાં પણ આપણે બાળકેળવણી પ્રત્યે અતિશય વજન અપાતું નિહાળીએ છીએ.

કોઇપણ વ્યક્તિનું હાર્દ કેવું છે તે તેમની લેખનશૈલી, વિચાર-શૈલી અને ભાષાવ્યવહારથી જાણી શકાય છે. સદ્દગતશ્રીનું હૃદય ભવ–ભીરુ અને કરુણાર્દ્ર હોવા સાથે ધર્મ–દૃઢ હતું અને આ વાતની સાક્ષી તેમના લેખસંગ્રહો પૂરે છે. તમે ગમે તે વિભાગ લઇને વાંચવા બેસશો તો તમને ઉપરોક્ત ત્રણે ગુણોનો સાક્ષાત્કાર થશે. તેઓએ ઉપદેશની પરબ ખોલી હતી. પરબે જઇને દરેક પ્રાણી પોતાની તૃષા છીપાવે તેમ શ્રીમાન્ કર્પૂરવિજયજી મહારાજ પાસે જનાર પ્રાણી કંઇ ને કંઇ ઉપદેશ, વ્રત યા નિયમ વિગેરે લઇને જ પાછા ફરતા. આધુનિક વાતાવરણથી રંગાયેલ કોલેજના વિદ્યાર્થીને પણ તેઓ શાંત રીતે સમજાવતા અને તે વિદ્યાર્થી પણ સુસંસ્કારની સારી છાપ લઇને જ ત્યાંથી ઊઠતો. તેમના આસનની નજીક ચારે બાજુએ પુસ્તકોનો ઢગ પડ્યો જ હોય અને જેવો ખપી જીવ હોય તેને લાયક પુસ્તક તેઓ બક્ષીસ આપતા અને એ રીતે તેઓ એક જીવતા " પુસ્તકાલય " રૂપ જ હતા.

તેઓશ્રી માનતા કે એક વાર ધાર્મિક સંસ્કાર સુદૃઢ થયા પછી મોહ–માયાના પાશો–પ્રલોભનો પ્રાણીને ઝકડી શકશે નહિ. અને એટલા ખાતર તેમણે પોતાનો ઉપદેશ–પ્રવાહ સરલ અને સુબોધ ભાષામાં વહેતો મૂક્યો. તેમના પોતાનામાં સારી વિદ્વત્તા હતી, સંસ્કૃતનો સારો બોધ હતો, આધુનિક ઇંગ્લીશ કેળવણીનો સારો અભ્યાસ પણ હતો; છતાં તેમની ભાષામાં આડંબર, કાઠિન્ય અને વિષમ વાક્યપ્રયોગો નહોતા. સામાન્ય આમજનતા જાણી શકે–સમજી શકે તે માટે હળવી અને સાદી

ભાષાની અગત્ય તેઓ જોઇ શક્યા હતા અને તે પદ્ધતિને અનુસરીને જ તેમણે લેખો લખ્યા હતા.

સદ્‍ગત મુનિશ્રી કર્પૂરવિજયજી મહારાજશ્રીના જીવનવૃત્તાંત સંબંધે આ પાંચમા સંગ્રહના અગાઉના ચારે વિભાગોમાં ઘણું લખાઇ ગયું છે એટલે તે સંબંધે પિષ્ટપેષણ ન કરતાં આ પાંચમા વિભાગની પર્યાલોચના તરફ કંઇક દૃષ્ટિપાત કરીએ.

ગુલાબનાં પુષ્પની પ્રશંસા કે પરીક્ષા કરવાની આવશ્યકતા રહેતી જ નથી. તે તો સ્વયમેવ પોતાનો પમરાટ પ્રસરાવે છે. લેખસંગ્રહના અત્યાર અગાઉના ચાર વિભાગોને જે આદર મળ્યો છે તેમાં આ પાંચમો વિભાગ વિશેષ વધારો કરશે તે નિઃશંક અને નિર્વિવાદ હકીકત છે.

કેટલાક શખ્સો મુનિશ્રીને કહેતા કે–" મહારાજશ્રી ! આવા છૂટક છૂટક લેખો લખો છો તેના કરતાં આગમના કોઇ ગ્રંથનું અવતરણ કરો તો તે વધુ ઉપકારક થશે. " ત્યારે સદ્‍ગતશ્રી જવાબ આપતા કે–" આમ જનતાને તેટલો અવકાશ હોતો નથી. તેમને તો આગમ ગ્રંથોના નવનીતરૂપે સારાંશ જણાવીએ તો તે વધુ હિતકર અને ઉપયોગી નીવડે. " અને ખરેખર તેમના કેટલાક લેખો તો અત્યંત પ્રશંસા માગી લે છે. આ વિભાગમાં આપવામાં આવેલા વિષયો પૈકી કેટલાએક લેખોનું દિગ્દર્શન કરીએ.

ચારિત્ર એ તેમની અતિપ્રિય વસ્તુ હતી અને તેને જ પોતાનું જીવન સર્વસ્વ ગણતા. ચારિત્રની મહત્તા સંબંધમાં તેમણે દર્શાવેલ નવ કલમો ખાસ વિચારણીય છે. ( પૃ. ૪ )

માનવ તરીકે જન્મ ધારણ કરવાથી **પુરુષ** નામની સાર્થકતા નથી થતી. **परोपदेशे पांडित्यम्**—પારકાને ઉપદેશ દેવા માત્રથી પુરુષની પંક્તિમાં ગણનાપાત્ર ન થવાય, પરન્તુ જેઓ પોતાની જ જાતને પ્રથમ સુધારવા પ્રયત્ન કરે તેને જ સાચો પુરુષ કહી શકાય. આ બાબતમાં મુનિશ્રીએ આપણી સમીપે નૂતન દૃષ્ટિબિંદુ રજૂ કર્યું છે. ( પૃ. ૧૫ )

માનવી ઘડી ઘડીમાં મગરુર બની જાય છે. અભિમાનના આવેશમાં સારાસાર કે હિતાહિતનું ભાન ભૂલી જાય છે. આ સંબંધમાં સમજણ આપતાં સદ્ગતશ્રી જણાવે છે કે–પાંચમા આરાનાં આ પ્રાણીને કઇ વસ્તુનું અભિમાન કરવા જેવું છે? નથી તેની પાસે ચક્રવર્તીની ઋદ્ધિ, નથી અભયકુમાર જેવી શ્રેષ્ઠ બુદ્ધિ. આ સંબંધે બાહુબળી, દુર્યોધન અને રાવણનું દૃષ્ટાંત જણાવી સિદ્ધ કર્યું છે કે "લઘુતામાં જ પ્રભુતા છે." ( પૃ. ૧૯ તથા ૧૬૧ ).

આધુનિક સમયમા દેખાદેખી અને સદ્જ્ઞાનના અભાવમાં ઉન્માર્ગ-ગામીપણું વૃદ્ધિ પામી રહ્યું છે. આ બધો ઊલટો પ્રચાર સત્સગ અને સદુપદેશના અભાવનો છે. સત્સંગથી અને સદ્ગુરુની ઉપાસનાથી કેવા સુંદર લાભો થાય છે તે મુનિશ્રીએ સારી રીતે વર્ણવી બતાવ્યા છે. ( પૃ. ૨૪ )

ભક્ષ્યાભક્ષ્ય અને પેયાપેયના સબંધમાં તો દિવસે દિવસે માઝા મૂકાતી જાય છે અને પરિણામે શરીર–કાયા નિઃસત્ત્વ અને કમજોર થતી જાય છે. શ્રીમાન્ કર્પૂરવિજયજીએ આ વધતા જતા સડા સામે અગુલિ-નિર્દેશ કરી શરીરને સુદૃઢ તેમજ નિરોગી બનાવવા કેટલાંક જીવનસૂત્રો ઉપદેશ્યા છે જે અત્યંત વિચારણીય છે. ( પૃ. ૪૧ થી ૪૮ )

સદ્ગત મુનિશ્રીનો ઉપદેશ બહુધાએ ધાર્મિક હતો, છતાં તેમણે વ્યાવહારિક વિષય પરત્વે દુર્લક્ષ તો નથી જ કર્યું. **शरीरमाद्यं खलु धर्मसाधनम्** એ વ્યવહારુ વચન તેમને પણ માન્ય હતુ અને તેથી તેમણે આરોગ્ય જાળવવાના કેટલાક નિયમો સારી રીતે સમજાવ્યા છે. (પૃ. ૧૩૬ તથા ૧૬૪)

જૈન ફિલોસોફી કર્મના અબાધિત નિયમને સૌથી વિશેષ આવકાર આપે છે. કર્મની સત્તા અને સ્વરૂપ જેવી સૂક્ષ્મ રીતે જૈન શાસ્ત્રકારોએ સમજાવ્યું છે તેવી બારીકાઇથી કોઇ-પણ ઇતર દર્શને પ્રરૂપણા કરી નથી. મુનિશ્રીએ કર્મના અસ્તિત્વ અને પ્રાબલ્ય પર જે જે ઉદાહરણો ટાંક્યા છે તે અત્યંત રોચક, વિચારણીય અને હૃદયસ્પર્શી છે. (પૃ. ૨૫૧)

સામાન્ય આમજનતા સહેલાઇથી સમજી શકે તે માટે કેટલાક વિષયો તેમણે પ્રશ્નોત્તરરૂપે સરસ શૈલીથી સંમજાવ્યા છે. ( પૃ. ૨૨૯ તથા ૩૧૨ )

આ ઉપરાંત પર્યુષણ પર્વ ( પૃ. ૮૩ ), જયન્તી ( પૃ. ૧૪૮ ) તેમ જ જીવદયા અને પાંજરાપોળોની આવશ્યકતા દર્શાવતા વિદ્વત્તાપૂર્ણ વિવેચનો પણ આ વિભાગમાં આમેજ કરવામાં આવ્યા છે.

સજ્જનોનાં લક્ષણો જાણવા આવશ્યક છે તેવી જ રીતે મૂર્ખનાં લક્ષણો પણ જાણવા અગત્યનાં છે કે જેથી પોતે તે પૈકી કોઇપણ પ્રકારનું આચરણ કરતો હોય તો તેથી બચવા પામે. આ સંબંધે "મૂર્ખ શતક" નો ભાષાનુવાદ આપવામાં આવ્યો છે; જે પણ ગમ્મત સાથે જ્ઞાન આપે તેવો છે. ( પૃ. ૨૨૦ )

જે માણસની રહેણીકરણી અને આચારવિચાર શુદ્ધ ન હોય તેની ગણત્રી કશા લેખામાં આવતી નથી. લક્ષ્મીવાન કે બુદ્ધિમાન હોવા છતાં આચારશૂન્ય પ્રાણી ગણનાપાત્ર થતો જ નથી. મુનિશ્રીએ "આચારોપદેશ" નામના આખા બોધક ગ્રંથનો છ વર્ગમાં ભાષાનુવાદ આપી આચારના વિષયને વધારે પુષ્ટ બનાવ્યો છે: આ આખું ભાષાંતર વિચારણીય હોવા સાથે આચરણીય પણ છે. ( પૃ. ૨૬૨ થી ૩૦૨ )

અહીં તો માત્ર કેટલાક વિષયો પરત્વે આપણે વિચારણા કરી. પણ આવા અમૂલ્ય લેખો તો આ વિભાગમાં સ્થળે સ્થળે માલૂમ પડે છે. તદુપરાંત સૂક્ત વચનો, હિતબોધક વાકયો, હિતશિખામણો, ઉપદેશક વચનો વિગેરે વિગેરેનો તો તૂટો જ નથી. આપણા કથાનુયોગનાં ચરિત્રોમાં ઘણીવાર વાંચીએ છીએ કે હિતશિખામણનાં વાકયો કોઇ કોઇ રાજપુત્ર યા શ્રેષ્ઠીપુત્ર લક્ષ–લક્ષ સુવર્ણમહોરો આપીને ખરીદતા. આવાં જ સુવાકયો સદ્ગતશ્રીએ આ વિભાગમાં ઠાંસી–ઠાંસીને ભર્યાં છે. જો તેના દરેક વાકયોનું વિવરણ કરવા બેસીએ તો આ પ્રસ્તાવના

પોતાનું સ્વરૂપ બદલીને એક નાની-સી ટેકટના આકારમાં ફેરવાઇ જાય; છતાં પણ કેટલાંક અતિબોધપ્રદ સુવાકયો અહીં ઉધ્ધૃત કરવાનું કાર્ય અસ્થાને તો નથી જ.

પ્રાણ ગયા પછી પાણી પાવું નકામું છે તેમ તક ગયા પછી દાન દેવું તે પણ નકામું જ છે.

આડંબરમાં મોહ પામી અવગુણી પ્રત્યે પ્રેમ કરવો નહિ; કારણ કે ગાયના દૂધથી પુષ્ટિ મળે, થોરના દૂધથી નહિ.

કાંબળ ભીંજાવાથી જેમ ભાર વધે છે તેમ હઠાગ્રહથી આત્મા કર્મથી ભારે બને છે.

જેમ સૂર્યોદય થતાં અંધકાર ન ટકી શકે તેમ સાચું આત્મજ્ઞાન પ્રાપ્ત થતાં સાંસારિક વિકારો આપોઆપ નાશ પામી જાય છે.

સંકટના સમયમાં હિંમત રાખવી તે અડધી ફતેહ મેળવવા બરાબર છે.

જે વધસ્થાનમાંથી તમે મુક્ત ન થઇ શકતા હો ત્યાં હસ્તે ચહેરે ઊભા રહેવું.

પ્રકૃતિ જ્યારે મુશ્કેલી વધારે છે ત્યારે સાથોસાથ બુદ્ધિબલ પણ વધારે છે.

સમય બરબાદ ન કરો, જે સમય ગુમાવશો તે ફરી આવશે નહિ.

જેમ તમારી જરૂરિયાતો ઓછી કરશો તેમ તમે વધારે સુખી થશો.

કદ્દો દુશ્મન જેવું દુઃખ ન આપી શકે તેવું દુઃખ અભિમાન આપે છે; તેથી જ તે અભિમાન જ કદ્દો શત્રુ છે.

ધર્મકલા સર્વ કળાઓને જીતી લે છે.

જે મનનો નિગ્રહ કરી શકે છે તેજ આત્માનું પૂરેપૂરું હિત કરી શકે છે.

અમૃતના પાત્રમાં કદી પણ કડવાશ હોતી નથી.

પુણ્ય પણ સુવર્ણ–શૃંખલા જેવું જ છે.

રસનાલુબ્ધ પ્રાણી લેશ માત્ર ચેતી શકતો નથી.

ઉપરનાં બધાં સદ્વાક્યો દવાના ડોઝ જેવાં છે. જેમ દવાના ડોઝથી વ્યાધિ ઉપશમી જાય છે તેમ ઉપરોક્ત સુવાક્યોના અનુસરણથી પ્રાણીઓની સંસારરૂપી વ્યાધિ શાન્ત થઇ જાય છે.

કેટલાકો તરફથી એમ કહેવામાં આવે છે કે સદ્ગતશ્રીના આ લેખસગ્રહોને બદલે કોઇ નવીન જ પ્રકાશન કર્યું હોત તો તે વધુ ઉપયોગી નીવડત, પણ તેવી સૂચના કરનારાઓએ લક્ષમાં રાખવું જોઇએ કે આ લેખોમાના કેટલાક લેખો અને વાક્યો ઉત્તમ કોટિનાં પુસ્તકોનાં દોહન-રૂપ છે. સામાન્ય જણાતાં વાક્યની પાછળ અદ્ભુત ભાવ ભર્યો જણાય છે. સદ્ગતશ્રીના દરેક લેખોનું હાર્દ તપાસશો તો તેમાંથી ઉપદેશ-સરિતા વહેવા સાથે પ્રગતિનો પ્રતિધ્વનિ ગુંજી ઊઠશે. તેઓ પોતે ઉચ્ચ કોટિના સંયમી સાધુપુરુષ હતા અને પરિમિત અને શિષ્ટ લખાણ જ લખતા. તેમને સસ્તી કીર્તિ કમાવાની કદી પણ લાલસા થઈ જ નથી. તેઓ લખવા ખાતર લખતા નહી પણ પોતાનું લખાણ કેટલું લોક-ભોગ્ય બનશે અને કેટલું ઉપકારક નીવડશે તેનો પૂરેપૂરો પરામર્શ કરીને જ તેઓ લેખિની ચલાવતા. તેમાં લેખનસમયે સામાન્ય બુદ્ધિવાળાં

પ્રાણીઓ કેવી રીતે સમજી શકે તે દૃષ્ટિબિંદુ લક્ષમાં રાખીને જ હળવી અને સાદી ભાષામાં લેખો લખતા.

એક રીતે કહીએ તો તેઓશ્રીએ ખરેખર જ્ઞાન–ગંગા રેલાવી છે. જે કોઇ તેમાં સ્નાન કરશે તે અવશ્ય પવિત્ર બનશે. સંસારથી સંતપ્ત આત્માઓ અવકાશના સમયે આવા જ્ઞાન–નીરથી પોતાનો દાહ શમાવી શકશે. ગરમ પાણીમાં હાથ ઝબોળી શીતળતાની આશા રાખવી અસ્થાને છે તેમ જેઓ ભવ–દાવાનળમાં રચ્યાપચ્યા રહે છે તેઓને આત્મશાન્તિ પ્રાપ્ત થવી અત્યંત દુર્લભ છે.

મુનિશ્રી કર્પૂરવિજયજીએ એક અધ્યાત્મી પુરુષ તરીકે પોતાનું સમગ્ર જીવન વ્યતીત કર્યું છે. આમ્રરસનો એક વાર આસ્વાદ કરવા પછી બીજા બધા રસો નિરસ જણાય છે તેમ અધ્યાત્મ રસ પણ આમ્રરસ જેવો જ છે. સદ્ગતશ્રીએ પોતાનું સંપૂર્ણ આયુષ્ય આત્મગવેષણામાં જ વ્યતીત કર્યું છે અને સમયે સમયે જે આંતરનાદ ઊઠતો તેને લેખોદ્વારા "અક્ષરદેહ" આપ્યો છે. તેમને દુન્યવી પ્રલોભનો, પદવીનો મોહ કે ખોટી કીર્તિની લાલસા આકર્ષી શક્યાં નહતાં. એક રીતે તેમને આધુનિક આનંદઘનજી કે ચિદાનંદજીના નામથી સંબોધીએ તો તેમાં અતિશયોક્તિ નથી.

આવા અધ્યાત્મપરાયણ પવિત્ર પુરુષના લખાણોનો સંગ્રહ કરી તેને પ્રકાશમાં મૂકવાનુ કાર્ય સંવત ૧૯૯૪ ના મુંબઇ ગોડીજી દેરાસરના ઉપાશ્રયમાં મારા ચાતુર્માસ દરમિયાન મે વિચાર્યું અને તેને મુંબઇની જૈનપ્રજાએ વધાવી લઇ યોગ્ય સહાયતા અર્પતાં "શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ" ની સ્થાપના કરી લેખ સંગ્રહ છપાવવા શરૂ કર્યા. આ બીના દરેક લેખસંગ્રહમાં જણાવવામાં આવી છે.

સમિતિની સ્થાપના થઇ તે જ વખતથી સમિતિના સેક્રેટરી તરીકે **શ્રીયુત્ નરોત્તમદાસ ભગવાનદાસ** શાહની નિમણુક થઇ છે, તેઓ

અત્યંત ઉત્સાહી અને પરિશ્રમી પુરુષ છે. સાથે સદ્ગતના અનન્ય ભક્ત છે. તેમના અથાગ પરિશ્રમથી આટલા ટૂંકા ગાળામાં લેખ-સંગ્રહના પાંચ વિભાગો એટલે લગભગ બે હજાર પૃષ્ઠો બહાર પાડવાનું બની શકયું છે. હજી સદ્ગતશ્રીનું ઘણું લખાણ પ્રગટ થવાનું બાકી છે. હાલ તો માત્ર " **શ્રી જૈન ધર્મ પ્રકાશ** " અને " **શ્રી આત્માનંદ પ્રકાશ** " માસિકમાં આવેલા લેખોનો જ સંગ્રહ પ્રગટ કરવામાં આવ્યો છે. સમિતિએ જે કામ ઉપાડયું છે તે સંપૂર્ણ રીતે પાર પાડે તેવી ઇચ્છા અસ્થાને તો નથી જ. આ કાર્યને આગળ ધપાવવામાં સહાયની ખાસ અપેક્ષા રહે છે તો સદ્ગતશ્રીના સાધનસંપન્ન ભક્તો તથા સદ્ગૃહસ્થો જ્ઞાનાવરણીય કર્મની નિર્જરાના હેતુભૂત આવા કાર્યને સંપૂર્ણ સહાય કરે. સદ્ગતશ્રીએ કેટલું લખાણ લખ્યું છે તેની હવે આપણને કંઇ ઝાંખી થાય છે. આવા નિઃસ્વાર્થ હિતેચ્છુ મહાપુરુષના સ્મારક તરીકે પ્રગટ થતાં આવા પ્રકાશનોમાં સંપૂર્ણ સહાયતા અને ઉત્તેજન પ્રાપ્ત થાય એ ઇચ્છવા યોગ્ય છે. સ્મારક સમિતિના કાર્યવાહકોએ આરંભેલ આ અતીવ ઉપયોગી કાર્ય અખંડિતપણે શરૂ રહે એ જ અભિલાષા.

મહા શુક્લ પૂર્ણિમા,
મુંબઇ : ૧૯૯૭,
ભાયખલા.

**અનુયોગાચાર્ય પંન્યાસ શ્રી**
**પ્રીતિવિજય ગણી.**



# સદ્ગુરુના સમાગમમાં



## પ્રશ્ન

કમળકેરા પુષ્પને પ્રગટ થવાનું સ્થાન ક્યાં ?
ઝળકતાં ઝવાહિરને ઉત્પન્ન થવાનું સ્થાન ક્યાં ?
મહામૂલાં મોતીઓને પાકવાનું સ્થાન ક્યાં ?
મહાપુરુષને જન્મવાનું કહો 'અમર' સ્થાન ક્યાં ?

## ઉત્તર

કાદવમહીં ઊગે કમળ, ઝવાહિર પત્થર જડ્યા;
મોતી પાકે છીપમાં, મહાત્મા ભારત પડ્યા.

( અમર આત્મમંથન )

ભારતભૂમિ ભૂતકાળમાં મહાપુરુષોથી ઉભરાતી હતી, વર્તમાનમાં પણ અનેક મહાપુરુષો દૃષ્ટિગોચર થાય છે, પણ આત્મખ્યાની શાંતિપ્રિય મહાત્માઓનો સમાગમ તો દુર્લભ જ છે. એવા પુરુષો જવલ્લે જ પ્રાપ્ત થાય છે અને પ્રાપ્ત થયા પછી આ કલિકાળમાં તેમની ઉપર શ્રદ્ધાન થવું અતિ દુર્લભ છે. યોગ્ય જીવો, આત્માભિલાષીઓ જે એવા સદ્ગુરુની શોધમાં જ હોય છે તેઓને એ યોગ પ્રાપ્ત થાય છે અને કલ્યાણ સાધી જાય છે. પૂર્વે ચિદાનંદજી, આનંદઘનજી જેવા ધૂરંધર આત્મત્યાગી મહાત્માઓ સાંપડ્યા હતા પરંતુ તેઓનાં અમુક સ્તવનો કે સવૈયાઓરૂપી અક્ષરદેહ સિવાય વિશેષ કાંઈ માહિતી મળતી નથી તેનું કારણ સમાજની જિજ્ઞાસાવૃત્તિની ન્યૂનતા જણાય છે. આવા મહાત્માઓની ખોટ પૂરી કરવા અને સમાજજીવનને ઉચ્ચતર બનાવવા માટે એક મહાત્મા-

પુરુષની આ વીસમી સદીમાં આપણુને મહામૂલી ભેટ મળી કે જે વખતે નૂતન યુગનાં નૂતન વ્હેણ વહી રહ્યાં હતાં, પ્રજાજીવનમાં પલટા આવી રહ્યા હતા, લોકો જિજ્ઞાસાવૃત્તિવાળા હતા, તેમ જ બુદ્ધિવાદને અપનાવી રહ્યા હતા. એ મહાત્મા તે સદ્દગત મુનિશ્રી કર્પૂરવિજયજી મહારાજ જેમણે નૂતન યુગની આંગ્લ કેળવણી લઇ આત્મશાન્તિના પંથે ભરયૌવન-વયમાં કે જ્યારે યુવાનીના ઉલ્લાસો ભોગવવાનો સમય હતો, ગૃહસ્થ જીવનની મોજ માણવાનો પ્રસંગ હતો તે સમયે બાળબ્રહ્મચારીપણે એ મહાત્માએ વૈરાગ્યરંગે રંગાઇ સંસારની અસારતા સમજી તેનો ત્યાગ કર્યો અને ઉચ્ચમાં ઉચ્ચ કલાવાળું મુનિજીવન, અણીશુદ્ધ ક્રિયા અને જ્ઞાન, ધ્યાન, તપમાં પરિપૂર્ણ કરી ભવ્યજીવોને ગંગાના વ્હેણ જેવી ઉપદેશામૃત સરિતા, પવિત્રપંથે પ્રયાણ કરવા અર્પતા ગયા.

સદ્દગત મુનિરાજશ્રી ઉપરના મારા મનોભાવો ધવલપત્ર ઉપર કલમ ચલાવી આલેખતાં સદ્દગતની સૌમ્ય જીવનમૂર્તિ અંતઃકરણ પટ્ટ પર તાદશ્ય થઇ-ભૂતકાલનાં સત્સંગના સંસ્મરણોની યાદ તાજી થઇ. એક પછી એક દવાનો ભાગ જેમ દર્દીને અનુક્રમે આપતાં દર્દી નિરોગી થાય છે તેમ ગુરુવર્યના ગદ્યસાહિત્યના આ લેખ સંગ્રહનાં એક પછી એક ભાગો ત્રિવિધ તાપથી (આધિ, વ્યાધિ, ઉપાધિ યા જન્મ, જરા, મરણ) અકળાયેલા જીવોને સદુપદેશામૃતનાં પાન કરાવી, કર્મમળ દૂર કરાવી, આત્મશુદ્ધિ કરાવી, આત્મશાન્તિરૂપ આત્માની નિરોગી પવિત્ર અવસ્થા પ્રાપ્ત કરાવે છે. સંસારરોગના ચિકિત્સક, મોક્ષમાર્ગના જાણકાર કુશળ ડૉક્ટર દર્દ મુજબ જુદી જુદી જાતની દવાઓ આપનાર એ મુનિરાજ! જેમની લેખિનીમાં સંસારમળથી શુદ્ધિ કરવાની અનેકવિધ ઔષધિઓ ભરી છે એવા તે જ્ઞાનપ્રેમીના સ્મારકરૂપે શ્રીમાનોની સુસહાયથી સ્થપાયેલી **કર્પૂરજ્ઞાન હોસ્પિટલ**માં સંસારરોગથી કંટાળેલાં ભવિજનો અમૃત અક્ષરરૂપ દવાથી અલ્પમૂલ્યે મહાન્ લાભ ઉઠાવી, જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી અમૃતસમાન આત્મશાન્તિ પ્રાપ્ત કરી મહામૂલા માનવ જીવનો સંસારરોગનો નાશ કરવા ભાગ્યશાળી થઇ અમરત્વ પ્રાપ્ત કરી શકે છે.

સદ્ગત મુનિરાજનો ને મારો પરિચય મારા બાલ્યકાળનો છે. તેને આજે વીસ વીસ વરસનાં વ્હાણાં વાઈ ગયાં છે. તેમના સત્સમાગમે પારમાર્થિક જીવન જીવવાની અમૂલ્ય તક મને સાંપડી છે. 'કુમળો છોડ જેમ વાળીયે તેમ વળે' એ ન્યાયે મારો પરિચય બહુ જ સમયસરનો સધાયો હતો. તેઓશ્રી પ્રત્યે મારું ખેંચાણ થોડાક જીવન્ત કારણોને આભારી છે. મારું વતન કાઠિયાવાડમાં પચ્છેગામ છે. તેની બાજુમાં જ વળા (વલ્લભીપુર), જે ભૂતકાળમાં જૈનોની વિજયપતાકા ફરકાવનાર અગ્રગણ્ય નગરી હતી ત્યાં આ મહાપુરુષનો જન્મ થયો હતો. પચ્છેગામમાં તેઓશ્રીનાં હસ્તે જૈન પાઠશાળા સ્થપાવાથી પાઠશાળા સાથે મુનિરાજનું મુબારક નામ અંકિત છે તે શાળામાં મેં ધાર્મિક કેળવણી લીધેલી. ત્યારપછી બાર વર્ષની ઉમરે હું પાલીતાણા(સિદ્ધક્ષેત્ર)માં શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલમાં વિદ્યાભ્યાસ અર્થે દાખલ થયો તે અરસામાં એક વખત તેઓશ્રીને વાંદવા જવાનો યોગ પ્રાપ્ત થયો. અંતરમાં ભાવના હતી, નામથી પરિચિત હતો પણ જ્યારે તેઓશ્રીને દૃષ્ટિએ નિરખ્યા ત્યારે હૃદયપટ ઉપર અજબ છાપ પડી. એમનું યોગી જેવું જીવન, એમની શાન્ત મુખમુદ્રા, એમનું ભવ્ય લલાટ, એમની મધુર વાણીથી હું આકર્ષાયો. ત્યારપછી હું વખતોવખત સ્કૂલમાં રજા હોય, શત્રુંજયયાત્રા કરવા જવાનું હોય ત્યારે તેમને ખાસ વાંદવા જતો. તેમની પાસેથી મને ઊઠવું ગમતું નહિ, તેમનો ઉપદેશ, તેમની શાન્તિથી સમજાવવાની રીત, મારા બાલ્યજીવનમાં અમૃત ફળનાં બીજ માફક વવાતી ગઈ. તેઓશ્રીએ મને પુસ્તકો વાંચવા માટે આપવા માંડ્યા અને ધાર્મિક ક્રિયાઓમાં મારું મન એટલું વધતું ગયું કે એ વયમાં આયંબિલ, એકાસણા, ઉપવાસ, ઓળી, સામાયિક, પ્રતિક્રમણ, યાત્રા વિ. અંતરના ભાવથી હું કરતો. નવરાશમાં એમનાં પુસ્તકો વાંચતો. આ ભાવના એટલી વિકસી કે સંસ્થાના દરેક વિદ્યાર્થીઓ ક્રીકેટ, ભગડ, વિ. રમવા જાય ત્યારે હું વાંચવામાં ગુંથાઉં. રમતનો શોખ નીકળી જ ગયો અને રવિવારે તો હું રજા લઈ શહેરમાં જાઉં અને મહારાજશ્રી પાસે ત્રણ ચાર કલાક

બેસું તે વખતે અંતરમંથન એટલું થતું કે ઘણી ઘણી બાબતોમાં હું ગુંચવાઇ જતો અને એ ગુંચનો ઊકેલ હું મહારાજશ્રી પાસે જ્યારે કરાવતો ત્યારે મારા મનનું સમાધાન થતું. તેઓશ્રી પણ મને દરેક બાબત બહુ જ શાન્તિથી, દૃષ્ટાંતથી સમજાવતા અને નવાં નવાં પુસ્તકો આપતા. કેટલાયે વ્રત-નિયમ હું સ્વેચ્છાથી મહારાજશ્રી પાસેથી ગ્રહણ કરતો અને પાળતો. આથી મારું જીવન કોમલ છતાં દૃઢ અને ધર્મ-જિજ્ઞાસુ બન્યું અને એમાં જ મને આનંદ મળવા લાગ્યો. મુનિરાજ શુદ્ધ ખાદી પહેરતા, એટલે મને પણ ખાદી પહેરવાની વૃત્તિ થઇ. તેઓશ્રીનો ભાવ મારા ઉપર વધવા લાગ્યો. એકાદ વખત ન ગયો હોઉં તો પણ યાદ રાખે, નિત્ય નિયમ વિ. ની પૂછપરછ કરે, નવી નવી ભાવનાઓ રેડતા જાય. આથી મને આગળ વધવાની જિજ્ઞાસા થઇ. આધ્યાત્મિક કેળવણી લેવા માટે તેઓશ્રીએ પાટણ જૈન બોર્ડિંગમાં જવાની મને દરેક અનુકૂળતા કરાવી આપી. તેના મેનેજરને રૂબરૂમાં મારી વાત કરી દાખલ કરવા જણાવ્યું, પણ મારા પૂર્વ કર્મસંયોગે ન તો હું પાટણ જઇ શક્યો કે ન ગુરુકુળમાં સંપૂર્ણ કેળવણી લઇ શક્યો અને વિદ્યાકાળનાં ચાર વર્ષ સિદ્ધક્ષેત્રની છાયમાં ગુરુરાજના સમાગમમાં ગાળી, જૈનધર્મનાં અને અહિંસાનાં અમૃતપાન કરી હું રજા લઇ સ્વવતન ગયો તે ગયો જ—ફરી ગુરુકુળમાં આવ્યો જ નહિ. તેનું કારણ મને પાટણ જઇ કેળવણી લેવાની બહુ હોંશ હતી પણ માતાપિત', મંજૂરી પ્રેમના આવેશમાં ન મળી અને હું સંસારરથમાં જો: પૂજ્ય ગુરુરાજે જે પુસ્તકોની ભેટ કરી હતી તે મારા ,ઉપર શાન્તિ આપવામાં સહાયક થઇ પડ્યાં. મેં તે પુસ્તકોનો ઘરમ' આપી કરી તેનું 'અમર જ્ઞાનભંડાર' એવું નામ રાખ્યું અને નિવૃ એ ભંડાર પાસે બેસી વાંચ્યા કરું. અને ગુંચવાડો થાય એટલે ચરણોપાસક, શ્રી જાદવજી રામજી માસ્તર જેઓ તત્ત્વજ્ઞાની છે તેમની ઊકેલ કરાવું. આવી અનુપમ જિજ્ઞાસાવૃત્તિ, આત્મદૃષ્ટિ દે શાહ એ ગુરુરાજનો હું કેટલો ઉપકાર માનું ?

## કર્પૂરવિજયજી મહારાજની ત્રીજી જયંતિ વખતે સભામાં ગવાયેલી સ્તુતિ.

( વીર મને તારો મહાવીર મને તારો—એ દેશી )

વીરજિનેશ્વર સાહિબ સુણજ્યો, અરજ કરું છું જગધણી રે—એ ટેક.
દયા-વારિથી સ્નાન કરીને, સંતોષ ચીવર ધારીએ રે;
વિવેક તિલક અતિ અંગ કરીને, ભાવના પાવન આશયે રે. વી૦ ૧
ભક્તિ કેસર કીચ કરીને, શ્રદ્ધા ચંદન ભેળીએ રે;
સુગંધી સદ્દ્રવ્ય ભેળીને, નવ બ્રહ્માંગ જિન અર્ચીએ રે. વી૦ ૨
ક્ષમા સુગંધી સુમનસ દામે, દુવિધ ધર્મ ક્ષોમ યુગવરે રે;
ધ્યાન અભિનવ ભૂષણ સારે, અર્ચીએ અમે હર્ષભરે રે. વી૦ ૩
આઠે મદના ત્યાગ કરણરૂપ, અષ્ટ મંગળ તે સ્થાપીએ રે;
જ્ઞાન હુતાશન જનિત શુભાશય, કૃષ્ણાગરુ ઉખેવીએ રે. વી૦ ૪
શુધ્ધ અધ્યાત્મજ્ઞાન વહ્નિથી, પ્રગ ધર્મ લવણ ઉતારીએ રે;
યોગ સુવત્સુલ્લાસ કરંતાં, નિરાજના વિધિ પૂરીએ રે. વી૦ ૫
આતમ અનુભવ જ્ઞાનસ્વરૂપી, મંગળ દીપ પ્રજાળીએ રે;
યોગ ત્રિક શુભ નૃત્ય કરંતાં, સહજ રત્નત્રયી પામીએ રે. વી૦ ૬
સત્ય પર્યાય સુઘોષા બજાવી, રોમ રોમ ઉલ્લાસીએ રે;
ભાવ પૂજા લયલીન હોવંતાં, અચલ મહોદય પામીએ રે. વી૦ ૭
ભાવ પૂજા અભેદ ઉપાસક, સાધુ નિર્ગ્રંથે અંગીકરી રે;
દ્રવ્ય પૂજા ભેદ ઉપાસક, ગૃહમેધીને નિત્ય વરી રે. વી૦ ૮
દ્રવ્યશુધ્ધિ ભાવશુધ્ધિ કારણ, જિન આમ્ના અવધારીએ રે;
ધ્યાતા ધ્યેય ધ્યાનરૂપ-એકે, અજર અમરપદ પામીએ રે. વી૦ ૯
સાલંબન નિરાલંબન ભેદે, ધ્યાન હુતાશન જલાવીએ રે;
કંચનોપલને ન્યાયે કરીને, ચેતનતા અજવાળીએ રે. વી૦ ૧૦
કર્મ કઠીન ધન નાશ કરીને, પૂર્ણાનંદતા પામીએ રે;
રમતાં નિત્ય અનંતચતુષ્કે, વિજયલક્ષ્મી પદ જામીએ રે. વી૦ ૧૧

# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ



સન્મિત્ર, સદ્‌ગુણાનુરાગી પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી જેઓ સં. ૧૯૯૩ ના આસો વદિ ૮ મે દેહમુક્ત થયા તેમની પહેલા વર્ષની પુણ્યતિથિ ઉજવવાને મુંબઈમાં શ્રી જૈન બાળ મિત્રમંડલ તથા ખંભાત વીસા પોરવાડ જૈન યુવક મંડળના આશ્રય નીચે ગોડીજીના ઉપાશ્રયમાં અનુયોગાચાર્ય પંન્યાસજી શ્રી પ્રીતિવિજયજી ગણિવરના પ્રમુખપણા નીચે એક સભા સં. ૧૯૯૪ ના આસો વદિ ૮ ના રોજ મળી હતી. તે વખતે શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી તરફથી એમનું નામ કાયમ રાખવાની સૂચના થતાં એમ નિશ્ચય થયો કે 'એ પુણ્યપુરુષનું નામ કોઇ સંગીન યોજના કરીને ચિરસ્થાયી કરવું.' પછી શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરીએ તેને માટે જો ફંડ થાય તો રૂા. ૧૦૧) ભરવા ઇચ્છા દર્શાવી. તે વાતને પુણ્યાત્મા પૂજ્ય કર્પૂરવિજયજીના ગુણોથી અતિશય આકર્ષાયેલ ચિત્તવાળા પંન્યાસજી **પ્રીતિવિજયજીએ** ટેકો આપ્યો અને પોતાથી બની શકતી દરેક જાતની સહાય આપવા તત્પરતા બતાવી. તે મીટિંગમાં શેઠ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી, રાજપાળ મગનલાલ વહોરા, નરોત્તમદાસ ભગવાનદાસ શાહ તથા વાડીલાલ જેઠાલાલ શાહે સમયોચિત ભાષણો કર્યાં; તેથી પંન્યાસજી બહુ પ્રસન્ન થયા અને પોતાથી બની શકે તે રીતે શ્રાવકો પર આગ્રહપૂર્વક લાગવગ ચલાવી, એને પરિણામે સારી રકમો ભરાણી.

સમિતિનું કામ નાણાં ભરનારા સભ્યોની મીટિંગમાં નીમાએલી વ્યવસ્થાપક સમિતિ કરે છે. તેમાં નીચેના ગૃહસ્થો છે:—

| | |
|---|---|
| ૧ મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ | ૪ વાડીલાલ જેઠાલાલ શાહ. |
| ૨ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી. | ૫ હીરાલાલ રામચંદ મલબારી. |
| ૩ મોહનલાલ દીપચંદ ચોકસી. | ૬ નરોત્તમદાસ ભગવાનદાસ શાહ |

૭ રાજપાળ મગનલાલ વહોરા

વ્યવસ્થાપક સમિતિએ નરોત્તમદાસ ભગવાનદાસ શાહની માનદ મંત્રી તરીકે નિમણુક કરી છે અને બેંક ઑફ ઇંડિયામાં પૈસા રાખવાની ગોઠવણુ કરી છે. શેઠ કાંતિલાલ ઇશ્વરલાલ, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ, મોહનલાલ દીપચંદ ચોકસી અને વાડીલાલ ચતુર્ભુજ ગાંધી એ ચાર નામથી બેંકમાં ખાતું ખોલ્યું છે.

શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહનું પ્રેસકોપી અને સંશોધનનું કામ માસ્તર લક્ષ્મીચંદ સુખલાલ શાહ કરે છે.

સમિતિએ ઠરાવ કર્યો છે કે મુનિ કર્પૂરવિજયજી મહારાજના જે લેખો 'શ્રી જૈનધર્મ પ્રકાશ' માં, 'શ્રી આત્માનંદ પ્રકાશ' માં, 'જૈન' પત્રમાં અથવા બીજા પત્રોમાં આવ્યા હોય તે સર્વનો સંગ્રહ કરીને એક લેખસંગ્રહ બહાર પાડવો. તે પ્રમાણે સંવત ૧૯૯૫ ના ભાદરવા શુદિ દસમે પહેલો ભાગ બહાર પડ્યો હતો. તે પછી બીજો ભાગ સંવત ૧૯૯૬ ના પોષ શુદિ ચોથે બહાર પડ્યો હતો. ત્રીજો ભાગ સંવત ૧૯૯૬ ના અશાડ શુદિ નોમે બહાર પડ્યો હતો. ચોથો ભાગ સંવત ૧૯૯૬ ના આસો વદ ૦)) બહાર પડ્યો હતો અને આ પાંચમો ભાગ આજે બહાર પડે છે. સમિતિ પાસે હવે આગળના ભાગ માટે પૂરતા પૈસા નહિ હોવાથી હાલમાં છઠ્ઠો ભાગ બહાર પડવા સંભવ નથી.

સમિતિએ ઠરાવ્યું છે કે રૂા. ૫૦૧) ભરનારને પાંચ નકલ મફત આપવી, રૂા. ૨૫૧) ભરનારને ત્રણ નકલ મફત આપવી, રૂા. ૧૦૧) ભરનારને એક નકલ મફત આપવી અને તેથી ઓછું ભરનારને અર્ધી કિંમતે એટલે પડતર કરતાં પા કિંમતે આપવી. સામાન્ય ભાઈ, જેણે કંઇ ભર્યું ન હોય, તેને અર્ધી કિંમતે આપવી. આ ઉપરથી જોઇ શકાશે કે આ સમિતિનો ઉદ્દેશ પૂજ્ય મુનિરાજના પુણ્યરૂપ જ્ઞાનકાર્યમાં બની શકતી રીતે વધારો કરવાનો છે.

આ લેખ સંગ્રહના ભાગો **મેઘજી હીરજી બુકસેલર,**

**પાયધુની, મુંબઈને** ત્યાંથી તથા **શ્રી જૈનધર્મપ્રસારક સભા, ભાવનગર** પાસેથી મળી શકશે.

જે મુનિરાજો, સાધ્વીજીઓ તથા જૈન સંસ્થાઓને આ પુસ્તક મેળવવા ઇચ્છા હોય તેઓને પોસ્ટેજના ચાર આના મોકલવાથી વિના મૂલ્યે મળી શકશે.

પૂજ્ય મુનિરાજ શ્રી કર્પૂરવિજયજીના પ્રશંસકો, ગુણાનુરાગીઓ અને સર્વ જૈન બંધુઓને આ સમિતિ સંબંધી જે કાંઇ જાણવા ઇચ્છા હોય તેમણે

**શાહ નરોત્તમદાસ ભગવાનદાસ–ગોપાલ ભુવન** પ્રિન્સેસ સ્ટ્રીટ—**મુંબઈ.**

એ શિરનામે પત્ર લખવો જેથી બધી માહિતી મળી શકશે.

ફંડમાં બની શકતી સહાય કરવા દરેક વાચકબંધુને નમ્ર વિનંતિ છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય કરવાનો આવો ઉત્તમ ઉપાય જવલ્લે જ જડી આવશે. ફંડમાં પૈસા ભરનાર ભાઇઓને આભાર માનવામાં આવે છે.

જે ભાઈઓએ પ્રસ્તાવના, ઉપોદ્‌ઘાત, બે બોલ, વિગેરે લખીને આ પાંચે ભાગ પ્રસિદ્ધ કરાવવામાં સહાય કરી છે તે સર્વનો સમિતિ તરફથી હું ઉપકાર માનું છું. સમિતિના સભ્યોએ મીટિંગોમાં હાજરી આપીને કામમાં જે સરલતા કરી આપી છે તે માટે પણ તેમનો ઉપકાર માનું છું.

શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસે પાંચે ભાગ બહાર પાડવામાં જે સરલતા, અનુકૂળતા અને ઝડપથી કામ કરી આપ્યું છે તે માટે તેનો પણ ઉપકાર માનું છું.

વિ. સં. ૧૯૯૭
માહ શુદ ૧૫
મુંબઇ

**નરોત્તમદાસ ભગવાનદાસ શાહ**
માનદ મંત્રી

પંન્યાસજી પ્રીતિવિજયજીના ઉપદેશથી

# શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિના ફંડમાં સહાય આપનારનાં મુબારક નામો.

## વર્ગ પહેલો-પેટ્રન

| | | |
|---|---|---|
| ૧ | શેઠ માણેકલાલ ચુનીલાલ જે. પી. | રૂા. ૫૦૧) |
| ૨ | રાવસાહેબ કાંતિલાલ ઈશ્વરલાલ જે. પી. | ૫૦૧) |
| ૩ | સંઘવી જીવરાજ કમળશીની વતી ભાઇ કસળચંદ કમળશી | ૫૦૧) |
| ૪ | શેઠ વાડીલાલ ચતુર્ભુજ ગાંધી | ૫૦૧) |
| ૫ | ,, મોહનલાલ વસનજી હ. હરકીસનદાસ | ૫૦૧) |

## વર્ગ ત્રીજો

| | | |
|---|---|---|
| ૧ | શેઠ મોહનલાલ હેમચંદ ઝવેરી | ૧૦૧) |
| ૨ | ,, મોતીચંદ ગિરધરલાલ કાપડીઆ | ૧૦૧) |
| ૩ | ,, શાતિલાલ દયાળજી | ૧૦૧) |
| ૪ | ,, માણેકચંદ જેચંદ જાપાન | ૧૦૧) |
| ૫ | ,, સકરચંદ મોતીલાલ મૂળજી | ૧૦૧) |
| ૬ | ,, વાડીલાલ પુનમચંદ | ૧૦૧) |
| ૭ | ,, સેન્ડહર્સ્ટ રોડના ઉપાશ્રય તરફથી હા. શેઠ મંગળદાસ | ૧૦૧) |
| ૮ | ,, કરમચંદ ચુનીલાલ | ૧૦૧) |
| ૯ | ,, ગિરધરલાલ ત્રિકમલાલ | ૧૦૧, |

## વર્ગ ચોથો

| | |
|---|---|
| ૧ શેઠ નાનાલાલ હરિચંદ | ૫૧) |
| ૨ ,, દુર્લભજી મૂળચંદ | ૫૧) |

## વર્ગ પાંચમો

| | |
|---|---|
| ૧ શેઠ જીવરાજ ભીખાભાઇ | ૨૫) |
| ૨ ,, માણેકચંદ કુંવરજી કુંડલાવાળા | ૨૫) |
| ૩ ,, ગોવિંદજી વિઠલદાસ વાળુકડવાળા | ૨૫) |
| ૪ ,, છોટાલાલ મગનલાલ ભાવનગરવાળા | ૨૫) |
| ૫ ,, ડૉ. ગિરધરલાલ ટી. મોદી રૂા. | ૨૫) |
| ૬ શેઠ રણછોડભાઇ રાયચંદ | ૨૫) |
| ૭ શાહ નરોત્તમદાસ ભગવાનદાસ | ૨૧) |
| ૮ શેઠ અમરચંદ ઘેલાભાઇ ગાંધી | ૨૧) |
| ૯ ,, જાદવજી ઝવેરભાઈ ભાઇચંદ | ૧૫) |
| ૧૦ ,, મોહનલાલ મગનલાલ | ૧૫) |
| ૧૧ ,, હરખચંદ કપુરચંદ | ૧૫) |
| ૧૨ ,, ફતેચંદ ઝવેરભાઇ ભાઇચંદ | ૧૧) |
| ૧૩ ,, વાડીલાલ સાંકળચંદ વોરા | ૧૧) |
| ૧૪ ,, હરખચંદ રતનચંદ–ચાંદવડ | ૧૧) |
| ૧૫ ,, ખૂમચંદ ગુલાબચંદ–શીશોદરા | ૧૧) |
| ૧૬ ,, દલીચંદ ગુમાનચંદ | ૧૧) |
| ૧૭ ,, ભોગીલાલ પુરુષોત્તમદાસ–અમદાવાદ | ૧૧) |
| ૧૮ ,, હીરાભાઈ રામચંદ મલબારી | ૧૧) |

| | | |
|---|---|---|
| ૧૯ | ,, શાંતિલાલ ઓધવજી | ૧૧) |
| ૨૦ | ,, કાળીદાસ નેમચંદ–મોરવાડા | ૫) |
| ૨૧ | ,, મોહનલાલ દીપચંદ ચોકસી | ૫) |
| ૨૨ | ,, મણિલાલ કુંવરજી–રાધનપુર | ૫) |
| ૨૩ | ,, ગુલાબચંદ ડાહ્યાભાઈ | ૫) |
| ૨૪ | ,, નટવરલાલ હરકીસનદાસ | ૫) |
| ૨૫ | ,, છોટુભાઇ ભીખાભાઈ | ૫) |
| ૨૬ | ,, વનમાળીદાસ ઝવેરચંદ | ૫) |
| ૨૭ | પરી મણિલાલ ખુશાલચંદ–પાલણપુર | ૫) |
| ૨૮ | શેઠ લાલચંદ કેશવજી હા. સોભાગચંદ | ૩) |
| ૨૯ | ,, રતિલાલ ફૂલચંદ | ૨) |
| ૩૦ | ,, વાડીલાલ જેઠાલાલ શાહ | ૨) |
| ૩૧ | રા. રાજપાળ મગનલાલ વ્હોરા | ૧। |
| ૩૨ | શેઠ ઈશ્વરલાલ હીરાચંદ, સુરત | ૫) |
| ૩૩ | ,, છોટાલાલ માણેકચંદ ,, | ૫) |
| ૩૪ | બેન શાંતિ તે શેઠ બાબુલાલ ગોવિંદજીની ધણીયાણી | ૫) |
| ૩૫ | બેન ચંચળ તે શેઠ બાબુલાલ છગનલાલની ધણીયાણી-સુરત | ૫) |



# શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ ભાગ ૫ માના વિષયોની

## લેખાનુક્રમણિકા.

ક્રમાંક પૃષ્ઠાંક

સદ્ગુણાનુરાગી સન્મિત્ર મુનિ મહારાજ
શ્રી કર્પૂરવિજયજી

# લેખ સંગ્રહ



ભાગ ૫ મો.

विद्यानाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं,
विद्या भोगकरी यशस्सुखकरी विद्या गुरूणां गुरुः ।
विद्या बंधुजनो विदेशगमने विद्या परमदैवतम्,
विद्या राजसु पूजिता न तु धनं विद्याविहीनः पशुः ॥



न चोरचौर्यं न च राजहारी,
न भ्रातृभाज्यं न च भारकारी ।
व्यये कृते वर्धत एव नित्यं,
विद्या धनम् सर्वधनप्रधानम् ॥



केयूरा न विभूषयन्ति पुरुषं हारा न चंद्रोज्ज्वला,
न स्नानं न विलेपनं न कुसुमं नालंकृता मूर्धजाः ।
वाण्येका समलंकरोति पुरुषं या संस्कृता धार्यते,
क्षीयन्ते खलु भूषणानि सततं वाग्भूषणं भूषणम् ॥ १ ॥



## સદ્‌વિદ્યા

જીવ અજીવાદિ વસ્તુને વસ્તુગત એટલે તે જેવા રૂપમાં છે તેવા રૂપમાં બરાબર સમજાય તે ખરી વિદ્યા જાણવી, અને અનિત્ય, અશુચિ તેમ જ અનાત્મીય વસ્તુને નિત્ય, શુચિ અને આપણી સમજવી તે અવિદ્યા જાણવી. વિદ્યા, કળા અને કૌશલ્યથી આત્માની વિવિધ શક્તિઓ વિકસિત થાય છે, તેથી અન્ય અજ્ઞ જનો ગમે તેવા શારીરિક બળથી જે કામ કરી શકતા નથી તે વિદ્વાન જનો રુડાં કળબળથી સહેજે કરી શકે છે. વિદ્યાનો પ્રભાવ બહુ અલૌકિક છે એમ આપણે પ્રગટ જોઈએ છીએ; કારણ કે વિદ્યા એ મનુષ્યોનું ખરેખર ઝળકી રહેલું આંતરતેજ છે, તેમ જ ઘણું જ ગુપ્ત ધન છે. વિદ્યા વળી ભોગ, યશ અને સુખ કરવાવાળી છે. વિદ્યા ગુરુનો પણ ગુરુ છે. વિદેશગમન પ્રસંગે વિદ્યા બંધુજન સમાન છે. વિદ્યા શ્રેષ્ઠ દેવતા સમાન છે. વળી જેમ વિદ્યા રાજાઓમાં પૂજાય છે તેમ ધન પૂજાતું નથી, માટે વિદ્યા રહિત મનુષ્યને પશુ તુલ્ય સમજવો. વિદ્યા એ જ ખરેખરું ભૂષણ છે. બાજુબંધ કે ચંદ્ર જેવા ઉજ્જવળ મોતીના હારો, સ્નાન, વિલેપન, પુષ્પ કે સુશોભિત કેશો પુરુષને વિભૂષિત કરતાં નથી. કેવળ એક ઉદાર વાણી જ પુરુષને શોભાવે છે. બીજાં અધાં ભૂષણો સદાય ક્ષીણ થઈ જાય છે, પરંતુ ઉદાર વાણીરૂપ ભૂષણ કાયમ રહે છે. વિદ્યારૂપ આંતર-ધનને કોઈ ચોર

ચોરી શકતો નથી, જે સદા ય કંઇ ને કંઇ સુખની પોષણા કરે છે, અર્થીજનોને અપાતા છતાં સદા વૃદ્ધિને પામે છે અને કદાપિ જેનો વિનાશ થવા પામતો નથી. આવું આંતર-ધન જેમની પાસે છે તેમની સાથે કોણ સ્પર્ધા કરી શકે? જેને ચોર ચોરી શકે નહિ, રાજા દંડી શકે નહિ અને ભાઇ ભાગ પડાવી શકે નહિ તેમ જ જે ભારભૂત બને નહિ અને અર્થી-જનોને આપ્યા છતે ખૂટે નહિ, પણ ઊલટું વધતું જ જાય એવું વિદ્યારૂપ ધન સર્વ પ્રકારનાં ધન કરતાં પ્રધાન ધન છે, અને તેથી જ ખરા સુખના અર્થીજનોએ તે આદરવા યોગ્ય છે.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૧૧૭. ]

---

## જગતની મહાનમાં મહાન વસ્તુ ચારિત્ર્ય.

૧. શુદ્ધ ધ્યેય અને શુદ્ધ ચારિત્ર્ય એ જ હમેશાં સત્યનો પંથ છે.

૨. ઉદાર બનો, એટલે બીજા માણસમાં ઉદારતા સૂતેલી હશે તે જાગૃત થશે અને તમારી ઉદારતાને મળવા આવશે.

૩. ચારિત્ર્ય એ જ શક્તિ, એ જ પૈસો, એ જ ધર્મ અને એ જ મોક્ષ છે.

૪. ચારિત્ર્યને કંઈ પણ ભલામણની આવશ્યકતા નથી. તે પોતાની ભલામણ પોતે જાતે જ કરે છે. ચારિત્ર્ય વગરનું બધું તુચ્છ જ છે.

૫. મહાન્ કાર્ય કરવું એ જ કંઇ જીવનનું મુખ્ય કર્ત્તવ્ય નથી, પરંતુ આપણે પોતે મહાન્ થવું એ જ કર્ત્તવ્ય છે. ચારિત્ર્ય

એ જ જીવનનું ઉત્તમોત્તમ અને સ્થાયી ફળ છે, ચારિત્ર્ય એ જ સાચી આંટ છે.

૬. ચારિત્ર્ય વગરની એકલી બુદ્ધિ આપણને અધોગતિમાં લઇ જાય છે.

૭. સ્વાર્થત્યાગનો પાઠ શીખ્યા હોઇએ તો માનાપમાનની પણ આપણા ઉપર અસર થાય નહીં.

૮. દૃઢ ચારિત્ર્યવંતને ગમે તેવો રાજા પણ ખરીદી શકે નહીં.

૯. જાગૃત થયેલ આત્માને પ્રતીત થાય છે કે સત્કર્ત્તવ્ય એ જ જીવનનો હેતુ છે.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૩૦૨. ]

---

## આપણી સામાજિક, નૈતિક તથા આધ્યાત્મિક ઉન્નતિ સાધવા માટે સંપ તથા એકતા (Harmony) દૃઢ-પાયે સ્થાપવા આપણ સહુમાં ઉદાર-નિઃસ્વાર્થ-ભાવના પ્રગટાવવાની અનિવાર્ય જરૂર.

**સદ્ભાવના** એ આપણો મુદ્રાલેખ બનવો જોઇએ, તથા તુચ્છ સ્વાર્થવૃત્તિને આપણે તિલાંજલિ આપવી જોઇએ. દુનિયાના સહુ પ્રાણીઓ સુખને જ ચાહે છે અને વિવિધ જાતનાં દુઃખથી કંટાળી તેમાંથી મુક્ત થવા ઇચ્છા રાખે છે, પણ તેનો ખરો રસ્તો તેમને યથાર્થ સમજાયો હોતો નથી, તેથી તેઓ બહુધા દુઃખના જ માર્ગે પ્રયાણ કરતાં રહે છે. પરિણામે સુખને બદલે જાતજાતનાં દુઃખનાં જ દર્શન કરી તેનો કડવો અનુભવ

મેળવે છે. ક્ષણિક–વિનાશી સુખમાં મુગ્ધજનો વારંવાર લોભાઈ જઈ, સ્વાભાવિક અવિનાશી આત્મિક સુખનો અનાદર કરે છે. ક્ષણિક, કલ્પિત સુખમાં મુંઝાઈ રહેનારા લોકો ખરા અવિનાશી સુખનો અનુભવ કરી શકતા નથી અને અપૂર્વ અલૌકિક સુખથી તે સહુ વંચિત–બેનસીબ જ રહે છે. તુચ્છ સ્વાર્થવૃત્તિને વશ થઇ રહેવાથી જ આવુ વિષમ પરિણામ વારંવાર આવે છે અને વિવિધ વાસનાઓના જોરથી જીવો અહીંતહીં જન્મમરણના ફેરામાં અટવાયા કરે છે. તે જન્મમરણનાં અનંતાં દુઃખમાંથી જીવોનો ઉદ્ધાર થાય એ ખરેખર બહુ જ ઇચ્છવા યોગ્ય છે.

આ ઉપરથી સહેજે સમજી શકાશે કે આપણું મુખ્ય સાધ્યબિંદુ ક્ષણિક–વિનાશી, કલ્પિત સુખ નહિં પણ ખરું શાશ્વત, અવિનાશી, આત્મિક સુખ જ હોવું જોઈએ. તેને લક્ષીને જ સકલ ઉચિત પ્રવૃત્તિ કરવી ઘટે. તેવું ખરું સુખ નિજ આત્મામાંથી જ મળી શકે છે. બીજા બધા તો સુખ–દુઃખમાં કેવળ નિમિત્તરૂપ જ હોઇ શકે. પ્રત્યેક આત્મામાં શક્તિરૂપે અનંતજ્ઞાનાદિક રત્નરાશિ છૂપી રહેલી છે તેમ જ તે સકલ રત્નરાશિને પ્રગટ કરવાનું અનંત–અગાધ સામર્થ્ય પણ છૂપું રહેલું છે, એ સાચી વાત કોઇ વિરલા જ જાણે છે. મોટો સમૂહ તો તેથી તદ્દન અજ્ઞાન–અજાણ્યો જ રહે છે. તેમને એ ખરી હકીકતથી જાણીતા કરવા એ ખરા તત્ત્વજ્ઞાનીનું કર્ત્તવ્ય છે. તત્ત્વજિજ્ઞાસા થવાથી તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ સુલભ્ય થાય છે. ખરા જ્ઞાની પ્રત્યે નિજ હૃદયમાં શુદ્ધ પ્રેમ–બહુમાન જાગૃત થાય એ તત્ત્વજ્ઞાન પામવાની ખરી કુંચી છે. એ કુંચી કોઇ સદ્‌ભાગી મેળવીને તેને લાગુ પાડે છે, તો પરિણામે નિજ આત્મામાં જ છૂપી રહેલી અનંતી ઋદ્ધિ તેને અનાયાસે મળી આવે છે.

યથાર્થ જ્ઞાન, યથાર્થ શ્રદ્ધા અને યથાર્થ ચારિત્રના સંયુક્ત બળથી ખરું અવિનાશી સુખ પ્રાપ્ત થઈ શકે છે. જન્મ મરણ સંબંધી અનંત દુઃખરાશિમાંથી છૂટવાનો એ જ ધોરી માર્ગ છે. અજ્ઞાન અને મોહવશતાથી ખરો માર્ગ ભુલાઇ ગયો છે અને ઊલટો માર્ગ પકડી લેવાયો છે. એથી જ બાપડા જીવો સુખને બદલે દુઃખમાં જ ડૂબતા જાય છે. તેમાંથી પ્રત્યેક જીવનો ઉદ્ધાર કેમ થાય અને પ્રત્યેક જીવ ખરી સુખશાંતિ કેમ પામે ? એવું ચિંતવવું એ જ ખરી **મૈત્રી ભાવના**. તેવા દુઃખી જીવોને તન, મન, વચન કે ધનથી ગમે તે રીતે દુઃખમુક્ત કરવા સાક્ષાત્ પ્રયત્ન સેવવો તે ખરી **કરુણા ભાવના**. આપણા વિચાર, વાણી તથા વર્તનમાં રહેલી વિષમતા ( ખામી ) દૂર કરી જો આપણે તેને શુદ્ધ, પવિત્ર અને નિર્મળ બનાવી લઈએ તો એ બધાં વડે આપણો તેમ જ અન્ય અનેક દુઃખી આત્માઓનો સહજમાં ઉદ્ધાર કરી શકાય, પરંતુ ખેદની વાત છે કે બહુધા સ્વતંત્રતાના મિષથી સ્વચ્છંદતાને સ્થાન આપવામાં આવે છે, જેથી સ્વપર અહિતમાં અધિક ઉમેરો જ કરાય છે. જ્યાંસુધી આપણામાં યોગ્ય વિકાસ ન થાય ત્યાંસુધી આપણે સહુએ શિષ્ટ જનોને અનુસરીને જ ચાલવું જોઈએ. આપણામાં તે પ્રકારની યોગ્યતા આવતાં તેઓ જ આપણને સ્વતંત્ર શાસન કરવા દેવા અનુમત થશે

વ્હાલા બંધુઓ તથા બહેનો ! નિઃસ્વાર્થ ભાવના બળથી આપણે સહુ તે પ્રકારની રુડી યોગ્યતા પામી શકશું. કોઇને પણ દુઃખમુક્ત–સુખી કે સદ્ગુણી સાક્ષાત્ દેખી કે સાંભળીને આપણે સહુએ રાજી અને પ્રસન્ન થવું જોઇએ, મનમાં લેશમાત્ર ખેદ, રોષ કે ઈર્ષ્યા, અદેખાઇ નહિં લાવતાં **પ્રમોદ** યા **પ્રસન્નતા** ધારવી, જેથી આપણી આંતરભૂમિમાં રહેલાં

શલ્ય માત્ર દૂર થઇ શુદ્ધ ને સુયોગ્ય થવા પામે. ઉન્નતિનાં ખરાં કારણ શોધી, સમજીને આપણે આદરવાં જોઇએ, જેથી આપણી અમુક પ્રકારની ઉન્નતિ થવા સાથે અન્ય જનોને પણ સમુન્નત બનાવવામાં આપણે શુભ સાધનરૂપ થઇએ. ગમે તેવાં નિંદ્ય અને કઠોર કર્મ કરનાર પ્રત્યે પણ દ્વેષ, ખેદ કર્યા વગર પ્રબળ કરુણાયુક્ત હૃદયથી તેનું કંઇ પણ હિત કરી શકાય તેમ હોય તો કરવું, નહિં તો છેવટે અસાધ્ય વ્યાધિવંતની જેમ તેને ઉપેક્ષણીય સમજી, રાગદ્વેષ રહિત સમભાવથી શકય સ્વપરહિત સાધવામાં જ મશગૂલ રહેવું–એ જ **માધ્યસ્થ્ય ભાવના.** સાચા મોક્ષસુખની ચાવી જેવી અવિરોધી એ સઘળી સદ્ભાવનાઓ આપણા સહુના દિલમાં સદોદિત ( કાયમ ) રહેવી જોઇએ. એવી ઉદાર નિઃસ્વાર્થ ભાવના આપણામાં પ્રગટાવ્યા વગર અને તેને દૃઢ–સ્થિર કર્યા વગર આપણે આપણામાં સંપ યા એકતા સ્થાપી શકશું નહિં અને તેને નિભાવી પણ શકશું નહિં.

કદાચ કોઈ નિમિત્તવશ ઉપરટપકે સંપ યા એકતા સ્થપાયેલ જણાશે, પરંતુ તે પ્રકારની હૃદયની શુદ્ધતા, નિર્મળતા, નિઃસ્વાર્થતા પેદા કર્યા વગર ઉક્ત સંપ યા એકતા સ્થિર થઇ શકશે નહિ, તેમ જ આપણે એકબીજાનું ખરું વાસ્તવિક હિત પણ કરી શકશું નહિં.

આપણ સહુમાં સંપ યા એકતા–દૃઢ–સ્થિર સ્થાપવાની અનિવાર્ય જરૂર છે. એ વડે જ વાસ્તવિક સ્વપરહિતની રક્ષા અને વૃદ્ધિ કરી શકીશું. તેવા ઉત્તમ સંપની સ્થાપના નિમિત્તે સહુએ વિવેકથી સ્વાર્થત્યાગ કરવો જ જોઇએ. તુચ્છ અને કલ્પિત સ્વાર્થનો ત્યાગ કર્યા વગર તો કશું હિત–શ્રેય–કલ્યાણ થવા સંભવ જ નથી. જયારેત્યારે પણ સ્વાર્થત્યાગ કરવાથી જ શ્રેય

થવાનું છે, તો પછી તુચ્છ સ્વાર્થને વશ થઇ આવી અપૂર્વ તક ગુમાવી દેવી તેનો અર્થ શો ? તંત્રી-વીણાના ત્રણે તાર સારા મજબૂત અને સુવ્યસ્થિત હોય છે તો જ તે મજાનો મીઠો-મધુરો સૂર કાઢી શ્રોતાજનોને રીઝવી શકે છે. હારમોનિયમ વિગેરે વાજીંત્રો પણ એવા જ અર્થસૂચક છે. જડ વસ્તુઓ પણ આ રીતે સુવ્યવસ્થિત હોય તો તે દ્વારા અનેક જનો ઇચ્છિત લાભ મેળવી શકે છે, તો પછી ઉપર જણાવ્યું તેમ અનંત શક્તિ-સામર્થ્યને ધારણ કરનારો પ્રત્યેક આત્મા ધારે તો તેને પ્રાપ્ત થયેલી સકલ શુભસામગ્રીનો સદા ય સદુપયોગ કરે.

સ્વવિચાર, વાણી અને આચરણ બરાબર પવિત્ર બનાવે, તે માટે શરૂઆતમાં જ વર્ણવેલી સઘળી શુભ ભાવનાઓનો સતત અભ્યાસ રાખે, તુચ્છ, કલ્પિત, ક્ષણિક સ્વાર્થ માત્રને જતો કરે, વિષયને ચાહનારી ઇંદ્રિયોને કબજે રાખે-મોકળી ન મૂકે, તેમાં પણ સકળ ઇંદ્રિયોને પોષણ આપનારી રસના-જીભને વિશેષે કબજે ( કાબૂમાં ) રાખે. એટલે એને નિર્દોષ અને નિયમિત પોષણ આપે કે જેથી તેનામાં તેમ જ તેને લઇ અન્ય ઇંદ્રિયોમાં પણ વિક્રિયા થવા પામે જ નહિ. એટલું જ નહિ પણ યોગ્ય પોષણ પામેલી ઇન્દ્રિયો પોતાના સ્વામીરૂપ આત્માની ખરી સેવા સાવધાનપણે બજાવી શકે, જેથી સુવિવેકી આત્મા ઉન્નતિના માર્ગમાં અવિચ્છિન્ન પ્રયાણ કરી શકે. વળી તે સુવિવેકી આત્મા ક્રોધાદિક કષાયનો સારી રીતે નિગ્રહ થાય તેમ ડહાપણભરી ક્ષમા, સમતા, મૃદુતા, નમ્રતા, ઋજુતા, સરલતા અને તુષ્ટિ-નિર્લોભતાનું સેવન કરે. ક્રોધ પ્રીતિનો, માન મર્યાદાનો, માયા મિત્રાઇનો અને લોભ સર્વગુણનો નાશકારક છે, એવું સમજનારો વિવેકી કદાચ ક્રોધ-રીસ કરે તો, પોતાના જ

અવગુણુ પ્રત્યે કરે, માન–અહંકાર કરે તો પ્રમાદાદિક શત્રુઓનો પરાભવ કરી મળેલી તકની સાર્થકતા કરવા સાવચેતી રાખવા માટે જ કરે, માયા–કપટ કેળવે તો પોતાની ખરી ઉન્નતિમાં અપાય–વિઘ્ન કરનારા દોષો–દુર્ગુણોને વટાવી દેવા પૂરતી જ કરે અને લોભ કરે તો જેથી જન્મમરણનો ભય દૂર થાય એવી સાધનસંપત્તિ પ્રાપ્ત કરી લેવા નિમિત્તે જ કરે. જેથી સ્વકર્ત્તવ્યનું ભાન ભૂલાય અને કર્ત્તવ્યભ્રષ્ટ થવાય એવા કોઈ પણ માદક પદાર્થનું સેવન વિવેકાત્મા ન જ કરે. આ ટૂંકી જિંદગીના અમૂલ્ય સમયોને આળસ વધારવામાં ખર્ચી ન જ નાંખે, પણ તેનો પોતાનાથી બની શકે તેવો સારામાં સારો ઉપયોગ કરે, જેથી સ્વપરહિતની રક્ષા સાથે તેમાં દિનપ્રતિદિન વધારો જ થાય એવું અભિનવ જ્ઞાન ( વિજ્ઞાન ) જાતે મેળવવામાં, મેળવેલું અન્ય અર્થી જનોને આપીને વધારવામાં, તેનો ફેલાવો કરવામાં, સત્સંગનો લાભ લેવામાં, સંશયનું સમાધાન કરવામાં અને મંદમતિ જીવોને સ્વકર્ત્તવ્ય સમજાવી તેમને કર્ત્તવ્યપરાયણ કરવામાં પોતાના અમૂલ્ય સમયને વીતાવે. ફૂલડાં ઝરે અથવા અમૃત વર્ષે એવી મીઠી–મધુરી હિતકારી સત્ય વાણી પ્રસંગને લક્ષી ગર્વ રહિત અને સ્થિરબુદ્ધિથી વિચારીને વદે. સર્વ પ્રાણીવર્ગને નિજ આત્મા સમાન લેખી પોતાનાથી બને તેટલી તેમની અનુકૂળતા સાચવે અને અન્ય જનોને એવું જ હિત આચરણ કરવા શીખવે. શુદ્ધ બ્રહ્મચર્ય જાતે પાળવા તથા તેનો ઉત્તમ પ્રભાવ શ્રોતાવર્ગને સમજાવી તેઓ તેમાં રત થાય તેવો પ્રયત્ન કરવા તત્પર બને છે. બ્રહ્મચર્ય જ ચારિત્રનું મૂળ અધિષ્ઠાન છે, એમ પોતે સારી રીતે સમજે અને તેનો મહિમા અન્યને સમજાવે. માયા, મમતાને દૂર કરી દે.

આવા સુવિવેકી આત્માને 'મારું તારું' હોતું નથી. આવું ઉત્તમ આદર્શજીવન જીવવા સદ્ભાવના આપણામાં સદા ય સ્ફુરો અને એવા અનેક આદર્શજીવનોના સંયુક્ત બળથી વિશ્વમાં અખંડ એકતા સધાઓ અને શ્રેષ્ઠ સુખશાંતિ સ્થપાઓ.

[ આ. પ્ર. પુ. ૧૭, પા. ૯૭. ]

---

## આપણી ઉન્નતિ કેમ થઇ શકતી નથી ? તે તથા આપણી ઉન્નતિનો સંભવિત ઉપાય.

**આપણામાં** ગતાનુગતિકતા બહુ વધી ગઈ છે, એટલે જે જે ક્રિયા ( ધર્મકરણી ) કરવામાં આવે છે તેનો શાસ્ત્રોક્ત હેતુ કે પરમાર્થ સમજવાની બહુ જ ઓછી દરકાર કરવામાં આવે છે અને ઘણે ભાગે વગરસમજ્યે દેખાદેખીથી અનેક ક્રિયાઓ કરાય છે, તેથી તે તે ધર્મકરણી જોઈએ એવી કલ્યાણસાધક થઇ શકતી નથી. વાતો ( મોટી મોટી ) કરવામાં આપણે શૂરા છીએ ખરા, પણ આપણી ગંભીર ભૂલો સુધારવાની કશી દરકાર કરતા નથી એ ભારે ખેદની વાત છે. જો આંતરિક દૃષ્ટિથી જોવામાં આવે તો આપણે ઘાંચીના બળદની જેમ અંધગતિ કરી રહ્યા છીએ એટલે ગમે તેટલું ચાલ્યા કરીએ તો પણ ઠામના ઠામ રહેવાના છીએ. આવી ભયંકર દુઃખદાયી સ્થિતિમાંથી આપણો ઉદ્ધાર શી રીતે થઇ શકે ?

જો કે આપણુ સહુને સુખ ગમે છે, દુઃખ નથી ગમતું; પરંતુ સુખનો ખરો રસ્તો આદર્યા વગર અને દુઃખનો માર્ગ તજ્યા વગર સાચું સુખ મળવાનું નથી અને દુઃખ ટળવાનું પણ નથી.

સમર્થ શાસ્ત્રકારો કહે છે કે યથાર્થ શ્રદ્ધા ( સમ્યગ્દર્શન ), યથાર્થ બોધ ( સમ્યગ્જ્ઞાન ) અને યથાર્થ વર્તન( સચ્ચારિત્ર )નું બરાબર પરિપાલન કરવાથી જ સર્વ દુઃખનો સર્વથા અંત આવી શકે છે અને અક્ષય, અનંત, શાશ્વત મોક્ષ-સુખ મળી શકે છે. તે રત્નત્રયીનું આરાધન કરવાની વાત તો દૂર રહો, પ્રથમ તેની પ્રાપ્તિ માટે યોગ્ય ( લાયક ) બનવા માટે વિનય, વિવેક, ન્યાય, નીતિ, ક્ષમા, સરલતા, સંતોષાદિક માર્ગાનુસારીપણાના ગુણોનો પણ જ્યાંસુધી યોગ્ય આદર ન કરવામાં આવે અને ક્ષુદ્રતા-તુચ્છ દોષદૃષ્ટિ પ્રમુખ દુર્ગુણો તજવામાં ન જ આવે ત્યાંસુધી સાચા સુખની પ્રાપ્તિ અને વિવિધ પ્રકારનાં દુઃખોનો અંત થવાની આશા શી રીતે રાખી શકાય ?

જેમ મળશુદ્ધિ કર્યા વગર લેવામાં આવતી ગમે તેવી કિંમતી દવા ગુણ કરતી નથી તેમ મૈત્રી, કરુણા, મુદિતા અને મધ્યસ્થતાના સેવનવડે રાગ, દ્વેષ, અહંતા, મમતાદિક જડ ઘાલીને રહેલા દુષ્ટ વિકારોરૂપ આંતરમળની શુદ્ધિ કર્યા વગર ગમે તેવી ધર્મકરણી દુઃખહરણી થઇ શકતી નથી. ઉત્તમ-હિતકારી વૈદ્યનાં વચનાનુસાર ઔષધોપચાર કરવાથી જેમ ગમે તેવા હઠીલા વ્યાધિનો પણ અંત આવે છે તેમ રાગ, દ્વેષ અને મોહાદિક વિકાર માત્રથી સર્વથા મુક્ત થયેલા સર્વજ્ઞ પ્રભુની એકાન્ત હિતકારી આજ્ઞાને યથાર્થ રીતે અનુસરવાથી નિશ્ચે સકળ દુઃખનો સર્વથા અંત આવી શકે છે. પોતપોતાના અધિકાર મુજબ શુદ્ધ રહેણીકરણી કરવા પુરુષાર્થ ફેરવવાથી જ સર્વજ્ઞ પ્રભુની કે નિઃસ્પૃહી-નિર્ગ્રંથ ગુરુમહારાજની પરમ હિતકારી આજ્ઞા-શિક્ષાનું ઠીક પરિપાલન થઇ શકે છે, પરંતુ

એકાન્ત હિતકારી દેવગુરુની આજ્ઞાનો અનાદર કરી સ્વેચ્છા મુજબ ચાલનાર ગમે તેટલો બાહ્યાડંબર કરે છતાં તે તેને કેવળ ક્લેશરૂપ થાય છે.

આત્મોન્નતિ કરવા ઇચ્છનારે સ્વેચ્છાચાર તજવો જ જોઈએ. મદ–કેફ–રતિ તજવી જ જોઈએ. વિષયલાલસા, કષાય–અંધતા, આળસ, એદીપણું અને નકામી કુથલીઓ કરવાની કુટેવને તિલાંજલી આપવી જ જોઇએ. પોતાનામાં જડ ઘાલીને રહેલા અનેક દુર્ગુણોને ટાળવા તથા અનેકાનેક સદ્ગુણો પ્રાપ્ત કરવા અને ખીલવવા સતત પ્રયત્ન કરવો જ જોઈએ. તુચ્છ–ક્ષણિક સુખનો મોહ તજી, ખરું શાશ્વત મોક્ષસુખ મેળવવા જ મથન કરવું જોઈએ. ગતાનુગતિકતા તજી પરમાર્થ દૃષ્ટિ આદરવી જોઈએ. મૈત્રી, કરુણા, મુદિતા અને મધ્યસ્થતારૂપ સદ્ભાવનાથી સ્વહૃદયકમળને સદા ય વાસિત કરી રાખવું જોઇએ. ખરો હેતુ સમજી એકચિત્તથી ધર્મકરણી યથાશક્તિ નિયમસર કરવી જોઈએ. ઉચ્ચ આદર્શ નજર આગળ રાખી, શાસ્ત્રાજ્ઞાને માન આપી નમ્રપણે આત્મોન્નતિ સાધવા અને બની શકે તેટલું અન્ય જનોનું પણ હિત કરવાના ખપી થવું જોઈએ.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૨૪૬. ]

---

## સહૃદય અને સકર્ણ સજ્જનોને સાગ્રહ સૂચના.

વ્હાલા બંધુઓ અને બહેનો !

તમે તમારા અંગત સ્વાર્થની ખાતર પુષ્કળ પૈસો ખર્ચો છો, પરિશ્રમ ઉઠાવો છો અને વખતનો પુષ્કળ વ્યય કરો છો,

મનગમતાં ખાનપાન કરો છો, મનગમતાં વસ્ત્રાભૂષણ સજો છો અને મનગમતાં વાહનો પર બેસી વિહરો છો. વળી સ્વજનકુટુંબનું પોષણ પણ કરતાં રહો છો. તેમને ઇચ્છિત ખાનપાન, વસ્ત્ર, આભૂષણ વિગેરે આપો છો અને તેમની ઇચ્છાને અનુસરો છો. વિશેષમાં નાતવરા કરો છો, પુત્ર-પુત્રીઓને પરણાવો છો, ઓચ્છવ-મહોચ્છવ કરો છો, વૈભવ મેળવવા ચાહો છો અને તમારા આશ્રયે રહેલાને સુખી કરવા ઇચ્છો છો. કવચિત્ તીર્થયાત્રા પણ કરો છો, દેવપૂજા, ગુરુવંદન કરો છો અને દુઃખી જનોને દેખી તેમના ઉપર અનુકંપા પણ લાવો છો. કવચિત્ હુંસાતુસીથી બીનજરૂરી ભારે ખર્ચ પણ કરો છો. આ બધું તમને તમારા વૈભવના પ્રમાણમાં કરવું કદાચ ઉચિત લાગતું હશે, જશ-કીર્તિ મેળવવા જરૂરનું જણાતું હશે અને આબરુ સાચવવા અગત્યનું સમજાતું હશે; પરંતુ તમે તમારો પરભવ સુધારવા તમારી આત્મોન્નતિ થાય તેવી શુભ કરણી વિવેકથી કરવા કંઇ લક્ષ સાધ્યું છે?

જે દરેક આત્મામાં પરમાત્મા જેટલી શક્તિ છૂપી રહેલી છે તે પ્રગટ કરવા પોતપોતાની યોગ્યતા મુજબ ખરો માર્ગ ગ્રહણ કરવો એ આપણી ખાસ ફરજ છે તેને તદ્દન વિસારી દેવી તે અનુચિત છે. યથાર્થ જ્ઞાન અને શ્રદ્ધા સહિત સદાચરણ એક નિષ્ઠાથી સેવ્યા વગર કદાપિ આત્મોન્નતિ થવાની નથી, તેથી ઉક્ત રત્નત્રયીની પ્રાપ્તિ માટે જરૂર પુરુષાર્થ સેવવો જોઇએ. વિષય-લાલસા, કષાય-અંધતા, સ્વકર્ત્તવ્યવિમુખતા, વિકથારસિકતા, અજ્ઞાન, મિથ્યાત્વ અને સ્વેચ્છાચાર તો અવશ્ય તજવાં જોઈએ. યોગ્યતા મેળવવાથી ઇચ્છિત લાભ મળી શકશે, માટે ક્ષુદ્રતા,

અવિનીતતા, સ્વાર્થાંધતાદિક દુર્ગુણો ટાળવા અને ગંભીરતા, વિનીતતા તથા પ્રામાણિકતાદિ સદ્ગુણો મેળવવા જરૂર પ્રયત્ન કરવો. તેમજ સર્વ કોઇનું પારમાર્થિક હિત થાય તેવું જ ઇચ્છવું અને તન, મન, ધનથી તેમ કરવા સતત લક્ષ રાખવું. પ્રમાદ–જડતા દૂર કરી સ્વપરહિતમાં વૃદ્ધિ જ કરવી.

[ આ. પ્ર. પુ. ૧૭, પા. ૨૨૨. ]

---

## પુરુષની પંક્તિમાં કોને ગણવા ?

### એક પ્રશ્નનું સમાધાન.

" का हि पुंगणना तेषां, येऽन्यशिक्षाविचक्षणाः ।
ये स्वं शिक्षयितुं दक्षा-स्तेषां पुंगणना नृणाम् ॥ "

ભાવાર્થ:—જેઓ અન્યને યથેચ્છ શિખામણ દેવામાં શૂરા છે તેમને પુરુષની ગણત્રીમાં જ કોણ ગણે છે ? શાસ્ત્રકાર કહે છે કે અમે એવા ' પરોપદેશે પાંડિત્યં ' બતાવનારા શુષ્ક હૃદયવાળાઓને પુરુષની પંક્તિમાં ગણતા જ નથી. ફક્ત જેઓ પોતાની જાતને જ કેળવવા–સુધારવા ચકોર ( સાવધાન ) રહે છે તેમને જ અમે ખરા પુરુષની ગણત્રીમાં ગણીએ છીએ.

પરમાર્થ–આ અતિ ઉપયોગી ( મહત્ત્વપૂર્ણ ) શ્લોકમાંથી કોઈ પણ આત્મકલ્યાણેચ્છુ જન ધારે તો બહુ જ ઊંડું ( અર્થ-પૂર્ણ ) રહસ્ય પામી શકે એમ છે. માણુસ ગમે તેવો બુદ્ધિ-શાળી હોય, શરીરે હૃષ્ટપુષ્ટ ( નિરોગી ) હોય, લક્ષ્મીવંત હોય અને વચનશક્તિવાળો પણ હોય; પરંતુ એ બધી બુદ્ધિ, શક્તિનો ઉપયોગ જ્યાંસુધી પોતાના આત્મકલ્યાણાર્થે કરવામાં

ન આવે, કેવળ લોકરંજનાર્થે અથવા તુચ્છ મનઃકામના પૂર્ણ કરવા માટે જ કરવામાં આવે તો તે બુદ્ધિ–શક્તિની ખરી સાર્થકતા ગણી શકાય નહિં.

રુડી–નિર્મળ બુદ્ધિ પામીને સ્વપર, જડચેતન, હિતાહિત, કર્ત્તવ્યાકર્ત્તવ્ય, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, ગમ્યાગમ્ય તથા ગુણ-દોષની યથાર્થ વહેંચણ કરતાં શીખી ખરી વસ્તુને આદરવી અને ખોટી વસ્તુને તજી દેવી જોઇએ. રુડી નિરોગી કાયા પામીને તુચ્છ વિષયાદિકની લાલસા તજી રુડાં વ્રત–નિયમ આદરવા ખપ કરવો જોઇએ. શ્રીમંતાઇ પામીને પરોપકારાર્થે તેનો સદુપયોગ કરવો જોઇએ અને રુડી વચનશક્તિ પામીને અન્ય પ્રાણીઓને પ્રીતિ ઉપજે તથા તેમનું હિત–શ્રેય–કલ્યાણ થાય તેવો તેનો વિવેકપૂર્વક ઉપયોગ કરવો જોઇએ. તેમ જ સ્વપરહિતની વૃદ્ધિ થાય તેવાં દરેક કાર્યમાં પ્રયત્ન કરવા સાવધાન રહેવું જોઇએ.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૨૪૭. ]

---

## ધર્મની ભાવના જાગૃત કરવાની જરૂર

“ યતો ધર્મસ્તતો જયઃ ”

ગમે તેવો આકરો પ્રસંગ ઊભો થયો હોય તો પણ પંડિત પુરુષો સ્વકર્ત્તવ્યધર્મનો ત્યાગ કરતા નથી; કેમકે જ્ઞાની પુરુષો કહે છે કે ‘ **જે ધર્મનું રક્ષણ કરે છે તેનો જ જય થાય છે.** ’ એ ઉત્તમ શિષ્ટવચનને અનુસરી આપણે સહુએ અવશ્ય સ્વકર્ત્તવ્યપરાયણ થવું જોઇએ. ધીરજ રાખી ખરી ખંતથી સ્વકર્ત્તવ્યધર્મમાં મચી રહેવાથી જરૂર આપણો જય ( ઉદય ) થવા પામશે.

આજકાલ જ્યાં જ્યાં દૃષ્ટિ નાખી જોઈએ ત્યાં ત્યાં યથાવિધિ સ્વકર્ત્તવ્યપાલન કરવામાં બહુધા ઉપેક્ષા કહો કે બેદરકારી જોવામાં આવે છે, અને એથી ઊલટી દિશામાં પ્રયાણ થતું જોવામાં આવે છે. એ હકીકત જ મૂળથી આપણી અજ્ઞાનતા સૂચવે છે કે સ્વકર્ત્તવ્યધર્મનું આપણને બરાબર ભાન જ થયું નથી. અથવા તો આપણે તેને વિસારી દીધું છે. જ્ઞાની મહાત્માઓ તો કહે છે કે સ્વકર્ત્તવ્ય ધર્મનું યથાવિધિ પાલન કર્યા વગર તમારો જય કે ઉદય થવાનો જ નથી, તેથી જો તમે તમારો જય કે ઉદય કરવા ઇચ્છતા જ હો, તો પ્રથમ તમે સ્વકર્ત્તવ્યધર્મને સારી રીતે સમજવાનો પ્રયાસ કરો. સ્વકર્ત્તવ્યધર્મને જે સારી રીતે જાણતા–સમજતા હોય, તથા તે કર્ત્તવ્યધર્મનું યથાવિધિ પાલન કરવાથી જ આપણો જય કે ઉદય થવાનો છે એવી જેમની દૃઢ શ્રદ્ધા કે માન્યતા હોય, અને એવી ઊંડી શ્રદ્ધા સહિત જ જે પ્રમાદ તજી, સ્વકર્ત્તવ્યધર્મનું યથાર્થ પાલન કરવામાં ઉજમાળ રહેતા હોય એવા પ્રમાણિક પુરુષો પાસે બહુ વિનય અને માનપૂર્વક સ્વકર્ત્તવ્યધર્મને તમે બરાબર સમજો, તથા તેથી જ તમારો જય કે ઉદય સધાશે એવી શ્રદ્ધા કે માન્યતાને દૃઢ કરો તેમ જ એવી દૃઢ શ્રદ્ધા, પ્રતીતિ સાથે જ સ્વકર્ત્તવ્યધર્મનું યથાવિધિ પાલન કરવા સકળ પ્રમાદ પરિહરી સદાકાળ સાવધ રહો.

સહુને પોતપોતાના અધિકાર પ્રમાણે કર્ત્તવ્યધર્મ પાળવાનો છે, એવી શાસ્ત્રમર્યાદા પરાપૂર્વથી ચાલી આવે છે, પરંતુ સંયોગોની વિચિત્રતાથી તેમાં ઘણો બગાડો થયેલો જોવાય છે. સમજમાં, શ્રદ્ધામાં તેમ જ વર્તનમાં ફેરફાર થયેલો

છે. મજબૂત મનના, ઉદાર દિલના અને સમયજ્ઞ સુજ્ઞ–ચકોર ભાઈબહેનો ધારે તો ખરા ખંતભર્યા પ્રયાસથી તેમાં ઠીક સુધારો કરી શકે એમ છે, પરંતુ બેપરવાઇ કે ઉપેક્ષા કરવાથી જ ઘણું કામ બગડે છે. જો સ્વપરહિતકારી કાર્ય જરૂર કરવું જ હોય તો તેવી બેપરવાઈ કે ઉપેક્ષા કરી શકાય નહિ. શાસનપ્રેમી, દયાળુ અને સત્યવાદી, ખરા ત્યાગી, વૈરાગી સાધુ-સાધ્વીઓ આ અગત્યની વાત ધ્યાન પર લે, તો સદુપદેશવડે તેઓ ઘણું શાસનહિત કરી શકે.

ખરા શાસનરાગી અને સદ્ગુણપ્રેમી શ્રાવકશ્રાવિકાઓએ પણ સમય ઓળખીને એવા ઉત્તમ સાધુ, સાધ્વીઓ તેમ જ નિર્મળ આચારવિચારવાળા શાણા શ્રાવક, શ્રાવિકાઓનાં હિત-વચન આદરથી સાંભળી, પોતાનું આચરણ સુધારવા જરૂર લક્ષ રાખવું જોઇએ. ઉત્તમ યોગ્યતાવાળા સાધુ, સાધ્વી કે શ્રાવક, શ્રાવિકાનો યથોચિત વિનય–સત્કાર કરવાથી આપણામાં રુડી યોગ્યતા આવે છે. આપણા દુઃખદાયી અજ્ઞાન, મિથ્યાત્વ અને દુરાચરણ ટળે છે–દૂર થાય છે અને આપણામાં ખરેખરૂં સુખદાયક તત્ત્વજ્ઞાન, શ્રદ્ધા અને તત્ત્વરમણતા જાગે છે–પ્રગટે છે. એ જ આં દુર્લભ માનવભવાદિક ઉત્તમ સામગ્રી પામવાનું સાર્થક્ય છે, તે વગરનું બધું નકામું છે. જો કે અજ્ઞાન, અશ્રદ્ધા, મિથ્યાત્વ અને સ્વચ્છંદાચરણથી આપણી પારાવાર ખરાબી ( પડતી ) થઇ છે, પરંતુ હજી સમય ઓળખી સાવધાન થઇ જશું તો પાછી ઉન્નતિ સાધી શકીશું.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૩૬. ]

## માન-અભિમાનની પણ કંઈ હદ હોય ખરી કે ?

**"વીરા મોરા ગજથકી ઊતરો, ગજ ચઢ્યાં કેવળ ન હોય રે"-વીરા મોરા.**

વ્હાલા બંધુઓ અને બહેનો !

**એકદા** ભરત અને બાહુબલી વચ્ચે દૈવયોગે ભારે યુદ્ધ થએલું. તેમાં કરોડો મનુષ્ય અને પશુઓનો સંહાર જોઈ, કરુણાથી જેમનું હૃદય ચીરાતું હતુ એવા ઉત્તમ દેવોએ, બંને બંધુઓને એ અઘોર યુદ્ધથી ઉપરામ (વિરામ) પામીને, એક બીજાની હારજીતની ખાત્રી કરવા દ્વંદ્વ યુદ્ધની જ ભલામણ કરી. તેમાં પણ જયારે બાહુબલીની જ જીત અને ભરતની હાર થઇ ત્યારે દિઙ્મૂઢ જેવા બનેલા ભરતે બાહુબલી ઉપર પોતે કરેલી પ્રતિજ્ઞા વિસારી ચક્રરત્ન મૂકયું. તે પણ તેને ત્રણ પ્રદક્ષિણા દઇ પાછું ફર્યું ત્યારે ભરત વિલખા થયા આ બાજુ બાહુબલીએ ચક્ર સહિત ભરતને ચૂરી નાંખવા પોતાની વજ્ર જેવી મજબૂત મુષ્ટિ ઉપાડી એ જ વખતે વળી વિચાર આવ્યો કે આ અમોઘ મુષ્ટિપ્રહારથી એ ચક્રવર્તીરૂપ મારા વડીલબંધુનું અવશ્ય મૃત્યુ થશે અને તેના પાપ અને અપયશથી હું કલંકિત થઇશ, તેથી એ અકાર્ય તો ન કરવું એમ વિચારી એ ઉપાડેલી મુઠીવડે પંચમુષ્ટિ લોચ કરી, વિરાગ જાગવાથી પોતે સાધુ અણગાર બન્યા

પૂર્વે પોતાના ૯૮ અનુજો(લઘુબંધુઓ)એ જેનું શરણ ગ્રહેલું છે એવા આદીશ્વર પ્રભુની જ સેવા કરી સ્વમાનવભવ સફળ કરવા ભાવ થયો, પરંતુ તેમ કરવા જતાં પ્રથમના દીક્ષિત થયેલા લઘુબંધુઓ કે જે અત્યારે સાધુસ્થિતિમાં પ્રવર્તે છે તેમને મારે જરૂર નમન-વંદન કરવું પડશે તે કેમ કરી શકાય ? એ

વિચારે તે બાહુબલી મુનિને ઘેર્યા. છેવટે મનમાં નિશ્ચય કર્યો કે ‘ અહીં જ કાઉસગ્ગધ્યાને સ્થિત થઇ, કેવળજ્ઞાન ઉપાર્જન કર્યા પછી જ પ્રભુ પાસે જઉં એટલે વંદન કરવાપણું રહેશે નહિ. ’ આ પ્રમાણે મનથી જ નક્કી કરી ત્યાં જ પોતે નિશ્ચળ થઈને કાઉસગ્ગ ધ્યાને સ્થિત થયા. તેવી રીતે એક વર્ષ વીતી ગયું છતાં અભિમાનવશ થયેલા તે મુનિને કેવળજ્ઞાન પ્રગટ ન થયું. આ બધી હકીકત કેવળજ્ઞાનદિવાકર આદીશ્વરપ્રભુ જાણુતા જ હતા. પૂર્વે બ્રાહ્મી બહેને પ્રભુ પાસે દીક્ષા લીધી હતી. ત્યારપછી ભરતની આજ્ઞા–અનુમતિ મેળવી સુંદરીએ પણ પ્રભુ પાસે દીક્ષા ગ્રહણ કરી હતી. તે બંને સાધ્વીઓને અવસર પામી યથાયોગ્ય સમજાવી, જ્યાં બાહુબલી મુનિ કાઉસગ્ગધ્યાને સ્થિર ઊભા રહ્યા છે ત્યાં તેમને પ્રતિબોધવા નિમિત્તે પ્રભુએ મોકલી.

ત્યાં આવીને તપાસ કરતાં મુનિશ્રી ચોતરફ વેલડીઓવડે વિંટાઈ ગયેલા હોવાથી મુશ્કેલીથી નજરે પડ્યા. પછી બંને સાધ્વીઓએ પ્રભુની હિતશિક્ષાના પ્રતિધ્વનિ જેવા ‘ **વીરા મારા ગજથકી ઊતરો, ગજ ચડ્યાં કેવળ ન હોય રે** ’ ઇત્યાદિ હિતવચનો કહ્યાં. તે વચનો કર્ણગોચર થતાં બાહુબળી મુનિ વિચારમાં પડ્યા કે આ વચનો મને જ સંબોધીને કહેવાયાં છે પરંતુ કાઉસગ્ગધ્યાને સ્થિત થયેલા એવા મારે ગજ–હાથી સાથે શો સંબંધ છે ? પછી એકાગ્રપણે તેના ઉપર ઊંડો આલોચ–વિચાર કરતાં તે મહામુનિને ખરું તત્ત્વ–સત્ય સમજાયું કે હું પોતે જ અભિમાનરૂપી ગંજ–હાથી ઉપર આરૂઢ થયેલો છું. વયથી લઘુ એવા સાધુરૂપ બંધુઓને હું કેમ નમું ? કેમ વંદું ? આ જ ઉત્તુંગ માન–અભિમાનરૂપી ગજ–હાથી ઉપર હું ચઢેલો છું ત્યાંસુધી મને કદાપિ કેવળજ્ઞાન પ્રગટ થવાનું નથી. એથી જ એ અભિમાન-

રૂપી હાથી ઉપરથી નીચે ઉતરી, નમ્રતા ધારણ કરી, એ મહાનુભાવ મુનિવરોને સદ્‌ભાવથી નમન-વંદન કરવું મને હિતકારી-કલ્યાણકારી જ છે, એમ નિશ્ચય કરી, કાઉસગ્ગ પારી, પગ ઉપાડી, પ્રભુ પાસે જવા ચાલતાં તે મહામુનિને ત્યાં ને ત્યાં કેવળજ્ઞાન પ્રગટ થયું. તેવા કોઇ ઉત્તમ ગુણવગર મિથ્યાભિમાનવડે દુઃખી થનારા જીવને આના કરતાં બીજા દૃષ્ટાંતની ભાગ્યે જ જરૂર પડશે.

**લઘુતા ત્યાં જ પ્રભુતા વસે છે.**

[ આ પ્ર. પુ. ૧૭, પૃ. ૩૭. ]

---

## સંત-સાધુ જનોની સેવાથી લાભ શી રીતે લઇ શકાય?

**જેમ** મિષ્ટ અને નિર્મળ જળનું સેવન કરવાથી દાહની શાંતિ, તૃષાનો ઉચ્છેદ અને મળની શુદ્ધિ થાય છે તેમ જગમાં તીર્થરૂપ સંત-સાધુનું સેવન કરવાથી કષાયદાહ ઉપશાન્ત થાય છે-ક્રોધાદિક કષાયતાપ ટળે છે, વિષયાદિક તૃષ્ણા શાંત થાય છે-સંતોષ વળે છે તથા રાગ, દ્વેષ અને મોહાદિક મહાદોષરૂપ મળ દૂર થાય છે. સંતસેવા કલ્પવૃક્ષની જેવી સુખદાયી છે, શુદ્ધનિષ્ઠાથી સંત-સુરપાદપની સેવા કરનારને અમૃત ફળની પ્રાપ્તિ થાય છે, તેમની છાયા પણ શીતળતા ઉપજાનારી અને પાપ-તાપને નિવારનારી હોય છે. એવા ઉત્તમ વિરલ સંત મહાત્માઓની સેવા કોઇ વિરલ ભાગ્યશાળી જનો જ પામી શકે છે.

એવા ઉત્તમ સંત-સાધુ મહાત્માની સેવા પામીને જો તેમનામાં પ્રગટેલા ક્ષમા, મૃદુતા, સરલતા, સંતોષાદિક ઉત્તમ

ગુણો આપણે આદરીએ અને ક્રોધાદિક દોષો નિવારીએ તો જ તેમની પવિત્ર સેવાની સાર્થકતા ગણાય. તેમ ન થાય અને આપણે જેવા ને તેવા દોષિત જ રહીએ તો કયાં તો તેમનામાં સંતપણાની ખામી છે કે આપણામાં તેવી યોગ્યતાની જ ઊણપ છે એમ સમજવું. તેમાં પ્રથમ પક્ષ કરતાં એટલે સંતની ખામી લેખવવા કરતાં, આપણી જ ઊણપ શોધી લેવી વધારે યોગ્ય છે જો આપણે ક્ષુદ્રતાદિક દોષદૃષ્ટિ તજી હંસની જેવી ઉમદા ગુણદૃષ્ટિને જ આદરીએ તો જ આપણી ઉન્નતિ થતાં થોડી જ વાર લાગે, પણ દુર્ભાગ્યે આપણે જયાં ત્યાં દોષ જ જોવા વધારે ટેવાયલા હોવાથી, જ્યાંથી અનેક ગુણ મળવાનો સંભવ હોય ત્યાંથી પણ આપણે દોષને જ ગ્રહણ કરીએ છીએ અને દૂધમાં પણ પોરા કાઢવા જેવું કરીએ છીએ, એ બહુ શરમાવા જેવી તેમ જ નાદાનીભરેલી વાત લેખી શકાય. જો કે ઉત્તમ જાતિ, કુળાદિક સામગ્રી આપણે મોટાં પુણ્યે પામ્યા છીએ, પરંતુ જો તેનો સદુપયોગ કરી લેવાય તો જ તેની સાર્થકતા છે. બીજાનાં નિંદ્ય કામ જોઇ જેમ આપણે તેમનાં એવાં નિંદ્ય કામ તરફ અભાવ-તિરસ્કાર જણાવીએ છીએ તેમ આપણા તેવા જ કામ તરફ અભાવ કે તિરસ્કાર શામાટે ન થવો જોઇએ ? અવશ્ય થવો જોઇએ. તેમ છતાં તે થતો ન હોય તો તેમાં આપણા હૃદયની શૂન્યતા કે કઠોરતા જ સમજવી. આપણી આટલી બધી અયોગ્યતા જાણી, જ્ઞાની ગુરુ કેવળ અનુકંપાબુદ્ધિથી આપણો ઉપયોગ જગાડવા અને કોમળતા, નમ્રતા, સરલતા અને સંતોષાદિક ગુણ આદરી અનાદિ ક્રોધ, માન, માયા અને લોભાદિક દુર્ગુણ નિવારવા અમૃત જેવાં હિતવચનો કહેતા જ રહે છે.

જેનું ભલું થવાનું હોય, જેનો ઉદય જાગવાનો હોય, જેનું

ભવિષ્ય સુધારવાનું હોય એવા ભવ્ય જનો જ નિઃસ્વાર્થી ગુરુના હિતવચન સાંભળી હૈયે ધરે છે. ગુરુમહારાજના અમૃત જેવાં શીતળ વચનોથી તેમના સઘળાં પાપ-તાપ દૂર થવા પામે છે. પૂર્વકૃત કર્મ અનુસારે પ્રાપ્તમાં સંતોષ રાખી પોતાનું ભવિષ્ય સુધારવા, સ્વકલ્યાણ સાધવા તે સાવધાનપણે પ્રયત્ન કરે છે. ઉચ્ચ પ્રકારની યોગ્યતા પ્રાપ્ત કરવા મન, વચન, કાયા સંબંધી દોષોનું નિવારણ કરી, ન્યાય, નીતિનો પાયો મજબૂત કરી, શ્રેષ્ઠ દેવ, ગુરુ, ધર્મમાં અનન્ય શ્રદ્ધા રાખી, પવિત્ર વિચાર, વાણી અને આચારનું પાલન કરનાર અવશ્ય આત્મહિત કરી શકે છે.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૬૮. ]

---

## સત્સંગ કરવાથી થતા અનેક ઉત્તમ લાભ.

સંત-સુસાધુ જનોની સંગતિ કલ્પવેલીની પેઠે કયા કયા ગુણરૂપ લાભની પ્રાપ્તિ નથી કરાવતી ? કલ્પવેલી કેવળ ઐહિક-આલોક સંબંધી સુખની પ્રાપ્તિ કરાવે છે ત્યારે સંતસેવા ભક્તિરૂપ અપૂર્વ કલ્પવેલી તો અલૌકિક અગણિત સુખસંપદાની પ્રાપ્તિ અને વૃદ્ધિ માટે થાય છે. તે અનંત કાળના પુરાણા પાપ-સમૂહનો નાશ કરે છે, જેથી આત્માની અનેક પ્રકારની મલિન વાસનાઓ વિલય પામે છે અને શુભ વાસનાઓ જાગૃત થાય છે, સુકૃત્યની વૃદ્ધિ કરે છે અને કલ્યાણપરંપરાનો જમાવ કરે છે; જેથી જીવને સર્વત્ર સુખશાન્તિનો જ અનુભવ થાય છે, જીવની સુબુદ્ધિ જગાડેછે અને કુબુદ્ધિ ટાળે છે. પરિણામે જડતા (ભ્રમ-વિભ્રમાદિક) દૂર થતાં ગમે તેવા પ્રસંગમાં લગારે મુંઝાયા વગર સત્ય દિશાનું શીઘ્ર ભાન થાય છે અને તેમાં અસ્ખલિત પ્રયાણ થઇ શકે

છે. વળી તે નવી નવી રૂડી વિજ્ઞાનકળા પ્રગટાવે છે, જેથી કોઇ પણ સ્થળે પરાભવ નહિ પામતાં સર્વત્ર જયલક્ષ્મી પ્રાપ્ત થાય છે, અજ્ઞાન–મિથ્યાત્વરૂપ અંધકાર દૂર કરી જ્ઞાન–પ્રકાશ પ્રસારે છે, જેથી સ્વાત્મગત અનંતવીર્ય–શક્તિનું યથાર્થ ભાન-શ્રદ્ધા પ્રગટ થતાં, સ્વવીર્યશક્તિનો ઉપયોગ ઉત્તમ પ્રકારના સંયમયોગનું યથાર્થ પાલન કરવાવડે, અનંતી આત્મઋદ્ધિ સંપાદન અર્થે કરી લેવામાં આવે છે. આ રીતે સંત–સુસાધુ જનોની સેવા–ભક્તિ–ઉપાસના અકૃત્રિમ ( સાચા સ્વાભાવિક ) સુખના અર્થી મુમુક્ષુ જનોને છેવટે અક્ષય–અનંત–અવિનાશી સુખશાંતિ આપવા સમર્થ બને છે.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૧૫૧. ]

---

## સદ્‌ગુરુ–સત્સંગ મહિમા

૧ સદ્‌ગુરુની કૃપાથી જડ જેવો શિષ્ય પણ જ્ઞાની–પંડિત બનીને પોતે કલ્યાણભાગી થાય છે અને અન્યને સદ્‌ભાગી કરે છે.

૨. મલયાચળની સુવાસથી અન્ય રુખડાં (વૃક્ષો) પણ ચંદન-રૂપ બની જાય છે તેમ શુદ્ધ ચારિત્રસંપન્ન સદ્‌ગુરુના સંગથી મલિન વાસનાવાળા જીવો પણ સુધરી સુવાસિત થાય છે.

૩. પારસમણિના સંગથી જેમ લોહ સુવર્ણરૂપ થઇ જાય છે, તેમ સંત–મહાત્માના સમાગમથી ( તેમના પ્રસાદથી ) જીવનું કલ્યાણ થઇ જાય છે.

૪. વેધક રસના સ્પર્શથી જેમ તાંબુ સુવર્ણરૂપ થઇ જાય છે તેમ સંત–સુસાધુ જનની સેવા-ભક્તિથી ભક્તોનું કલ્યાણ થાય છે.

૫. મેરુ ( સુવર્ણગિરિ ) ઉપર ઊગેલું તૃણ પણ સુવર્ણતાને પામે છે તેમ સત્સંગના પ્રભાવથી જીવનું સદ્ભાગ્ય જાગે છે.

૬. ગમે તેવાં મલિન ( મેલાં ) પાણી પણ ગંગા નદીમાં ભળવાથી ગંગાજળ તરીકે મનાય છે-સેવાય છે તેમ સત્સંગના પ્રભાવથી ગમે તેવા દુરાચારી પણ સુધરી સદાચારી બને છે.

૭ જળબિંદુ સમુદ્રમાં ભળવાથી જેમ અક્ષય થાય છે તેમ સંતચરણમાં આત્માર્પણ કરવાથી તદ્રૂપ થવાય છે.

૮. જેમ ભમરીના ચટકાથી ઇયળ મટીને ભમરી બની જાય છે તેમ સંત પ્રત્યેના નિ:સ્વાર્થ પ્રેમથી સંતરૂપ થવાય છે.

૯. સ્વાતિ નક્ષત્રનું જળબિંદુ, છીપલીના સંગથી, સાચા મોતી રૂપ બને છે તેમ સંત પ્રત્યે સાચા હૃદયની પ્રીતિ-ભક્તિથી જડતા દૂર થઇ જાય છે અને આત્મા સદ્ગુણમય બની જાય છે.



૧૦. જેમ જાંગુલી મંત્રથી વિષધરાદિકનું વિષ ઊતરી જાય છે તેમ સંત-સાધુ જનોની ધર્મ-આશિષવડે દારિદ્ર-દુઃખ દૂર જાય છે અને નવજીવન પ્રગટે છે.

૧૧. સંત મહાત્મા ધર્મ-દેવ હોઇ સદા ય સેવવા યોગ્ય છે.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૧૫૩.]



## મિથ્યાત્વના ચાર ભેદ.

૧. **પ્રવર્તન મિથ્યાત્વ**–લૌકિક તેમ જ લોકોત્તર મિથ્યાત્વ સંબંધી કરણી કરે–દ્વેષાદિકથી અભિભૂત ( વ્યાપ્ત ) લૌકિક દેવ, ગુરુની સેવા કરે તે લૌકિક તેમ જ વીતરાગ દેવ, ગુરુ, ધર્મનું તુચ્છ આશંસા રાખીને સેવન કરે તે લોકોત્તર મિથ્યાત્વ તજવા યોગ્ય છે. વ્યવહારસમકિતના સેવનથી તે સુખે તજી શકાય છે.

૨. **પ્રરૂપણા મિથ્યાત્વ**–સત્યથી વિપરીત અસત્યમાર્ગ અન્ય મુગ્ધ જનોને સમજાવી તેમને ઉન્માર્ગે દોરી જવારૂપ પ્રરૂપણા મિથ્યાત્વ પણ વ્યવહાર સમકિતની પ્રાપ્તિ થતાં દૂર થઇ શકે છે–દૂર થાય છે.

૩. **પરિણામ મિથ્યાત્વ**–સર્વજ્ઞ અને સર્વદર્શી વીતરાગ-કથિત તત્ત્વવચનોને યથાર્થ નહિં માનવારૂપ મિથ્યાત્વ–વિપરીત બુદ્ધિ ( વાસના ) અવશ્ય તજવા યોગ્ય છે. વીતરાગ-કથિત તત્ત્વને યથાર્થ જાણી તેના ઉપર દૃઢ પ્રતીતિ ( આસ્થા ) રાખવાથી તે દૂર થઇ શકે છે. સદ્વિવેકરૂપ રત્નદીપક હૃદયમંદિરમાં પ્રગટવાથી અજ્ઞાન–મિથ્યાત્વરૂપ અંધકાર સહેજે નાસી જાય છે.

૪. **પ્રદેશ મિથ્યાત્વ**–અનંતાનુબંધી કષાયાદિક મોહનીય કર્મની સાત પ્રકૃતિ કર્મદળરૂપે સત્તામાં રહેલી હોય તે પ્રદેશ મિથ્યાત્વ ક્ષાયિક સમકિત આત્મામાં પ્રગટ થવાથી તે દૂર થઇ શકે છે. મિથ્યાત્વરૂપી મહાશલ્ય, મહાવિષ, મહાવ્યાધિ અને મહા-આપદા દૂર કરવા સિદ્ધ ઔષધિરૂપ સમ્યક્ત્વ ( સમકિત ) સંજીવની સદ્ગુરુ પાસેથી પ્રાપ્ત કરી કૃતાર્થ થવું.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૧૫૨. ]

---

# આચાર્યાદિક ઉત્તમ પદવી પાત્રમાં જ શોભે છે

ઉપદેશમાળાદિક પ્રમાણિક ગ્રંથોમાં પ્રતિરૂપાદિક ચૌદ ગુણથી અલંકૃત હોય તેમ જ પ્રસિદ્ધ એવા ૩૬×૩૬=૧૨૯૬ ગુણથી વિભૂષિત હોય એટલે સામાન્ય સાધુ–નિર્ગ્રંથ–અણગાર કરતાં ઘણા ઘણા ઊંચા ગુણોવડે સુશોભિત હોય તે જ જૈન-શાસનમાં સૂરિ–આચાર્યપદવીને યોગ્ય કહ્યા છે. તથાપ્રકારના ગુણ વગર યોગ્યતા–પાત્રતા રહિતમાં ઉત્તમ આચાર્યાદિક પદવી આરોપવી એ કાગડાની કોટમાં રત્નની માળા આરોપવા જેવું થાય છે, તેથી લાભને બદલે નુકસાન વધારે થાય છે અને એવી ઉત્તમ પદવીને જનસમાજમાં ઉતારી પાડવા જેવું અથવા તેની હાંસી–મશ્કરી કરાવવા જેવું થાય છે, તેથી જ એવી ઉત્તમ પદવી લેનાર અને દેનારની જવાબદારી જૈન શાસનમાં જેવી તેવી નહિ પણ ઘણી જ મોટી જણાવવામાં આવી છે. પાત્રતા–લાયકાત મેળવ્યા વગર આવી ઉત્તમ પદવી ધારણ કરી જૈનશાસનની લઘુતા કરાવનાર તો નીચી ગતિનો અધિકારી થાય છે; પરંતુ તેવી પદવી પરીક્ષા કર્યા વગર જેવા તેવાને સ્વેચ્છાએ આપનાર પણ અધોગતિના ભાગી થાય છે. આચાર્યાદિક સંપદાને પામેલા યોગ્યતાવંત તો આંબા જેવા ઉત્તમ વૃક્ષની પેઠે નમ્રતા ધારણ કરીને અનેક જીવોને ઉપકારી થઇ પવિત્ર શાસનને શોભાકારી થાય છે. જ્યારે અંગાર-મર્દકાદિક જેવા યોગ્યતા વગરના જીવો ઊલટા શાસનને વગોવનારા નીવડે છે. મર્કટે મદિરા પીધી હોય અને વળી તેને વીંછી કરડ્યો હોય તે વખતની તેની મસ્તીનો જેમ પાર રહેતો નથી તેમ એક તો ઓછું પાત્ર ને અધિકું ભણ્યો, તે સાથે આચાર્યાદિક પદવીનો યોગ થયા પછી જોઇ લેવી તેની ખુમારી:

ગૌતમસ્વામી જેવા સુયોગ્ય સમર્થ પુરુષોએ ઉત્તમ ગુણુ-યોગે ધારણુ કરેલી પદવી તથાપ્રકારની લાયકાત વગર જેવા તેવા જીવો જીરવી શકે ? કાચો પારો ખાવાથી ખાનારને જેમ નુકસાન કરે છે તેમ પાત્રતાહીનને પદવી લાભને બદલે નુકસાનકારી જ થાય છે.

આગલા વખતમાં સુયોગ્ય જીવને જ અનુક્રમે આચાર્યાદિક પદવી આપવાની સંભાળ સારી રીતે રાખવામાં આવતી હતી, તેથી તે સ્વપરને લાભકારી જ થતી હતી; પરંતુ અત્યારે આચાર્યાદિક પદવીપ્રદાન તે પ્રકારની યોગ્યતા કે અનુક્રમ વગર ગમે ત્યારે સ્વેચ્છાપૂર્વક કરવામાં આવે છે તે બહુ વિચારણીય છે.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૭૨. ]

---

## સામાયિક–સમભાવ–સમતાપ્રાપ્તિ ઉપાય.

**શ્રુતસામાયિક**, સમકિતસામાયિક, દેશવિરતિસામાયિક અને સર્વવિરતિસામાયિક–એમ ચાર પ્રકારે સામાયિક હોઇ શકે છે. શ્રુત–શાસ્ત્રાભ્યાસવડે, શમ–સંવેગ–નિર્વેદ–અનુકંપા અને આસ્તિકય લક્ષણુ સમ્યક્ત્વવડે, સ્થૂલ હિંસા, જૂઠ, ચોરી પ્રમુખ તજવા વડે અને સર્વથા હિંસાદિક પાપપ્રવૃત્તિનો ત્યાગ કરવાવડે સાધ્યદષ્ટિવંત જીવને સમતા–સામાયિકનો લાભ થાય છે. બાહ્યદષ્ટિવાળા જીવ તેવો અપૂર્વ લાભ મેળવી શકે નહિ. સર્વવિરતિવંત સાધુ જનોને જિંદગી પર્યંતનું સામાયિક હોય છે અને દેશવિરતિવંત શ્રાવકને તે કમમાં કમ બે ઘડીનું હોય છે. આત્મલક્ષથી તેમાં જેટલો વધારે સમય લેવાય તેથી અધિક લાભ જ થાય છે; હાનિ થતી નથી. જ્યાંસુધી શ્રાવક

સામાયિક(સમતા ભાવ)માં વર્તે ત્યાંસુધી તે સાધુ જેવા પાપારંભ રહિત લેખાય છે, તેથી જ ભાવિક શ્રાવક, શ્રાવિકાઓ અવકાશે તેનો ખપ કરે છે. ભવ્યાત્માઓએ તેનો અધિકાધિક ખપ કરવો જ ઘટે છે, કેમકે તેમાં જે સમય જાય છે તે અપૂર્વ લાભકારી હોવાથી અમૂલ્ય છે. જેમ જેમ તેનો અભ્યાસ આત્મ-લક્ષપૂર્વક અધિકાધિક કરવામાં આવે છે તેમ તેમ આત્મશાંતિમાં વધારો જ થતો જાય છે, એ વાત સ્વાનુભવથી સિદ્ધ કરી શકાય એમ છે. કઇક મુગ્ધજનો પોતાનો સમય ફોગટ ગપ્પાસપ્પામાં ગાળે છે તો કઇક ક્ષણિક મોજમજા માણવામાં ગાળે છે. કઇક ક્લેશ-કંકાસ કરવામાં તો કઇક કપટજાળ ગુંથવામાં–એમ સ્વેચ્છાચાર-માં જ વખત ગાળી બાપડા માનવભવને ફોગટ હારી જાય છે. કોઇક વિરલા આત્માર્થી જનો જ **પુણીયા શ્રાવક**ની પેઠે અથવા **આણંદ કામદેવાદિક**ની પેઠે પોતાનો અમૂલ્ય માનવભવ ધર્મારાધન કરવાવડે લેખે કરે છે. સુલસા, ચંદનબાળા, સીતા, દ્રૌપદી પ્રમુખ સતીઓ પોતાનાં પવિત્ર આચરણથી પ્રસિદ્ધ થયેલ છે. ગરીબ–ભિક્ષુ સરખો પણ સામાયિક–ચારિત્રના પ્રભાવથી ઇન્દ્ર અને નરેંદ્રાદિકવડે પૂજિત બને છે. એ સામાયિકનાં આઠ પર્યાય નામો સમજવા યોગ્ય છેઃ—

૧. સામાઇયં= સામાયિક = ભાવ–સમતાની પ્રાપ્તિ.

૨. સમઇયં= સમયિક = સમ્યગ્દયાપૂર્વક સર્વ જીવ પ્રત્યે પ્રવર્તન

૩. સમ્મંવાઓ= સમ્યગ્વાદઃ=રાગદ્વેષ રહિત યથાસ્થિત કથન.

૪. સમાસ= સ્તોક(થોડા)અક્ષરોવડે કર્મનાશક તત્ત્વાવબોધ.

૫. સંખેવો= સંક્ષેપ=અક્ષર થોડા પણ અર્થગંભીર દ્વાદશાંગી.

૬. અણુવજ્જં=અનવદ્ય=નિષ્પાપ આચરણ.

૭. પરિણ્ણા=પરિજ્ઞા=પાપત્યાગવડે એક સાથે વસ્તુતત્ત્વનું જ્ઞાન.

૮. પચ્ચખ્ખાણ=પ્રત્યાખ્યાન=તજવા યોગ્ય વસ્તુનો ત્યાગ.

એ આઠ પર્યાય નામોનું રહસ્ય મનન કરવા યોગ્ય છે. સહજ સ્વાભાવિક આત્મિક સુખ પ્રગટ કરવાના અભિલાષી જનોએ પ્રતિદિન અવકાશ મેળવી ઉક્ત સામાયિકનો જેમ અધિક લાભ મેળવાય તેમ પ્રયત્ન કરવો ઘટે છે. સામાયિક એટલે સમભાવની પ્રાપ્તિ અને વૃદ્ધિ જે રીતે અને જે માર્ગે અધિક થવા પામે તે રીતે અને તે માર્ગે અધિક કાળજીથી પ્રવર્તન કરવું તે. દેશવિરતિ શ્રાવકને સામાયિકનો કાળ બે ઘડીથી ઓછો ન હોય, પણ કદાચ પાંચ, દશ મિનિટનો અવકાશ મળે તો તેનો પણ સદુપયોગ કરી સમભાવ–સમતા ગુણની પ્રાપ્તિ અને વૃદ્ધિ કરવાનું ભૂલવું ન જોઇએ. જે પ્રતિજ્ઞા કરવામાં આવે તેનું રહસ્ય સારી રીતે લક્ષમાં રાખી તેને સફળ કરવા કાળજી રાખવી જોઇએ. મન, વચન અને કાયાવડે પાપાચરણનો જાતે આદર કરવો કે કરાવવો નહિં. ભાવના ઉદાર રાખવી. મૈત્રી, કરુણા, મુદિતા અને માધ્યસ્થ્યનો કાયમ અભ્યાસ રાખવો. સંસારની અસારતા સમજી તેમાં ભાગ્યયોગે પ્રાપ્ત થયેલ માનવભવાદિક સામગ્રીની સફળતા શીઘ્ર કરી લેવી ઘટે છે.

[ આ. પ્ર. પુ. ૧૭. પૃ. ૧૯૮. ]



# સંયમ એ જ સુખ-શાંતિની ખરી ચાવી છે.

કઇક ભોળા લોકો સંયમના નામથી જ ભડકે છે. તેમને સંયમનો ખરો અર્થ સમજાયો હોતો નથી. અથવા સંયમના મિષથી કઇક વખત બગભક્તોનો દંભ જોઇ તેઓ તેથી ઉભગી ગયા હોય છે અથવા તો તેમને તે તરફ અભાવ પેદા થયેલ હોય છે, પરંતુ જો સંયમનો ખરો અર્થ-પરમાર્થ બરાબર સમજાય અને તેવા જ સાચા સંયમનું યથાર્થ રીતે પાલન કરાતું સાક્ષાત્ જોવાય તો તે સાચા સંયમ પ્રત્યે તેમ જ સંયમવંત વ્યક્તિ પ્રત્યે પ્રેમ પ્રગટ્યા વગર રહે જ નહિં. તેથી જ સંયમનો અર્થ-પરમાર્થ કહેવા પ્રયત્ન કરશું.

ઉક્ત સંયમમાં સં અને યમ બે પદ છે. સમ્=સમ્યક્-સારી રીતે, યમ=નિયમનું પાલન કરવું. હિંસા, અસત્ય, ચોરી, જારી પ્રમુખ પાપકાર્યોનો બને તેટલો પરિહાર ( ત્યાગ ) કરવો, મન તથા ઇંદ્રિયોનો નિગ્રહ કરવો ( તેમને ઉન્માર્ગે જવા ન દેતાં અટકાવવાં ), ક્રોધ-રોષ, માન, અહંકાર, માયા-કપટ અને લોભ ( અથવા રાગ અને દ્વેષ ) રૂપ ચંડાળોથી ચેતતા રહેવું ( તેમનો સંગ ન કરવો ) તથા મન, વચન અને કાયાને કબજામાં ( અંકુશમાં ) રાખવા પ્રયત્ન કરવો તેનું નામ **સંયમ.**

શુદ્ધ પ્રેમ-દયા, સત્ય, પ્રામાણિકતા અને શીલ-સંતોષાદિકનું સતત સેવન કરવાથી, ક્ષણિક અને અશુચિભરેલા જડ વસ્તુ સંબંધી વિષયભોગની અસારતા સમજી, તેની ઉપેક્ષા કરી આત્માના સહજ સ્વાભાવિક સત્-ચિત્-આનંદ મેળવવા

ખરા નિઃસ્પૃહી જ્ઞાની ગુરુની ખરા દિલથી સેવા–ઉપાસના કરવાથી, ક્ષમા–સમતા, મૃદુતા–નમ્રતા, ઋજુતા–સરળતા અને સંતોષાદિક સદ્ગુણો સારી રીતે આદરવાથી તથા વિચાર, વાણી અને આચારમાંથી મલિનતા ટાળી શુદ્ધિ કરવાથી સંયમની પ્રાપ્તિ, રક્ષા અને અભ્યાસબળથી વૃદ્ધિ થાય છે. એ જ સુખ, શાંતિ પ્રાપ્ત કરવાની, તેને ટકાવી રાખવાની તેમ જ તેની અભિવૃદ્ધિ કરવાની ખરી ચાવી છે અને તેથી જ તે દરેક ભવ્ય આત્માને અવશ્ય આદરવા યોગ્ય છે.

પૂર્વોક્ત હિતકારી સુખદાયક સંયમમાર્ગનો અનાદર કરી જીવ જો સ્વચ્છંદપણે હિંસા, અસત્ય, ચોરી, જારી પ્રમુખ પાપમાર્ગમાં જ રચ્યોપચ્યો રહે, મનગમતા શબ્દાદિક વિષયમાં રાગ–આસક્તિ અને અણગમતા વિષયો પ્રત્યે દ્વેષ–અરુચિ કરતો રહે, ક્રોધાદિક કષાયાગ્નિને ઠારવા શાન્ત કરવાને બદલે તે પ્રબળ થાય તેવાં આચરણ કર્યા કરે અને મન, વચન તથા કાયાને, કહો કે વિચાર, વાણી અને આચારને શુદ્ધ–પવિત્ર બનાવવાને બદલે મલિન બનાવતો રહે તો તે અસંયમવડે પરિણામે દુઃખ અને અવનતિમાં જ આવી પડે. સર્વે જીવનું હિત ચિન્તવન કરવું, દુઃખી જનનાં દુઃખ દૂર કરવા આપણાથી બનતું કરવું, સુખી કે સદ્ગુણીને દેખી કે સાંભળીને રાજી ખુશી થવું અને પાપી પ્રાણી ઉપર દ્વેષ નહિં કરતાં બની શકે તો તેને સુધારવા ( નિષ્પાપી બનાવવા ) પ્રયત્ન કરવો, એ આપણી પવિત્ર ફરજ સમજવી જોઇએ. તેને બદલે અન્યનું અનિષ્ટ, અહિત ચિન્તવીએ, દુઃખીની ઉપેક્ષા કરીએ અથવા તો તેના તરફ દ્વેષ, અરુચિ, ખેદ, તિરસ્કાર બતાવી દુઃખમાં ઉમેરા જ કરીએ, સુખી કે સદ્ગુણીની ઈર્ષ્યા, અદેખાઇ, અવજ્ઞા જ

કરીએ અને પાપી, નીચ, નિંદ્ય કામ કરનાર સાથે પ્રીતિ બાંધી પાપાચરણને પુષ્ટિ આપીએ, એ બધાં અસંયમવડે સુખ, શાંતિ પામી ન જ શકીએ, એ સ્પષ્ટ સમજી સંયમ સેવવો.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૧૪૯. )

---

## મન અને ઈંદ્રિયદમન કરવાની અતિ ઘણી જરૂર

**મન** પારા જેવું અથવા પવન જેવું અતિ ચંચળ, ચપળ વેગવાળું હોવાથી તેને દમવું વધારે મુશ્કેલ પડે છે, પણ તેને દમવાની જરૂર તો છે જ. સંકલ્પ અને વિકલ્પરૂપ ઘોડાઓવડે તે અત્યંત વેગવાળું બનતું જાય છે. રાગ, દ્વેષના પ્રમાણમાં તે સંકલ્પ, વિકલ્પો ઊઠે છે, વધે છે કે મંદ પડે છે. જીવ-આત્મા જેવાં સારાં નરસાં નિમિત્ત મેળવી, શુભાશુભ પ્રવૃત્તિ કરે છે તેવા રાગદ્વેષના પરિણામથી સંકલ્પવિકલ્પોમાં ફેરફાર થયા કરે છે. પૂર્વના જન્મોમાં કોઇ રુડાં કર્મ( પુન્ય )સંયોગે જ્ઞાની પુરુષના ઉપદેશથી કે સહજ આત્માની પ્રેરણાથી સારા કૃત્યો ભાવથી કર્યાં હોય, તેનાં ફળપરિપાક તરીકે જ આ વર્તમાન ભવમાં-મનુષ્ય-જન્મમાં મનગમતી ( અનુકૂળ ) શુભ સામગ્રી પામી શકાય છે. તેનો અત્યારે જેવો સારો કે નરસો ઉપયોગ કરવામાં આવે તેના ઉપર જ આપણાં ભવિષ્ય( શુભાશુભ )નું નિર્માણ થઇ શકે છે. પાંચે ઇંદ્રિયો પરવડી ( પૂરેપૂરી સુંદર ), શરીર નિરોગી, સત્યાસત્ય, હિતાહિત, લાભાલાભ અને ગુણદોષાદિકને બરાબર પારખવાની કળા ( સમજશક્તિ ), ઉપરાંત દીર્ઘ-લાંબું આયુષ્ય, સારા જ્ઞાની અને સદાચરણી સજ્જનોનો સંગ-

મેળાપ, તેમની સાથે નિર્મળ-નિઃસ્વાર્થ પ્રેમ-પ્રીતિ, તેમનાં એકાંત હિતવચન( ઉપદેશ )માં ઊંડી શ્રદ્ધા( આસ્થા ) અને તે મુજબ વર્તન કરવા ઉજમાળતા ( પુરુષાર્થ )—આ સઘળાં આપણું ભવિષ્ય સુધારી લેવાનાં શ્રેષ્ઠ સાધન મળેલાં છે, છતાં જો આપણે તેનો લાભ ન લઇ શકીએ અને અનેક પ્રકારનાં અસદાચરણો સ્વેચ્છા મુજબ સેવી, મળેલો અમૂલ્ય સમય નકામો વીતાવી દઈએ, ઐહિક સુખમાં જ રચ્યાપચ્યા રહીએ, પરલોકની ( પરભવની ) દરકાર જ ન કરીએ, મન અને ઇંદ્રિયોને તદ્દન મોકળાં જ મૂકી દઇએ, તેમને સ્વેચ્છા મુજબ ચાલવા દઈ, બધી રીતે પાપ-અનર્થનું જ પોષણ કરીએ અને પ્રાપ્તસામગ્રીનો કંઇ પણ સદુપયોગ ન જ કરીએ, તો આપણે આત્મદ્રોહી યા આત્મઘાતી જ લેખાઇએ, કેમકે તેથી સ્વપરહિત કરવાની અમૂલ્ય તક ફોગટ ગુમાવી સ્વેચ્છાચારવડે આપણને નીચી ગતિમાં જ જવું પડે, જયાં અતિ ઘણો કાળ કેવળ દુઃખી હાલતમાં જ પસાર કરવો પડે, તેમ છતાં જે અમૂલ્ય તક આપણે મૂર્ખાઈથી સ્વચ્છંદપણે ચાલવામાં ગુમાવી હોય તે અપાર કષ્ટ સહન કરવા છતાં પુનઃ પામવી અતિ મુશ્કેલ થઈ પડે. ધારો કે આ માનવભવમાં આપણે મળેલી પુન્યસામગ્રીનો કશો રુડો ઉપયોગ કરી આપણે સ્વપરહિત આચરણવડે સંચેલા પુન્યયોગે ઊંચી ગતિ પામી શકીએ. વૈમાનિક દેવ તરીકે કે જેમાં ત્રિકાળ સંબંધી જ્ઞાન આખી જિંદગી સુધી રહે એવું રુડું અવધિજ્ઞાન જયાં વિદ્યમાન હોય એવા ગમે તે દેવનિકાયમાં જન્મ પામીએ તો આપણું ભવિષ્ય સુધારવાને કેવા કેવા ઉપાય યોજવાની ખાસ જરૂર છે તેનું આપણને સાક્ષાત્ ( પ્રત્યક્ષ ) ભાન થાય, તેથી તે તે ઉપાય આદરવા

ઉચિત અને આવશ્યક છે એમ દૃઢ પ્રતીતિ ( શ્રદ્ધા ) થાય અને આપણું બળ-વીર્ય પહોંચે તેટલા પ્રમાણમાં તે તે સદુપાયો પ્રમાદરહિત આદરી-આદરવા દૃઢ નિશ્ચય કરી દૃઢ પ્રયત્નયોગે તેમાંથી અમોઘ-અચૂક ફળ મેળવી શકીએ, એ વાત સ્પષ્ટ છે.

સમાધિમરણ-આરાધકપણાની ઇચ્છા રાખી તે મુજબ સદ્વર્તન સેવવા નિજ પુરુષાર્થ ફોરવનારા સજ્જનો તો થોડા જ વખતમાં જન્મમરણના ફેરા ટાળી અક્ષય-અવિનાશી પરમાનંદ મોક્ષપદ પામી શકે છે, પરંતુ પૂર્વના પુન્યયોગે પ્રાપ્ત થયેલી આ બધી દુર્લભ સામગ્રીને વિષય-કષાયાદિક સ્વેચ્છાચારવડે નિષ્ફળ-નિરર્થક કરી નાંખી કરેલાં દુષ્કૃત્યોવડે જે મુગ્ધ ( અજ્ઞાની ) જનો પશુ જેવી નીચી ગતિમાં જન્મ ધારણ કરે છે તેમના હાથમાંથી જે અમૂલ્ય તક સરી ગઇ તે ગમે તેવાં ભારે કષ્ટો સહન કરવા છતાં પણ પાછી મળવી અત્યંત દુર્લભ છે. તેથી જ મન અને ઇંદ્રિયોને લગામમાં રાખી, અવળે રસ્તે જતાં અટકાવી, સવળે-સાચે રસ્તે દોરી આપણી ઉન્નતિ સાધવામાં જ ઉપયોગી બનાવવા ઉચિત છે.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૧૯૯. )

---

## સ્વજીવનશક્તિ( Vitality )નો વ્યર્થ વ્યય કરતાં અટકો

" કરકસર એ બીજો ભાઇ છે. " ઉડાઉ પણું ન કરવું વિગેરે શાણી શિખામણોનો અર્થશાસ્ત્રમાં જેમ ઉપયોગ કરીને લક્ષ્મીનો નાહક વ્યય થતો અટકાવવામાં આવે છે, તેમ જેના વડે આપણે આત્મજ્ઞાન, આત્મશ્રદ્ધા અને આત્મરમણતા

પ્રમુખ સહજ સ્વાભાવિક આત્મસમૃદ્ધિ પ્રાપ્ત કરી તેની રક્ષા તથા પુષ્ટિ કરી શકીએ, અને અનેક અજ્ઞાન જીવોને ઉન્માર્ગે જતાં જે જે અનર્થ ( દુ:ખ ) થાય છે તે સારી રીતે નિ:સ્વાર્થ-પણે સમજાવી, તેમને અસત્ય માર્ગથી પાછા વાળી, સન્માર્ગે જોડી શકીએ તેવી જીવનશક્તિનું સંરક્ષણ કરવાની આપણી સૌથી અગત્યની ફરજ છે.

જેમ અનુકૂળ ખોરાકથી શરીરનું આરોગ્ય સચવાય છે અને પ્રતિકૂળ ખોરાકથી શરીરનું આરોગ્ય બગડે છે, જેમ ન્યાય, નીતિ ને પ્રામાણિકતાભર્યા વ્યાપાર-વ્યવસાયવડે લક્ષ્મીની પ્રાપ્તિ, રક્ષા અને વૃદ્ધિ થઈ શકે છે અને અન્યાય, અનીતિ ને અપ્રમાણિક આચરણથી તેનો વિનાશ જ થાય છે તેમ સદ્ભાવનાવાળા પવિત્ર વિચાર, ઉચ્ચાર અને આચારવડે આપણી જીવનશક્તિનું રક્ષણ અને પોષણ થવા પામે છે, અને તેવી જ રીતે વિરોધી ભાવનાયુક્ત મલિન વિચાર, વાણી અને આચારવડે તેનો નાશ પણ થાય છે, એમ સમજી સુજ્ઞ જનોએ સદા ય મૈત્રી, કરુણા, પ્રમોદ અને માધ્યસ્થ્ય જેવી ઉત્તમ ભાવનાઓવડે પોતાનાં અંત:કરણને ભાવિત કરી નાખવું જોઇએ, તેમજ પોતાના વિચાર, ઉચ્ચાર અને આચારને પણ જેમ બને તેમ અધિક ઉન્નત બનાવવા પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ. જીવનશક્તિને ખીલવવાનો અને તેને સાર્થક કરી લેવાનો એના જેવો સરલ, સુગમ ઉપાય ભાગ્યે જ હોઇ શકે. જેમ જેમ જીવનશક્તિનો સન્માર્ગે વિવેકથી વ્યય કરવામાં આવે છે તેમ તેમ છૂપાઇ-ઢંકાઇ રહેલી જીવનશક્તિ પ્રગટ થઇ તેમાં વધારો જ થતો જાય છે. જીવન-શક્તિ એ સ્વાભાવિક આત્મબળ છે અને જો તેને ખીલવવા-

વિકસાવવાની ધર્મ-કળા બરાબર હાથ આવે તો તે શક્તિ અનંત, અક્ષય બનવા પામે છે. સમ્યગ્જ્ઞાન, વિજ્ઞાનકળા, દર્શન-કળા અને ચારિત્રકળા એ જ ખરી ધર્મકળા છે. અને એવી સદ્ધર્મકળા પ્રાપ્ત કરી લેવાનું સૌભાગ્ય કોઈક વિરલાને જ હોય છે. જેમને એ ઉત્તમ કળા પ્રાપ્ત થયેલ હોય છે તે બહુધા ચંદ્ર, સૂર્ય અને દીપકાદિની પેઠે અનેક પ્રાણીવર્ગને ઉપકારી બને છે; તેથી જ એ ઉત્તમ કળા પ્રાપ્ત કરી, તેની કાળજીપૂર્વક યથાર્થ રક્ષા કરી, તેનો જેમ બને તેમ અધિક વિકાસ કરવા પ્રયત્ન સેવવો જોઇએ.

સમ્યગ્જ્ઞાનાદિક કળાવડે આત્મબળ વધતું જાય છે અને પુષ્ટિ પામેલા આત્મબળ( પુરુષાર્થ )વડે ઉક્ત કળા અધિક ખીલતી જાય છે. એ રીતે અન્યોન્યાશ્રયવડે ઉત્તરોત્તર ગુણની વૃદ્ધિ થયા જ કરે છે અને છેવટે તે અનંતપણાને પામે છે, એટલે અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર ( સ્થિરતા ) અને અનંતવીર્યરૂપ બને છે. સત્-ચિત્-આનંદસ્વરૂપી આત્મા એ રીતે સાક્ષાત્ અનંતજ્ઞાન અને સુખનો સ્વામી પોતે બને છે અને પોતાના અમૃતમય ઉપદેશવડે અનેક ભવ્યાત્માઓને પણ સનાથ કરે છે-કરી શકે છે.

એ રીતે સ્વપરને સ્વાભાવિક સુખશાંતિ પમાડવાની કળા કેળવવાની આપણને મળેલી અનુપમ, અનુકૂળ તક બરાબર સાધી સાર્થક કરી લેવી કેટલી બધી જરૂરની છે તે હવે તમને સહેજે સમજી શકાશે.

હીણા-નબળા મલિન વિચારો, અણછાજતા, અસભ્ય, રોષાદિકભર્યાં મલિન વચનો અને વગરવિચાર્યાં સ્વપરપ્રાણ-

ઘાતક આચરણોવડે મુગ્ધ-અજ્ઞાન જીવો બાપડા પોતાને મળેલી અમૂલ્ય તકને, કહો કે સ્વજીવનશક્તિને વ્યર્થ ગુમાવી ઊલટા અધિક દુઃખી બને છે, માટે માદક પદાર્થોનું સેવન ( મદ્ય ), વિષયાસક્તિ, ક્રોધાદિક કષાય, આલસ્ય અને વિકથાદિકને દૂર તજી, સદ્ધર્મકળાવડે આપણે સ્વજીવનશક્તિને ખીલવવી ઘટે. તેથી જ અંતે અનંત સુખશાંતિ પ્રસરે છે.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૧૪૮. )

---

## મૂંગાં પણ ઉપયોગી જાનવરો પ્રત્યે અનુકંપા અથવા દયા દાખવવાની આપણી ફરજ.

મૂંગા પણ અનેક પ્રકારે ઉપયોગી જાનવરો પ્રત્યે આપણું વર્તન વિવેકથી સુધારવાની જરૂર છે ગાય, ભેંશ, બળદ અને બકરી પ્રમુખ પ્રાણીવર્ગ પ્રત્યે સ્વાર્થવશતાથી ( પોતાનો સ્વાર્થ સધાતો હોય ત્યાંસુધી ) સારું વર્તન ચલાવાય છે ખરું, પરંતુ જ્યારે સ્વાર્થ સરી જાય છે ત્યારે તે તે પ્રાણીવર્ગનો પૂર્વ ઉપકાર વિસારી મૂકી કયાં તો તેને પાંજરાપોળમાં પધરાવી દેવાય છે, અથવા તો કસાઇલોકને વેચાતાં આપી દેવામાં આવે છે. આવું વર્તન અનુચિત અને અન્યાયી જણાય છે. કસાઇ-લોકોને ઉપરોક્ત નિર્દોષ પ્રાણીઓ વેચાતાં આપવાં એ તો તદ્દન નિર્દયતાનું કામ છે, તેમ જ ઉપકારને બદલે અપકાર કરવા જેવું છે. તે પ્રાણીઓનું તેમની જિંદગીપર્યંત કૃતજ્ઞતાથી પાલન-પોષણ જાતે જ કરવાને બદલે પાંજરાપોળમાં મૂકી દેવાં તે પણ પાંજરા-પોળનો ખર્ચ વધારી મૂકી તેને બોજારૂપ થવા બરાબર છે.

પાંજરાપોળમાં તો કેવળ પાંગળાં, લૂલાં, લંગડાં, અશક્ત

અને જેમનો કોઈ ધણીધોરી ન હોય એવાં પ્રાણીઓનો જ બહુધા નિર્વાહ થવો જોઈએ, તેને બદલે તેમાં જો સબળ જાનવરોને પણ પાળવા–પોષવામાં આવે તો તેમાં અધિક ખર્ચ થતાં બીજાં અપંગાદિક દુઃખી અને દુર્બળ પ્રાણીઓને મોટા પ્રમાણમાં રાખવાનું કે સાચવવાનું પાલવે નહિ; એટલું જ નહિ પણ આજકાલ ચાલતી અવ્યવસ્થિત અને સગવડ વગરની પાંજરા-પોળમાં તો બહુધા સબળ જાનવરોવડે નિર્બળ જાનવરોનો વધારે મરો થવા પામે છે. તે ન્યાયવિરુદ્ધ હોવાથી ઉચિત લેખાય નહિ, તેથી ગમે તેવા સંયોગોમાં પાંજરાપોળોમાં જમા થયેલાં સબળ જાનવરોનું ખર્ચ વધારવા કરતાં તેવાં પ્રાણીઓને કૃતજ્ઞતા સાથે અનુકંપાબુદ્ધિથી તેના માલીકોએ જાતે જ પાળવા અથવા તેમનું અન્યત્ર સારી રીતે પાલન–પોષણ થાય તેવી પોતાના ખર્ચથી વ્યવસ્થા કરવી વ્યાજબી છે.

પ્રથમના વખતમાં દયાળુ, ઉદાર અને શ્રદ્ધાળુ લોકો આવાં ઉપયોગી સંખ્યાબંધ જાનવરોને પોતાની પ્રજા પેઠે પાળતા, પોષતા અને તેને ખરી સંપત્તિ સમજતા હતા. આનંદાદિક ગૃહપતિઓને ત્યાં કેટલા ગોકુળ હતા ? અને તે કેવા સુખી અને આબાદ રહેતા હતા ? સદ્ગુણી ગૃહસ્થો એવી ઉદાર રીતિ–નીતિ કયારે અખત્યાર કરશે ?

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૨૭૮ )



## આપણાં દિલમાં દયા ગુણ ખીલવવા શાસ્ત્રોક્ત સરલ ને સુગમ ઉપાય.

સાધુ હોય કે ગૃહસ્થ હોય પણ પાપાચરણથી બચવા માટે ધર્મ-કર્મ ( વ્યવહારિક કામ ) કરતાં સુખના અર્થી દરેક જને હાલતાં-ચાલતાં, બેસતાં-ઊઠતાં, શયન-સંથારો કરતાં, સંભાષણ કરતાં તેમ જ ભોજન પ્રમુખ ક્રિયા કરતાં જયણા-જીવદયા અવશ્ય પાળવી જોઈએ. સર્વ જીવને આત્મ સમાન ( પોતાના પ્રાણ જેવા ) લેખનાર સાધુજનોને એવા પ્રસંગે જયણા પાળવી સુલભ છે મોહવિકળ એવા ગૃહસ્થ જનો અભ્યાસવડે ધારે તો તેવી જયણા થોડા ઘણા અંશે પાળી શકે છે અને તેવો અભ્યાસ પાડવો જરૂરનો પણ છે. અભ્યાસથી શું થઈ શકતું નથી ? ખંતભર્યા અભ્યાસથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે. આપણી બેદરકારીથી કોઇના પ્રાણની હાનિ ન થાય તે માટે જરૂર લક્ષ રહેવું જોઇએ. બીજા જીવોનું હિત થાય એમ સાવધાનપણે હલન, ચલન, શયન, આસન, ભોજન, ભાષણાદિક કરતાં સ્વહિત અવશ્ય સધાય છે, પણ સ્વાર્થાંધપણે તે પ્રત્યેક કામ કરતાં બેદરકારી રાખવાથી સ્વપરહિતને હાનિ જ થવા પામે છે. ગમે તેવા ક્ષુદ્ર ( લઘુ ) જંતુના જીવિતનો અંત કરવાનો કોઇને હક્ક કેમ હોઈ શકે ? તેમ છતાં જે કોઇ સ્વચ્છંદતાથી પરના પ્રાણનો અંત કરે-કરાવે છે તેને તેનાં કડવાં ફળ ભોગવ્યા વગર છૂટકો નથી. આપણે જે પુન્ય-સામગ્રીનો યોગ પામ્યા છીએ તેને સાર્થક કરવા, તેનો બને તેટલો સદુપયોગ જ કરવો જોઇએ. હિંસાદિક દુષ્કૃત્યોથી દૂર જ રહેવું જોઇએ, મન અને ઇન્દ્રિયોને કબજે રાખવાં જોઇએ,

ક્રોધાદિક દુષ્ટ કષાયોને ક્ષમાદિકવડે વશ કરવાં જોઇએ; તેમ જ ઉદાર ભાવનાયુક્ત રહેણીકરણીવડે મન, વચન, કાયા કહો કે વિચાર, વાણી અને આચારની શુદ્ધિ અવશ્ય કરવી જોઇએ.

એ રીતે સંયમ યા આત્મનિગ્રહવડે જ સ્વભાવદયાની સિદ્ધિ થાય છે. સ્વદયા વગરની પરદયા શી રીતે થઇ શકે ? જેનામાં ક્ષમા-સમતાદિક ન હોય તે અન્યને ક્ષમા-માફી આપી, અભય શી રીતે કરી શકશે ? જેનામાં નમ્રતા સભ્યતાદિક નહિ હોય તે અન્યને નમ્રતાદિક ગુણો ક્યાંથી શીખવી શકશે ? જેનામાં સરલપણું તથા સંતોષાદિક નહિ હોય તેનું જીવિત અન્યને શી રીતે ઉપકારક બની શકશે ? મતલબ કે જે આત્મનિગ્રહ કરી શકશે તે જ ખરી સ્વદયા સિદ્ધ કરી અન્ય અનેક જીવોનું પણ હિત સાધી શિવસંપદા પામી શકશે.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૩૦૧. )

---

## સ્વજીવનતત્ત્વને ટકાવી રાખવાની કળા.

૧. સાદું, સાત્ત્વિક, પરિમિત, નિયમિત, નિર્દોષ, ઇચ્છિત ખાનપાન કરવાથી શરીરનું આરોગ્ય ઠીક સચવાય છે, અને આપણાં નિત્યકર્ત્તવ્ય સ્ખલના રહિત સાધી શકાય છે.

૨. શરીરનો સંચો બગડે ત્યારે તેને નિયમમાં લાવવા, મળની શુદ્ધિ કરવા લંઘન-ઉપવાસાદિક અકસીર ઉપાય છે, છતાં નિર્બળ મનના લોકો શરીરમમતાથી દુઃખરૂપ થાય એવું નકામું ખાનપાન કર્યા કરે છે. આપણા લોકો આરોગ્ય-રક્ષાના નિયમો ક્યારે પાળતા શીખશે ?

૩. શુદ્ધ હવા, પાણી અને પ્રકાશ જે સ્થળમાં સહેજે મળે એવું સુંદર નિર્દોષ સ્થળ રહેવા માટે પસંદ કરવું જોઇએ.

૪. ગંદકી કે દુર્ગંધીથી દૂષિત સ્થાન ન હોવું જોઇએ.

૫. વસ્ત્રાદિક સાદાં પણ સ્વચ્છ રાખવાં જોઇએ.

૬. જેમ કાટ લોઢાને ખાઇ જાય છે તેમ આળસ-પ્રમાદ-એદીપણું પણ શરીરને બગાડી નાંખે છે.

૭. શરીરને સારી રીતે કસતા રહેવું જોઇએ, જેથી તે સુખશીલ બની રોગગ્રસ્ત થઇ ન જાય.

૮. જે સુખશીલ બની રહેલ હોય છે તે કંઇ પણ રોગાદિક કષ્ટ પ્રાપ્ત થતાં, તાપમાં સુકોમળ પુષ્પની જેમ ચીમળાઇને દુ:ખી થાય છે.

૯. જે પ્રથમથી જ શરીરને સારી રીતે કસી રાખે છે તે ગમે તેવા કષ્ટપ્રસંગે પણ ઠીક ટકી શકે છે.

૧૦. ગમે તેવા રોગાદિક વિષમ પ્રસંગમાં જે કોઇ મનનું સમતોલપણું સાચવી શકે છે તેના ઉપર ગમે તેવા દુષ્ટ રોગાદિક માઠી અસર કરી શકતા નથી.

૧૧. રોગ કરતાં ચિંતા કરવાથી વધારે વિનાશ થવા પામે છે તેથી જ ચિંતાને **ચિતા** કરતાં અધિક ગણી છે. ચિંતા કરવાથી શરીરનું લોહી ઓછું થાય છે.

૧૨. હવાફેર કે પાણીફેર કરવા ઇચ્છનારાઓએ શત્રુંજય, ગિરનાર, આબૂ કે શિખરજી જેવાં સ્થળો અનુકૂળતા મુજબ

પસંદ કરવાં જોઈએ કે જેથી ત્યાંનું ઉત્તમ વાતાવરણ પણ તન-મન ઉપર સારી અસર કરી શકે.

૧૩. નાના મોટા સહુએ સ્વચ્છતા અને સુઘડતા જરૂર રાખતાં શિખવું જોઈએ કે જેથી સ્વપર અનેકને લાભ થઈ શકે.

૧૪. ખરી ભૂખ વગર રસેંદ્રિયવશ થઈને ખાવું તે જોખમવાળું છે.

૧૫. અજીર્ણ છતાં અન્ન લેવાથી તે વિષરૂપ થાય છે.

૧૬. પ્રસન્નચિત્ત રહેવાથી અશાંતિ ઉપજતી નથી અને આંતરશાંતિ અનુભવાય છે, તેમ જ દુઃખ માત્ર દૂર થાય છે.

૧૭. કલુષિત ચિત્ત કરવાથી શાંતિનો લોપ થાય છે.

૧૮. અતિ સ્નિગ્ધ-માદક પદાર્થના અધિક સેવનથી ચિત્તવૃત્તિ બગડે છે, કામોન્માદ પ્રગટે છે અને વીર્યનો વિનાશ થવાથી શરીર નિઃસત્ત્વ બને છે-નિચોવાઈ જાય છે; પણ માફકસર ખાનપાનથી સ્વવીર્ય જળવાઈ રહે છે.

૧૯. અતિ વિષયાસક્તિથી વીર્યનો અત્યંત વિનાશ થાય છે.

૨૦. ક્રોધ-દ્વેષાદિક તાપથી લોહી બધું તપી જઈ ખરાબ થઈ જાય છે

૨૧. હીણી-નબળી સોબતથી પણ બહુ અનિષ્ટ પરિણામ આવે છે.

૨૨. ખરી દિલસોજીવાળું વચન અમૃતની ગરજ સારે છે.

૨૩. અતિ શોક, સંતાપથી લોહીનું પાણી થઈ જાય છે, મુખ ફિક્કું કે શ્યામ પડી જાય છે અને અકાળમૃત્યુ થાય છે.

૧૪. સહુએ સ્વજીવનતત્ત્વને ટકાવી રાખવાની અને સદ્વિવેકવડે તેને સફળ-સાર્થક કરી લેવાની કળા શીખી લેવી જોઇએ.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૧૧૯ )

---

## આરોગ્ય સાચવવા અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય નિયમો અને તેથી થતા કંઇક અવાંતર ફાયદા.

૧. સુખે પચી શકે એવો સાદો અને સાત્ત્વિક, નિર્દોષ વનસ્પતિ ખોરાક નિયમિત વખતે માફકસર ક્ષુધાને શાંત કરવા, તેમ જ ક્ષીણતા દૂર કરવા લેવો જોઇએ.

૨. લેવામાં આવતો ખોરાક કઠણ હોય તો તેને ખૂબ ચાવીને પાણી જેવો કર્યા પછી જ ગળે ઉતારવો જોઇએ

૩. દૂધ જેવો પ્રવાહી ખોરાક હોય તો તેને પણ ધીમે ધીમે કઠણ પદાર્થની પેઠે મોઢામાં થોડો વખત મમળાવ્યા બાદ જ ગળે ઉતારવો જોઇએ.

૪. પાચનક્રિયા બરોબર સતેજ થાય એટલા પૂરતી શરીર-મહેનત કરવા જરૂર લક્ષમાં રાખવું જોઇએ.

૫. ખુલ્લી, સ્વચ્છ હવા પૂરતા પ્રમાણમાં લેવી જોઇએ.

૬. શુદ્ધ, સ્વચ્છ જળ ખાનપાનમાં વાપરવું જોઈએ.

૭. સૂર્યાદિકનો પ્રકાશ સારી રીતે આવી શકે એવા સ્થળમાં નિવાસ કરવો જોઈએ.

૮. બની શકે ત્યાં સુધી જિંદગીની પ્રથમ પચીશ વર્ષની વયપર્યન્ત મન, વચન, કાયાથી શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું જોઈએ.

૯. દરમિયાન તામસી વૃત્તિને પોષનારા ખાનપાનથી પરહેજ રહેવું જોઈએ. સાત્ત્વિક વૃત્તિને અનુકૂળ હોય એવું જ ખાનપાન લેવું જોઈએ.

૧૦. પવિત્ર ને નિર્દોષ વિચાર, વાણી અને આચારનો અભ્યાસ રાખી કાયમ તેની ખીલવણી કરવી જોઈએ.

૧૧. સદોષ ને મલિન વિચાર, વાણી તથા આચરણથી સદંતર દૂર રહેવા સતત પ્રયત્ન કરવો જોઈએ.

૧૨. સર્વનું સદા ય હિતચિંતન કરતાં શીખવું જોઈએ.

૧૩. દુઃખી જનોનું દુઃખ વિદારવા બનતો પ્રયત્ન કરવા ચૂકવું ન જોઈએ.

૧૪. સુખી અને સદ્‌ગુણી જનોને દેખીને કે સાંભળીને દિલમાં રાજી–પ્રમુદિત થવું જોઈએ

૧૫. ગમે તેવા નીચ–નાદાન–નિંદ્ય કાર્ય કરનાર ઉપર દ્વેષ–ભાવ લાવ્યા વગર તેને સુધારી શકાય તો સુધારવા પ્રયત્ન કરવો અને તેમ કરવું અશક્ય જણાય તો સમભાવ રાખી અન્ય હિતકાર્ય પ્રમાદ વગર કરવાનું સદા લક્ષ રાખવું.

૧૬. શરીરશુદ્ધિ, વસ્ત્રશુદ્ધિ, ચિત્તશુદ્ધિ અને સ્થાનશુદ્ધિ વિગેરેથી આરોગ્ય સચવાય છે, તેથી તેવી શુદ્ધિઓની ઉપેક્ષા કરવી નહિં.

૧૭. શરીર–આરોગ્ય સારું સચવાય તો ચિત્ત પ્રસન્ન રહે છે અને ચિત્તની પ્રસન્નતાથી સુખશાંતિમાં વધારો થઈ શકે છે તથા ધર્મસાધન પણ અનુકૂળતાથી થઈ શકે છે, જેથી પરિણામે પરભવ પણ સુધરી શકે છે.

૧૮. શરીરનું આરોગ્ય ટકાવી રાખવા ઈન્દ્રિયનિગ્રહ, ક્રોધાદિક કષાયનિગ્રહ, મન, વચન, કાયનિગ્રહ અને હિંસાદિક પાપનિગ્રહ અવશ્ય કર્ત્તવ્ય છે.

૧૯. સંયમ અથવા આત્મનિગ્રહ જ સર્વ સુખ–શાંતિનું મૂળ જાણી તેની રક્ષા અને પુષ્ટિ થાય તેમ આળસ–પ્રમાદ રહિત વર્તવું તે સર્વથા ઉચિત છે

૨૦. ઈંદ્રિય, વિષય અને કષાયને પરવશ થવાથી, મન, વચન, કાયાને મોકળાં મૂકવાથી તથા હિંસાદિક પાપોમાં રક્ત રહેવાથી અનિષ્ટ પરિણામ જ આવે છે.

૨૧. આત્મનિગ્રહને જ ખરી ઉન્નતિનું પ્રબળ સાધન ગણી સુખના અર્થીજનોએ તે સેવવા સદા ય લક્ષ રાખવું.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૨૭૯. )

---

## જૈન તેમ જ જૈનેતર દયાળુ જનોને ભક્ષ્યાભક્ષ્ય ખાનપાન સંબંધી થોડીક સૂચનાઓ.

૧. માંસ, મદિરાને ધિક્કારનારાઓ પણ આજકાલ છૂટથી વિદેશી દવાદિકનો ઉપયોગ કરતા દેખાય છે. તેમાં કેવી કેવી ભ્રષ્ટ વસ્તુઓ આવે છે તેનું જો પૃથક્કરણ કરવામાં આવે તો કોમળ હૃદય ઉપર ભાગ્યે જ અસર થયા વગર રહે. દાખલા તરીકે

વિદેશી દવામાં જેટલા પ્રવાહી પદાર્થ આવે છે તેટલામાં પ્રાય: દારુનો ભેગ તો સાથે હોય છે જ. તે સિવાય કોડલીવર–ઑઇલ એક જાતની માછલીના કલેજાનું તેલ છે ઈત્યાદિ ભ્રષ્ટ વસ્તુઓ વાપરવા કરતાં ધર્મને બાધ ન આવે એવી દેશી, ચોખ્ખી વસ્તુઓનો જ દવામાં ઉપયોગ કરવો ઉચિત લેખાય. વળી વિદેશી વસ્તુઓ કરતાં સ્વદેશી વસ્તુ જ આપણા શરીરને વધારે માફકસર આવે એ દેખીતું છે. કદાચ વિદેશી વસ્તુના ઉપયોગથી ક્ષણભર રોગશાંતિ દેખાય, પણ કંઇક વખત તો તે નવું તૂત પણ ઊભું કરે છે જ્યારે વિવેકસર સ્વદેશી ચોખ્ખી વસ્તુના ઉપયોગથી તો રોગ નિર્મૂળ થવા પામે છે.

૨. ઘણાખરા રોગો તો રસલંપટતાથી પેદા થાય છે અને તે વળી કુપથ્યથી જ વધે છે. એવા વધતા જતા રોગનો અંત લાવવાની ઇચ્છાવાળાએ તેવી રસલંપટતા તથા કુપથ્યસેવનથી દૂર જ રહેવું જોઈએ. આ મુદ્દાની વાત તરફ લોકો ઘણી જ બેદરકારી રાખી વખતોવખત અનેક પ્રકારના વ્યાધિઓના ભોગ થઇ પડે છે.

૩. એકબીજાએ એઠાં કરેલાં અન્ન પાણી ખાવાપીવાથી, એકબીજાની મોઢાની લાળ એકબીજાનાં પેટમાં જવાથી, એકબીજાના વ્યાધિઓનો ચેપ લાગે છે. તેથી પણ કઇંક વખત અચાનક વ્યાધિઓ પેદા થાય છે અને ઉપર જણાવેલી માઠી રૂઢી તજવામાં ન આવે ત્યાંસુધી તેવા રોગની પરંપરા વધતી જ જાય છે. તેથી એ કુરૂઢી પણ અવશ્ય તજી દેવી જોઇએ.

૪. આરોગ્ય ઇચ્છનારે જેમ બને તેમ ઉન્માદક વસ્તુનું સેવન નહિ કરતાં પ્રકૃતિને અનુકૂળ આવે એવું સાદું અને સાત્ત્વિક ખાનપાન જ કરવું જોઇએ.

૫. રાત્રિભોજનનો તો બનતાં સુધી સર્વદા અને સર્વથા ત્યાગ જ કરવો જોઈએ.

૬. સડી ગયેલી, બગડી ગયેલી, વિરસ થયેલી વસ્તુ ખાવી-પીવી નહિ.

૭. આર્દ્રા નક્ષત્ર બેઠા પછી કેરી, ફાગણ શુદ ૧૪ પછી ખજૂર પ્રમુખ જીવાકુળ થતા ખાવાપીવાના પદાર્થ ખાવા-પીવા નહિ ચાતુર્માસમાં લીલી ફુગવાળા પાપડ તથા સુકવણી અને સુકો મેવો વાપરવાં નહિ. કાચાં,-કુમળાં ફળ ખાવાં નહિ. અણગળ-ગાળ્યા વિનાનું પાણી પણ પીવું નહિ.

૮. ચા, કૉફી, કોકો, ભાંગ વિગેરે ઉત્તેજક પદાર્થ પીવા નહિ. બીડી, તમાકુ, ધતુરી, ગાંજો, હોકો વિગેરે પીવા નહિ.

૯. ભ્રષ્ટવાડો થાય એવાં હોટલનાં ખાણાંપીણાંથી સદંતર દૂર રહેવું.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૩૦૨. ]

---

## જુદે જુદે સ્થળે વસતા સહુ કચ્છી, કાઠિયાવાડી અને ગુજરાતી જૈનીઓને બે બોલ.

વ્હાલા બંધુઓ અને બહેનો !

એક બાળક પાસેથી પણ હિત ગ્રહણ કરવું જોઈએ, એ નીતિવચનનું પાલન કરવાથી બેશક આપણને કંઇ ને કંઈ લાભ જ થવા સંભવ રહે છે. સર્વજ્ઞ વીતરાગ જેવા દેવ, સ્વપરહિત કરવા ઉજમાળ નિર્ગ્રંથ ગુરુ અને આત્માનો ઉદ્ધાર કરવા સમર્થ

અહિંસા, સંયમ તથા તપલક્ષણુ ધર્મ ઉપર દૃઢ આસ્થા–શ્રદ્ધા રાખનાર શ્રાવકોનો આચાર–વિચાર કેવો સરસ-કલ્યાણુકારી હોવો જોઇએ તે સંબંધી આલોચના જેમના અંતરમાં થઇ શકતી હોય તેમને આ અમારું કથન ઉપયોગી સમજાશે.

૧. કોઇ પણુ પ્રકારના કુવ્યસનથી શ્રાવક માત્રે દૂર રહેવું–દૂર રહેવા પૂર્ણુ કાળજી રાખવી.

૨. બાવીશ અભક્ષ્ય અને બત્રીશ અનંતકાયને યથાર્થ સમજી તજવા જરૂર ખપ કરવો.

૩. રાત્રિભોજનનો તો સદંતર ત્યાગ કરવો, લૌકિક શાસ્ત્રમાં પણુ તેનું મોટું પાપ ગણ્યું છે.

૪. શરીરમાં રોગ પેદા થાય અને મન મલિન થાય એવાં ભ્રષ્ટ ખાનપાનથી સદંતર દૂર રહેવું.

૫. શરીર નિરોગી રહે અને મન નિર્મળ થતું જાય તેવાં પવિત્ર ખાનપાનનું નિયમિત સેવન કરવું. દેખાદેખીથી પરદેશી ભ્રષ્ટ વસ્તુઓ ખાનપાનમાં વાપરવાનો પ્રચાર વધતો જાય છે તે જરૂર દૂર કરવો.

૬. પરહિતચિંતવનરૂપ **મૈત્રી**, પરદુઃખભંજન કરવારૂપ **કરુણા**, પરસુખ જાણી સંતોષ ધરવારૂપ **પ્રમોદ** અને પરદોષની ઉપેક્ષા કરવારૂપ **માધ્યસ્થતા** આદર્યા વગર સ્વશ્રેય થવાનું નથી.

૭. પાયા વગર ઇમારત ન હોય તેમ ઉપરોક્ત સદ્‌ભાવના વગર ધર્મ–આચરણુ સફળ હોઇ શકે જ નહિ.

૮. આપણાં વહાલાં સંતાન-બાળકોની ઉન્નતિની ખાતર આપણું વર્તન સુધારવાની જરૂર છે જ.

૯. ઉત્તમ લક્ષ રાખી યથાશક્તિ આપણી નિયત ફરજ બજાવવાથી જ આપણી સિદ્ધિ છે.

૧૦. ખરા કર્ત્તવ્ય પ્રત્યે દુર્લક્ષ રાખી ઘાંચીના બળદની પેઠે વારંવાર ફર્યા જ કરવાથી કલ્યાણ થઈ ન શકે.

૧૧. ચિન્તામણિ રત્ન સમાન શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મને યથાર્થ ઓળખવા બહુ જ મુશ્કેલ છે.

૧૨. પરમ કલ્યાણકારી શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મ પ્રત્યે પૂર્ણ આદર થવો તે તો અત્યંત દુર્લભ છે.

૧૩. તેથી જ આપણે તથાપ્રકારની યોગ્યતા કહો કે પાત્રતા પ્રાપ્ત કરવાની અને વધારવાની બહુ જ અગત્ય છે.

૧૪. ન્યાય-નીતિ-પ્રામાણિકતાથી વ્યવસાય, સત્ય માટે ટેક, વડીલો પ્રત્યે ઉચિત આદર-સન્માન, નાના કે દુઃખી પ્રત્યે દયા-અનુકંપા, અને કામ, ક્રોધાદિક દુષ્ટ અંતરંગ શત્રુઓ પ્રત્યે પૂર્ણ કટાક્ષ-તિરસ્કારાદિ માર્ગાનુસારીપણાના ૩૫ બોલોનો ઠીક અભ્યાસ કરવાથી સારી પાત્રતા મેળવી શકાય છે.

૧૫. પરંતુ તે તરફ તદ્દન દુર્લક્ષ રાખી કેવળ ધૃષ્ટતા (ધીઠાઇ) આદરવાથી તો ઊલટી હાનિ થવા પામે છે.

૧૬. આપણા મન, વચનાદિક યોગ નિર્મળ થતા જાય તેવો પ્રયત્ન સદા ય સેવવો.

૧૭. એવા પવિત્ર હેતુથી જ એકાન્ત હિતકારી સર્વજ્ઞ ભગવાને પવિત્ર ધર્મરત્નની પ્રાપ્તિ માટે પૂરી પાત્રતા–યોગ્યતા મેળવવા અક્ષુદ્રતા–ગંભીરતાદિક ઉત્તમ ૨૧ ગુણો આદરવાનો ઉપદેશ કર્યો છે.

૧૮. પરાયા દોષો–છિદ્રો નહિં તપાસતાં તેમના ઉજ્જવળ ગુણ તરફ દૃષ્ટિ રાખવી અતિ લાભદાયક છે.

૧૯. આપણામાં જડ ઘાલીને બેઠેલા મિથ્યાત્વ, કષાય, અવિરતિ અને મન, વચન, કાયાની ચપળતાદિક દુષ્ટ દોષોને નિવારવા સર્વજ્ઞ ભગવાને ભાખેલા ઉત્તમ ઉપાયો કાળજીથી આદરવા ઘટે.

૨૦. શરીર નિરોગી હોય તો જ સર્વ સાધન સારી રીતે કરી શકાય છે, તેથી શરીરનું આરોગ્ય ટકી રહે અને સામર્થ્યમાં વધારો થવા પામે એવા નિર્દોષ ઉપાયો કુશળ શાસ્ત્રકારોએ કહેલા યથાર્થ સમજી, જાતે આદરી, તેનો સાક્ષાત્ અનુભવ મેળવી, તેનો લાભ પોતાનાં બહોળા કુટુંબને આપવા કાળજી રાખવી.

૨૧ જેનાથી અનેક ચેપી રોગો અકસ્માત્ લાગુ પડે છે અને વંશપરંપરાએ ઊતરી આવે છે એવું એક બીજાએ એઠું કરેલું ( એક બીજાની લાળમિશ્રિત થયેલું ) પાણી પીવાની ખોટી પ્રવૃત્તિ જરૂર સુધારી લેવાની સહુએ કાળજી રાખવી. શુદ્ધ( અઓટ ) અને ગાળેલા જળપાનથી શરીરની આરોગ્યતા સચવાશે. અશુદ્ધ( એઠા ) થયેલા ભ્રષ્ટ જળપાનથી શરીરમાં વિવિધ વિકાર થવા ઉપરાંત લોકનિંદા અને ધર્મની

લઘુતા થવા પામે છે એમ સમજી શાણા ભાઇબહેનોએ એ સંબંધમાં જરૂર વિવેક આદરવો, તેમ જ પોતાના સંબંધીઓના ભલા માટે તેમને પણ તેના ગુણ, દોષ સમજાવી હિત માર્ગનું આચરણ કરવા પ્રેરણા કરવી.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૨૯૮. )

---

## સર્વ સામાન્ય હિતવચનો.

### ( ખાસ મનન કરવા યોગ્ય )

૧. ખરું તત્ત્વ–રહસ્ય શોધી કાઢવું એ બુદ્ધિ પામ્યાનું ફળ છે. સત્યાસત્ય, હિતાહિત, કૃત્યાકૃત્ય, ગમ્યાગમ્ય, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય અને ગુણદોષને સારી રીતે સમજી વિવેક આદરવાથી જ બુદ્ધિની સાર્થકતા લેખી શકાય. છતી બુદ્ધિએ ખરી ખોટી વસ્તુને પારખી, ખોટી વસ્તુ તજી, ખરી વસ્તુનો સ્વીકાર ન કરી શકાય તો તેની સાર્થકતા શી ?

૨. જ્ઞાન–વિદ્યા, સુશ્રદ્ધા અને સદાચારથી જ આપણી ખરી ઉન્નતિ થવાની છે એમ સમજી, દુષ્ટ અજ્ઞાન, અશ્રદ્ધા અને અસદાચારનો ત્યાગ કરવા અને તત્ત્વજ્ઞાનાદિની પ્રાપ્તિ કરી લેવા દૃઢ પ્રયત્ન કરવો.

૩. ભભકાદાર વસ્ત્રાભૂષણાદિ પાછળ ખર્ચ કરવાનું તજી દઇ, ખરી કેળવણી પ્રાપ્ત કરવામાં અને તેનો વિકાસ કરવામાં તેવો ખર્ચ કરાય તો જ આપણી કંઇક અંશે ઉન્નતિ થઇ શકશે.

૪. દરેક ભવ્ય આત્માને યોગ્ય કેળવણી આપવામાં આવે તો તેમાં ગુપ્ત રહેલી અનંતી જ્ઞાનાદિક શક્તિ પ્રગટ થઇ શકે

એટલે દરેક આત્મા પરમાત્મારૂપ બની શકે, છતાં યોગ્ય કેળવણીની જ ખામીથી પરમાત્મા જેવું સ્વરૂપ ઢંકાઇ રહે છે, તેને પ્રગટ કરવા પ્રયત્ન કરવો જરૂરનો છે. તેમાં બનતી મદદ કરવી તેના જેવું પારમાર્થિક કાર્ય ભાગ્યે જ બીજું હોઇ શકે.

૫. ઇંદ્રિયદમન, કષાયનિગ્રહ, હિંસાદિ પાપવૃત્તિનો ત્યાગ તથા મન, વચન અને કાયા ઉપર પૂરતો કાબૂ રાખવારૂપ સંયમ કહો કે આત્મનિગ્રહ જ સર્વ પ્રકારની ઉન્નતિનું પ્રબળ સાધન સમજી સ્વપરઉન્નતિના અર્થીજનોએ તેમાં પ્રમાદરહિત યથાયોગ્ય આદર કરવો ઘટે.

૬. ઇંદ્રિયાદિની પરવશતાથી અજ્ઞાની જીવ ખરા પારમાર્થિક સુખથી બેનસીબ રહે છે, પરંતુ ઇંદ્રિયદમનાદિ સંયમયોગે સહેજે ખરું પારમાર્થિક સુખ પ્રાપ્ત કરી શકાય છે.

૭. આત્મસંયમ જ ખરા સુખની ચાવી છે.

૮. શરીરાદિકની મમતાવડે આત્મસંયમ ખોવાય છે અને મમત્વ–ત્યાગથી સંયમ રક્ષાય છે.

૯ ઇંદ્રિયપરવશતાદિથી સ્વવીર્યનો વિનાશ–વિનિપાત થવાથી શરીર કમજોર થવા પામે છે અને તેમાંથી થતી પ્રજા પણ નમાલી–નિર્બલ બને છે.

૧૦ સ્વવીર્યનું સંરક્ષણ કરવા ઇચ્છનારે વિચાર, વાણી અને આચાર( વર્તન )માં યથાર્થ પવિત્રતા સાચવવી અથવા તો સાચવવા માટે મન, વચન, કાયાની મલિનતા ટાળવા પૂરતી કાળજી રાખવી.

૧૧. બીજાં બધાં ય કૂડાં વ્યસનો તજી, સત્સંગ( સત્પુરુષ અથવા સતૂશાસ્ત્ર )નું વ્યસન પાડવું જોઇએ

૧૨. જે જે વ્યસનોથી આપણી તથા આપણી પ્રજાની પ્રત્યક્ષ પાયમાલી થતી જણાય તેનો અવશ્ય ત્યાગ કરી જેથી સ્વપરનો ઉદ્ધાર થાય તેવો સંયમમાર્ગ પૂર્ણ પ્રેમથી પ્રમાદ રહિત સેવવો જોઇએ.

૧૩. કૃત્રિમ આભૂષણોનો મોહ તજી શીલ, સંતોષાદિ ખરાં આભૂષણો ઉપર પ્રીતિ જગાડવી જોઈએ.

૧૪. સર્વનું ભલું ઇચ્છવું અને ભલું જોઈ રાજી થવું એ જ કલ્યાણનો માર્ગ છે.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૨૨૩. )

## હિતવચનમાળા—બોધદાયક વચનો.

૧. ખરી તકે જે કંઇ અધિક ઉપયોગી શુભ વસ્તુ દેવાય છે તેથી જ ખરો લાભ થાય છે. ધાન્યનાં કણુસલાં સુકાઇ ગયા પછી થયેલ વરસાદથી શું ધાન્ય પાકે ખરું કે ?

૨. સુજ્ઞજનોએ જે કંઇ કાર્ય કરવું તે સર્વથા સ્વશક્તિ અનુસારે જ કરવું જોઈએ.

૩. જેમ પ્રાણ ગયા પછી પાણી પાવું નકામું તેમ તક ગયા પછી પુષ્કળ દાન દેવું તે પણ નકામું.

૪. વિદ્યારૂપી ધન મહામહેનતે પેદા કરી શકાય છે, આળસુ તો હોય તે પણ ગુમાવે છે.

૫. હિતશિક્ષા જેને રુચતી નથી તેનો દુઃખદાયક દોષ-રૂપી રોગ દૂર થઈ શકતો નથી.

૬. મોટા( કુલીન )નું દુઃખ મોટા ( કુલીન ) જ ટાળી શકે. જે અન્યનું દુઃખ ટાળવા સશક્ત હોય તે જ કુલીન–મોટા સમજવા.

૭. મોટા મનુષ્યોએ મુખ–મલિનતા ને હૃદયની કઠોરતા તજી દેવી. ઉદારતા ને ગંભીરતા વાપરે તેને જ મોટા–કુલીન સમજવા.

૮. સજ્જન અને દુર્જનને સરખા ગણવા તે ગોળ અને ખોળ સરખા ગણવા બરાબર છે.

૯. આડંબરથી મોહી અવગુણીમાં રંગાવું નહિં. ગાયનાં દૂધથી પુષ્ટિ મળે, થોરના દૂધથી કદાપિ ન મળે.

૧૦. માયાવી–કપટીને શિખામણ દેવી તે નાકકટ્ટાને દર્પણ દેખાડવા જેવું છે.

૧૧. મોટા–ઉદાર દિલવાળાનું અભિમાન શીતળ અને મિષ્ટ વચનથી ગળી જશે–શાંત થઈ જશે.

૧૨. સમયને વિચારી અવસરોચિત પ્રિય અને પથ્ય ( હિત–મિત ) સત્ય વચન વદવું.

૧૩. ક્રોધ અને અહંકાર ઉપજાવે એવાં વચન વદવાથી ક્રોધાદિકની શાંતિ શી રીતે થશે ?

૧૪. કાંબળ ભીંજાયાથી જેમ તેમાં ભાર વધે છે તેમ હઠ–કદાગ્રહ વધવાથી આત્મા કર્મથી ભારે થાય છે તેથી તેવું વર્તન સુજ્ઞજનોએ ન કરવું.

૧૫. ક્રોધાદિકના આવેશ વખતે પિત્તજ્વરીને સાકરના જેવું સરસ વચન પણ કડવું લાગે.

૧૬. જ્યાં જેનું મન રંગાયું હોય છે ત્યાં ગુણદોષનો વિચાર કરવાનો અવકાશ જ રહેતો નથી.

૧૭. નિર્મળ ભક્તિરસ તજી, મૂર્ખજન વિષયરસનું આદરથી સેવન કરે છે.

૧૮. જેથી આપણું ખરું જીવન પોષાય તે ઉદ્યમ કદાપિ કાળે તજવો ન જોઇએ.

૧૯. ઉજ્જવળ ચરિત્રવાળા એક પણ શિષ્ય કે સુપુત્રથી ગચ્છ યા કુળની મહત્તા વધે છે.

૨૦. ગુણીજનો ગુણી જનને પિછાણી શકે છે, નિર્ગુણી પિછાણી શકતો નથી.

૨૧. પોતે સદ્‌ગુણી છતાં જે અન્ય સદ્‌ગુણીને દેખી દિલમાં રાજી થાય છે તેવાની કીર્તિ જગતમાં ગાજી રહે છે. અને તે જગતમાંના બીજા ગુણીજનો કરતાં આગળ વધી જાય છે.

૨૨. સજ્જનનું અહિત કોઇ કરે, તો પણ તે તો ચંદનાદિકની પેઠે તેનું હિત જ કરે છે.

૨૩. દુર્જનનું હિત જ કર્યું હોય છતાં તે તો સદા ય અહિત જ કરવાનો.

૨૪. દર્પણમાં પ્રતિબિંબની જેમ જેવી કરણી તેવું જ ફળ મળી શકે છે.

૨૫. કામથી કુળ ઓળખાય છે. વચન ઉપરથી પણ તેની પરીક્ષા થઇ શકે છે.

૨૬. પ્રેમ એ વશીકરણ છે. જેમાં જેટલી ઉદારતા તેટલું જ તે આપી શકે છે.

૨૭ ઉત્તમ જનોની વિભૂતિ-સંપદા પરોપકાર નિમિત્તે જ હોય છે.

૨૮. પ્રકૃતિ-સ્વભાવને ઓળખી સામા સાથે મળવું એ જ સાચો મેળાપ લેખી શકાય.

૨૯. દૂધ ને જળની પેઠે સુખદુઃખમાં સમભાગી થતો રહે તેને જ ખરો મિત્ર જાણવો.

૩૦. સ્વાર્થની જાળ સર્વત્ર પ્રસરેલી છે. શુદ્ધ ધર્મ જ એક નિઃસ્વાર્થ મિત્ર છે.

૩૧. શુદ્ધ ધર્મ-મિત્રને પામીને જ પરમાનંદ મોક્ષસુખ પમાય છે.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૨૬૨ )

## હિતવચનમાળા

૧. એક વખત પોતાની ઉપર કરેલા ઉપકારના સ્મરણથી કૃતજ્ઞતાવડે સજ્જન હોય તે સામા( ઉપકારી )એ કરેલા સેંકડો અપરાધને સહે છે-દરગુજર કરે છે, જ્યારે નીચ-દુર્જન, સેંકડો ઉપકાર કરનારનો પણ રુડો બદલો વાળવો તો દૂર રહે પણ ઊલટો અપકાર કરવા ચૂકતો નથી. ઉપકારીનું પણ અહિત જ કરે છે.

૨. જે રાજાના વૈદ્ય, ગુરુ અને મંત્રી મીઠાબોલા–ખુશામતીઆ હોય છે તેનાં શરીર, ધર્મ અને ભંડારનો નાશ થાય છે.

૩. જે જેમાં રક્ત હોય તેમાં તે ગુણ જ દેખે છે અને જેથી વિરક્ત હોય તેમાં દોષ જ દેખે છે. જે નિર્પક્ષ–મધ્યસ્થ હોય તે જ યથાસ્થિત ગુણ તથા દોષ દેખી–જાણી શકે છે.

૪. અતિ ઉગ્ર પુન્ય અને પાપનું ફળ જીવને અહિં જ પ્રાપ્ત થાય છે. જે જેવું કર્મ કરે છે તે તેવું તેનું શુભાશુભ ફળ પામે છે.

૫. જેણે પરમાનંદ ( સ્વાભાવિક આનંદ ) જાણ્યો નથી તેવો અજ્ઞાન જીવ જ ક્ષણિક અને અસાર વિષયસુખને સાર: ભૂત અને રમણિક લેખે છે. જેણે કયાંય પણ ઘી જોયું–આસ્વાદ્યું નથી તે જ બાપડા તેલને પ્રિય લેખે છે અને ઘી બદલે તેલ ખાય છે.

૬. જેમણે નિર્મળ જળવાળાં માનસસરોવરમાં લાંબો વખત ક્રીડા કરી હોય તે હંસો જેમ સેવાળથી ભરેલા ખાઇના કલુષિત જળમાં ન જ રાચે, તેમ પરમાનંદનો અનુભવ કરનારા ઉત્તમ વિવેકીજનોને ક્ષણિક અને અશુચિમય વિષયસુખમાં પ્રીતિ ન જ થાય.

૭. શિષ્ય, મિત્ર, ચાકર, પુત્ર અને સ્ત્રી પ્રત્યે અતિ આક્રોશ–તર્જના–તાડનાદિકનો પ્રયોગ કરવો નહિ, કેમકે તેમ કરવાથી, જેમ દહીંને અતિ ઘણું મસળવાથી ( વલોવવાથી ) માખણ જુદું પડે છે તેમ તેમનાં અંતરમાં રહેલો સ્નેહ દૂર થઇ જાય છે.

૮. ક્ષીણમોહ–નિર્મોહી મહાત્માઓ રોષ, તોષને વશ થતા

નથી. મોહઘેલા વિકળ જનો જ ક્ષણમાં રૂષ્ટ અને ક્ષણમાં તુષ્ટ થતાં હાંસીપાત્ર બને છે.

૯. સર્વત્ર સમભાવ રાખનારા મહામુનિઓ શત્રુ કે મિત્ર, તૃણ કે સ્ત્રી, સુવર્ણ કે પથ્થર, મણિ કે માટી અને મોક્ષ કે સંસારમાં ભેદ-વિશેષ લેખતા નથી.

૧૦. એવા નિઃસ્પૃહી મહાત્માઓને માનાપમાન કે નિંદા-સ્તુતિમાં વ્યગ્રતા-વિષમતા થતી નથી-તેમનું મન ઊંચું નીચું ન થતાં સમતોલ રહી શકે છે.

૧૧. તેવા સંતપુરુષો ચંદ્ર જેવી શીતળતા વરસાવનારા, સાગર જેવી ગંભીરતા રાખનારા અને ભારંડ પક્ષીની જેમ પ્રમાદને પરિહરી સદા ય સંયમમાર્ગમાં સાવધાન રહેનારા હોય છે. વળી તેઓ કમળની જેમ રાગ-દ્વેષથી નિર્લેપ રહે છે, તેમાં લેપાઇ-રંગાઇ જતા નથી. આવા મુનીશ્વરો સંયમરૂપી નાવવડે આ સંસાર-સાગરને જલ્દી તરી જાય છે, એટલું જ નહિ પણ અનેક ભવ્ય જનોને, આ ભયંકર જન્મ-મરણના દુઃખરૂપ જળથી ભરેલ ભવસાગરને તરી જવામાં સહાયભૂત થાય છે.

૧૨. ઉક્ત ઉત્તમ સાધુજનોનું અનન્યભાવે શરણ ગ્રહણ કરી યથાશક્તિ ઇન્દ્રિયદમન કરનારા, ક્રોધાદિક ચારે કષાયનો નિગ્રહ-નિરોધ કરનારા, હિંસાદિક પાપસ્થાનકોને તજી દયા સત્યાદિકનું યથાવિધિ પાલન કરનારા અને મન, વચન, કાયાનો બને તેટલો સાવધાનપણે સદુપયોગ કરનારા ગૃહસ્થ જનો (સ્ત્રી પુરુષો) પણ યથાયોગ્ય સંયમના પ્રભાવે ( સત્પાત્ર હોઈને ) ધીમે ધીમે પણ ચોક્કસ પરમાનંદપદના અધિકારી થઇ શકે છે.

( આ. પ્ર. પુ ૧૭, પૃ. ૫૨. ).

# સ્વકર્ત્તવ્યપ્રેરક સૂક્તવચનો

૧. પ્રથમ વયમાં ( બાળપણુમાં ) જેણે વિદ્યા સંપાદન કરી નહિ, બીજી વયમાં ( જુવાનીમાં ) જેણે ધન પેદા કર્યું નહિ અને ત્રીજી વયમાં જેણે ધર્મનું સેવન–આરાધન કર્યું નહિ તે ચોથી વૃદ્ધવયમાં શું કરી શકવાનો ? તેની જિંદગી વૃથા–નકામી ગયેલી સમજવી.

૨. નિરુદ્યમી, આળસુ, નસીબ ઉપર જ આધાર રાખી રહેનાર અને પુરુષાર્થહીનને લક્ષ્મી વરતી નથી. જેમ વૃદ્ધપતિને સેવવા પ્રમદા–જુવાન સ્ત્રી ચાહતી નથી તેમ યોગ્યતા વગરના–નાલાયક નરને લક્ષ્મી પ્રાપ્ત થતી નથી ઉદ્યમી, ચંચળ, કાર્યદક્ષ, ઉત્સાહી અને ખંતીલા વિરલા નરોને જ લક્ષ્મી વરે છે.

૩. કેસરીસિંહ જેવો પરાક્રમી પુરુષ કદાચ દૈવયોગે કંઈક સ્ખલિત થયો હોય, તો તેથી તે નિરાશ બની જતો નથી તેમ જ પુરુષાર્થ હારી જતો નથી, પરંતુ ધૈર્ય અને હિંમત રાખી, ખંતથી યોગ્ય પુરુષાર્થ સેવી, સાવધાનપણે ઇચ્છિત કાર્ય સાધી લે છે. નાહિંમત થઇ પાછી પાની કરતો નથી.

૪. તથાપ્રકારની સામગ્રી વિદ્યમાન નહિ છતાં, સુખમાં કે દુઃખમાં અને નીચ સોબતમાં પણ જે સત્ય ધર્મનો અનાદર કરતો નથી–તેનું યથાર્થ પાલન કરે છે તેને જ ખરેખર દૃઢધર્મી અને પ્રિયધર્મી સમજવો.

૫. વખતની કિંમત જે બરાબર સમજી શકે છે તે પોતાનો અમૂલ્ય સમય અલેખે કેમ જવા દેશે ?

૬. પ્રમાદ સમાન કોઇ દુશ્મન નથી અને સદુદ્યમ સમાન કોઇ હિતમિત્ર નથી. એ પ્રમાદ ઘણા પ્રકારનો છે.

મદ-માદક પદાર્થનું સેવન કરવું, વિષયસુખમાં આસક્ત બની રહેવું, ક્રોધાદિક કષાયને વશ થવું, નિદ્રા-આળસ વધારવાં, નકામી કુથલીઓ કરવી, મોહ, મિથ્યાત્વ અને અજ્ઞાનવશ થઇ રહેવું, ટૂંકાણમાં પરમ કરુણાળુ સર્વજ્ઞ પ્રભુનાં હિતવચનને અવગણી સ્વચ્છંદ વર્તન કરવું તેનું નામ પ્રમાદ. એ જ જીવનો મોટામાં મોટો શત્રુ છે.

૭. પ્રબળ પુરુષાર્થ વગર પ્રમાદ-શત્રુનો પરાભવ થઈ શકે નહિ. પ્રમાદનો પરાજય કરવા ઈચ્છનારે તેવા નિઃસ્વાર્થી જ્ઞાની ગુરુનું શરણ લઇ, અનન્ય શ્રદ્ધા-વિશ્વાસ રાખી, વિનય બહુમાનપૂર્વક તેમની સેવા, ભક્તિ કરી, સ્વહિતાહિત સારી રીતે સમજી લેવાં. પછી અહિતને તજી કાળજીથી હિતાચરણ સેવવું.

૮. ગૃહસ્થ શ્રાવકોએ ધર્મ, અર્થ અને કામ એ ત્રણ વર્ગને પૂર્વાપર વિરોધ રહિત સેવવા જોઇએ. એટલે કે ધર્મનું રક્ષણ થાય તેમ અર્થ અને કામનું સેવન કરવું, પણ ધર્મની ઉપેક્ષા કરીને અર્થ, કામની સેવના કરવી નહિ. તેમ જ અર્થને હાનિ ન પહોંચે, તેની રક્ષા થાય તેવી રીતે જ વિવેકથી કામનું સેવન કરવું, પણ અર્થની ઉપેક્ષા કરીને કે હાનિ પહોંચે તેમ અવિચારીપણે વિવેક રહિત વિષયાંધ બનવું નહિ.

૯. મુનિજનો તો મોક્ષનું જ નિશાન રાખી સકળ સંયમકરણી કરે, સર્વ જીવને નિજાત્મા સમાન સમજી તન, મન, વચનથી તેમની રક્ષા કરે, તેમને યથાયોગ્ય હિતમાર્ગ બતાવી

તેમને હિતમાર્ગમાં જોડે-સ્થાપે, તેમ જ સદાકાળ તપ-સંયમમાં સાવધાનપણે રહે. ગૃહસ્થ તેવી રુડી ભાવના રાખે.

( આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૬૯. )

---

## તત્ત્વજ્ઞાનનો સરલ માર્ગ-સદ્બોધ સંગ્રહ.

૧. સુકાન વગરના વહાણની પેઠે, નિશ્ચિત દિશા વગરની ગતિની પેઠે અને લક્ષ વગરના બાણની પેઠે આપણું જીવન નકામું-નિષ્ફળ જાય છે, પવિત્ર હેતુ વગરનું જીવન જ્યાં ત્યાં જગતમાં અથડાવામાં, કૂટાવામાં, પીટાવામાં પૂરું થાય છે ને ધૂળમાં રોળાય છે.

૨. જો આપણો જીવન-હેતુ પવિત્ર હોય અને તે સિદ્ધ કરવા આપણું મન મજબૂત હોય તો ગમે તેવાં મોટાં વિઘ્નો પણ વટાવી શકાય, એટલું જ નહિ પણ તે બધું પ્રસન્નતાથી ( હસતે મુખે ) લગારે દીનતા વગર કરી શકાય. કહો કે આપદા તે જ સંપદારૂપે થઈ જાય.

૩. પૂર્વભવના સંસ્કારથી કે સદ્ગુરુની કૃપાથી કોઇ સદ્-ભાગી જીવને સહેજે સમજાય છે કે તલવાર મ્યાનમાં છતી, જેમ મ્યાનમાંથી ન્યારી-જુદી કરી શકાય છે, અરે ! વસ્તુત: તે ન્યારી જ છે, તેમ શરીરમાં રહેલો ચેતન-હંસ પણ શરીરથી ન્યારો જ છે.

૪. વસ્ત્રો જીર્ણ થાય છતાં તેનો ભોગ કરનાર શરીર જીર્ણ થતું નથી, તેમ શરીર અનેક વાર ધારણ કર્યા છતાં તેનો ભોગી-ચેતન-જીવ જીર્ણ-ઘરડો થતો નથી. જેમ નવાં, જૂનાં

વસ્ત્રનાં જુદા જુદા પર્યાય છે તેમ શરીર આશ્રયી જાણવું. ચેતન-દ્રવ્ય તો અખંડ ગમે તે ગતિમાં કે સ્થિતિમાં જેવું ને તેવું બન્યું બન્યું રહે છે, એમ સમજનારા જ્ઞાની પુરુષો આ અદ્‌ભુત નાટક નિજ-નજરે જોતાં છતાં તેમાં મુંઝાયા વગર, નિર્મળ જ્ઞાન-દર્શન-ચારિત્રમય નિજસ્વરૂપનું અવલંબન કરીને રહે છે.

૫. થોડું પણ તત્ત્વજ્ઞાન-આત્મજ્ઞાન પ્રગટ્યું હોય તે આત્મશ્રદ્ધા-પ્રતીતિ યુક્ત હોઈ આત્માનો ઉદ્ધાર કરવા સમર્થ બને છે. સચ્ચારિત્રના બળથી સર્વ કર્મકટકને છિન્નભિન્ન કરીને આત્મા અવિનાશી મોક્ષપદને પામે છે.

૬. નિજ ચેતનને જાગૃત કરે એવું એક પણ તત્ત્વવચન કલ્યાણકારી છે, તેવાં જ તત્ત્વવચન અધિક અભ્યાસાય તેમ અધિક લાભ છે. બાહ્ય આડંબરી જ્ઞાનથી કશું વળતું કે વળવાનું નથી. અન્તે કાચ તે કાચ જ અને હીરો તે હીરો જ છે.

૭. પોતાની ભૂલ પોતે જ જોઇને સુધારી શકે અને બનતાં સુધી તો ભૂલ થવા ન દે, એવું આત્મશાસન કરવા સામર્થ્ય ન પ્રગટે ત્યાં સુધી સન્માર્ગદાતા અને ત્રાતા ગુરુના ચરણથી વેગળા રહેવામાં હિત નથી જ, છતાં જેઓ છૂટા પડી સ્વચ્છંદે ચાલવા મન કરે છે અને ચાલે છે તેમના ‘ વાડામાંથી પાડું એકની જેમ ’ ભૂંડા હાલ થાય છે.

૮. આત્મજ્ઞાનરૂપ ચક્ષુ વગરના જીવો ચહાય તો સાધુ હોય કે ગૃહસ્થ હોય, તેનાથી પગલેપગલે સ્ખલન થાય, અતિ-ચારાદિક દોષો લાગે, વિષયવિકાર જાગે, કષાયનું જોર તેવાં નિમિત્ત મળતાં વધે, માદક પદાર્થ સેવવા મન થાય, નિદ્રા-આલસ્યની વૃદ્ધિ થાય અને વિકથા કરવામાં કે સાંભળવામાં રસ

લાગે તેથી તેવાં દરેક દુઃખદાયી પ્રસંગે દયાળુ સદ્‌ગુરુ વગર અને તેમની હિતશિક્ષા વગર તેનું કોણ નિવારણ કરે ? અહા ! સ્વચ્છંદતા જ બધા અનર્થનું મૂળ છે.

૯. ઘણું ભણવાનો આગ્રહ નથી પણ રાજહંસની જેમ સાર, વિવેકયોગે થોડું પણ રુડું, કલ્યાણકારી ભણીગણીને આદરી લેવાય એટલે બસ. શુદ્ધ–નિર્મળ શીલ આચરણયુક્ત અને તેવા લક્ષસહિત જીવેલું જીવન ભવસાગરથી પાર ઉતારનાર છે.

૧૦. જે જ્ઞાનથી આપણી મલિન વાસનાઓ–રાગ, દ્વેષ, કષાયાદિ પરિણામ દૂર થાય તે તત્ત્વજ્ઞાન જ પ્રમાણ છે.

૧૧. સૂર્યોદય થતાં અંધકાર ટકી ન શકે તેમ સાચું આત્મજ્ઞાન પ્રગટ થયે રાગાદિક વિકાર પણ દૂર થાય જ.

૧૨. સંકુચિત મન વિશેષે ‘ મારું, તારું ’ ગણે છે. જેમ જેમ ગુરુકૃપાથી અંતરમાં સત્ય જ્ઞાનનો પ્રકાશ પડતાં રાગ, દ્વેષ, મમતાદિક વિકારો અકળાઈ જઈ મન મોટું થાય છે–હૃદય વિશાળ થાય છે તેમ તેમ અંતરમાં ઉદાર ભાવના સ્ફુરે છે, સાચી શ્રદ્ધા પ્રગટે છે અને ખોટો ભય દૂર થાય છે. તત્ત્વજ્ઞાનથી જ જીવન ઉદાર અને રસિક બનતું જાય છે.

૧૩. સત્સંગાદિક સાધનવડે સ્વજીવન ઉચ્ચ, ઉદાર, રસિક ને શ્રદ્ધાળુ બનાવવું એ જ સહુથી વધારે જરૂરનું છે.

૧૪. જેને આત્માનું–આત્મઋદ્ધિનું યથાર્થ ભાન થયું હોય તેને અન્ય સઘળું બાળલીલા જેવું જણાઈ આવે છે.

૧૫. જે નિજસ્વરૂપમાં જ મગ્ન ( મદમસ્ત ) બની રહે છે તેને ક્ષણિક સુખવાળી પરવસ્તુમાં રતિ–પ્રીતિ થતી નથી.

૧૬. અનંત જ્ઞાનાદિક ઐશ્વર્યપ્રાપ્તને આ જગતના વિવિધ ખેલ ઈન્દ્રજાળ જેવા અથવા બાજીગરની બાજી જેવા અસાર લાગે છે.

૧૭. આત્માની જ્ઞાનાદિક ઋદ્ધિ જાતિવંત રત્નની જ્યોતિ જેવી કાયમ રહે એવી છે, જ્યારે જડ-દ્રવ્યાદિક ઋદ્ધિ માગી લાવેલાં ઘરેણાં જેવી અસ્થિર છે. પુન્યયોગે પ્રાપ્ત થયેલી દ્રવ્ય, સંપત્તિ સાંયોગિક હોવાથી અમુક અવધિએ અવશ્ય તેનો વિયોગ થાય છે જ, એમ ચોક્કસ સમજી શકનારા તેમાં નહિં મુંઝાતાં આત્માની સ્વાભાવિક જ્ઞાનાદિક ઋદ્ધિને પ્રાપ્ત કરી લેવા આદર કરે છે.

૧૮. દ્રવ્યસંપત્તિ પેદા કરતાં અને તેને સાચવતાં અનેક જાતના સંકલ્પવિકલ્પ ઊઠે છે; ત્યારે સત્ય જ્ઞાનાદિક ઋદ્ધિ પ્રાપ્ત થતાં તે સર્વે જોતજોતામાં વિલય પામી જાય છે. સંકલ્પ-વિકલ્પની પરંપરાથી અસ્થિરતા–અશાન્તિ ઉપજે છે, જ્યારે નિર્વિકલ્પપણાથી ખરી સ્થિરતા–શાન્તિ પ્રગટે છે અને તે કાયમ બની રહે છે. સમતારૂપ સામાયિકનો દૃઢ અભ્યાસ રાખવાથી અનુક્રમે આત્મશાન્તિમાં વધારો જ થાય છે. તેનો અનાદર કરી અનેક પ્રકારની પ્રાપંચિક ઉપાધિઓનો આદર કરવાથી તો ખરી શાન્તિથી વિમુખ થવાય છે.

૧૯. ખરી જ્ઞાનદૃષ્ટિ જાગૃત થતાં દુષ્ટ તૃષ્ણાનું જોર પણ નરમ પડી જાય છે, પછી જેની તેની પાસે દીનતા કરવાની ગરજ રહેતી નથી.

૨૦. તૃષ્ણાતુર, કૃપણ જનો જેની દિનરાત અભિલાષા કર્યા કરે છે તેવી જડસંપત્તિ જ્ઞાની પુરુષને ખરેખર ઉપેક્ષા કરવા યોગ્ય છે. જ્ઞાનીઓ તેની ઉપેક્ષા કરે જ છે.

૨૧. સત્ય સંતોષવડે વિષયતૃષ્ણાદિકને તજે છે તે ખરી શાન્તિને અનુભવે છે. ઇન્દ્રચક્રવર્ત્યાદિક એવી શાંતિથી બેનસીબ રહે છે.

૨૨. વિષયતૃષ્ણાદિક દુષ્ટ વાસનાને વશ થઇ જતાં ગમે તેવા સાધુ–યોગી–સંન્યાસી સહજ સ્વાભાવિક સુખથી ભ્રષ્ટ થઇ જાય છે.

૨૩. મૃગજળ જેવાં કલ્પિત ક્ષણિક સુખ પુન: પુન: સેવવા છતાં સંતોષ વળતો નથી. આત્મસંતોષી સાધુ ઇન્દ્રથી પણ અધિક સુખી છે.

૨૪. આત્મા ઉપરના અજ્ઞાન, ભ્રાન્તિ, અવિશ્વાસાદિક વાદળાં વેરાઇ જાય છે ત્યારે જ તે તેના ખરા રૂપમાં પ્રકાશે છે–ઝળકી નીકળે છે.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૯૪. ]

---

## દ્રવ્ય-ભાવ તીર્થસેવાનું અનુપમ ફળ.

શત્રુંજય, ગિરનાર, અર્બુદાચળ, અષ્ટાપદ અને સમેતશિખરાદિક **સ્થાવર તીર્થો** લેખાય છે, જ્યારે ક્ષમા–દયાદિક અનેક ગુણોથી અલંકૃત થયેલા ઉત્તમ ગણધરાદિક સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકારૂપ ચતુર્વિધ સંઘ **જંગમ તીર્થ**રૂપ કહેવાય છે.

ઉક્ત ઉભય તીર્થને સ્થાપનારા (પ્રવર્તાવનારા), અસાધારણ ગુણ–શક્તિને ધારણ કરનારા તીર્થંકરાદિ હોય છે ઉક્ત ઉભય તીર્થનું તેમ જ તીર્થંકર ભગવાનનું યથાર્થભાવે સેવન

કરનારા ભવ્ય જનો અનુક્રમે ઉત્તમ પ્રકારના જ્ઞાન, વૈરાગ્ય-(સંયમ-યોગ)ને પામી સહજમાં આ ભવસાગરને તરી જાય છે.

તીર્થભૂમિમાં ઉત્તમ પ્રકારનું વાતાવરણુ બંધાયલું રહે છે, તેના સંગથી મલિનતા દૂર થાય છે અને અંતઃકરણુ પવિત્ર બને છે. અઘોર પાપ કરનારા પણુ પવિત્ર તીર્થસેવનથી સકળ પાપથી મુક્ત થઇ અંતે પરમાનંદ પદ પામી શકે છે. શ્રી શત્રુંજય તીર્થની સેવાથી કરકંડૂ રાજા જેવા ( પાપી-નિર્દયી ) જીવો પણુ તરી ગયા છે. તીર્થસેવાથી મહીપાળકુમારની પેઠે દ્રવ્યભાવ રોગથી મુક્ત થઇ શકાય છે.

શ્રી તીર્થરાજની યાત્રા કરનારા યાત્રિક જનોની રજના સ્પર્શથી પવિત્ર થવાય છે. તીર્થાટન કરવાથી ભવભ્રમણુ કરવું પડતું નથી. તીર્થભૂમિમાં ઉદાર દિલવડે દાન દેવાથી લક્ષ્મી સ્થિર થાય છે અને જિનેશ્વર દેવની પૂજા-અર્ચા કરવાથી પોતે પૂજનિક બને છે.

'અન્ય સ્થાને કરેલાં પાપ તીર્થસ્થાને ( જપ, તપ, વ્રત, નિયમ કરવાથી ) છૂટી શકે છે, પરંતુ તીર્થસ્થાને ( સ્વેચ્છાચારથી ) કરેલાં પાપ વજ્રલેપ સમાન થાય છે ' એમ સમજી સર્વ આશાતના તજી વિધિપૂર્વક તીર્થસેવા કરવી.

[ આ. પ્ર. પુ. ૧૭, પૃ. ૧૫૧. ]



# સંગ્રહિત સૂક્ત વચનો.

૧. જે જે વખતે જે જે સ્થિતિમાં હોઈએ તેમાં સંતોષ માનવો તેમ જ સત્ય અને નીતિના માર્ગે ચાલવા પ્રયત્ન કરવો.

૨. 'સંતોષી નર સદા સુખી'–સંતોષી માણુસ સદા સુખમાં રહે છે.

૩. Content is more than a kingdom–સંતોષ એ એક રાજ્ય કરતાં વિશેષ છે.

૪. Honesty is the best policy–પ્રામાણિકતા એ સર્વોત્તમ નીતિ છે.

૫. અડગ નિશ્ચય અને સત્ય માર્ગનું અવલંબન એ જગતને ધ્રૂજાવી નાખનાર શક્તિઓ છે.

૬. "સુખ સમયમાં છકી નવ જવું, દુઃખમાં હિંમત ન હારવી;
સુખ દુઃખ સદા ટકતા નથી, એ નીતિ ઊર ઉતારવી."

૭. જીવન એટલે સુખ અને દુઃખનો તાણો–વાણો. તાણા-વાણા વિના જેમ લુગડું બને નહિં તેમ સુખ દુઃખ વિનાનું જીવન હોય નહિ. કેવળ સુખ કે કેવળ દુઃખ હોવું તે કલ્પના માત્ર છે, એટલે આપણે સુખ–દુઃખથી ન ડરીએ. સુખને સેવીએ, દુઃખને સહન કરીએ પણ એકેથી ભય પામીને ખસી ન જઇએ. જીવન જીવવું આકરું છે, દુઃખ સહન કરવું ખૂબ કઠીન છે અને તેથી યે કઠીન સુખ પચાવવું એ છે, અને જીવનનો કીમિયો સુખ–દુઃખ વિષે સમતુલા કેળવવામાં છે.

૮. જે વધસ્થાનમાંથી તમે મુકત થઇ શકતા ન હો તે સ્થળે હસ્તે ચહેરે ઊભા રહેવું એમાં જ ખરી બહાદુરી છે.

૯. સંકટના સમયમાં હિંમત ધારવી એ અડધી લડાઇ જીતવા સમાન છે.

૧૦. ઘણાં માણસોની મહત્ત્વતાના કારણભૂત તેમની પ્રચંડ મુશ્કેલીઓ જ હોય છે.

૧૧. પ્રકૃતિ જ્યારે મુશ્કેલીઓ વધારે છે ત્યારે સાથોસાથ બુદ્ધિબળને પણ વધારે છે.

૧૨ જો કે હાનિઓ અને સંકટો એ અત્યંત કઠિન પાઠો છે તો પણ તેમાંથી જે બોધ મળે છે તે અન્યત્ર કયાંય પણ મળતો નથી

૧૩. વિપત્તિ એ મહાપુરુષોની ઉન્નતિનું કારણ છે.

૧૪. " અસત્યોમાંહેથી હે પ્રભુ ! તું પરમ સત્યે લઇ જા;
ઊંડા અંધારેથી હે પ્રભુ ! તું પરમ તેજે લઇ જા. "

૧૫. ' सत्यमेव जयते '—સત્યનો સદા વિજય છે.

૧૬. The greatest truth are the simplest—મહાન્ સત્યો સાદામાં સાદા હોય છે.

૧૭. અનિશ્ચિત્ત મનના માણસે કોઇપણ મહાન્ કાર્ય કર્યું નથી.

૧૮. Once resolved the trouble is over—એક વખત નિશ્ચય કરવાથી મહેનતનો અંત આવે છે.

૧૯. દૃઢ ઇચ્છા અને નિશ્ચય ધરાવનાર માણસને માટે આ જગતમાં સમય અને તક છે, છે ને છે જ.

૨૦. "मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः" મન એજ મનુષ્યોને બંધ અને મોક્ષનું કારણ છે.

૨૧. Industry is the parent of success–ઉદ્યોગ એ જ વિજયનો જન્મદાતા છે.

૨૨. અધીરાઈ એ અત્યંત ખરાબ પ્રકારની ઝડપ છે.

૨૩. Haste is waste–ઉતાવળા સો બ્હાવરા, ધીરા સો ગંભીર.

૨૪. સઘળાં કાર્યોમાં આરંભ કર્યા પૂર્વે ઉત્તમ પ્રકારની તૈયારી કરી રાખવી જોઇએ.

૨૫. Well begun is half done–સારી શરૂઆત થાય એ અડધું કાર્ય થઈ ગયા બરાબર છે.

૨૬. 'સંપ ત્યાં જંપ.'

૨૭. United we stand, divided we fall–સંપ ત્યાં જંપ, કુસંપ ત્યાં પતન.

૨૮. 'કરે તેવું પામે, વાવે તેવું લણે.'

૨૯. Do unto others, as you would be done by–બીજા આપણી પ્રત્યે જે રીતે વર્તે એમ ઇચ્છતા હોઇએ તો આપણે પણ તે રીતે તેમના તરફ વર્તવું.

૩૦. ધીરજ મોટી વાત છે, સમતાનાં ફળ મીઠાં છે.

૩૧. Time is more than money–વખત દોલત કરતાં ય વધારે કિંમતી છે.

૩૨. Of all that is best time is the best–સમય સર્વોત્તમ વસ્તુ છે.

૩૩. ગયો સમય પાછો આવતો નથી.

૩૪. આળસ એ જીવતા મનુષ્યની કબર છે.

૩૫. Delay is dangerous–વિલંબ ભયંકર છે.

૩૬. Idle people never have leisure–આળસુ માણસોને કદી નવરાશ હોતી નથી.

૩૭. Perseverence overcomes difficulties–ખંતથી મુશ્કેલીઓના પર્વતો ઓળંગાય છે.

૩૮. Patience and persevernce overcome mountains–ધીરજ, ખંતથી પર્વતો ઓળંગાય છે.

૩૯. ‘ પડે ચડે જીભવડે જ પ્રાણી,
વિચારીને બાર ઉચ્ચાર વાણી. ’

૪૦. Kind words are worth much and they cost nothing–માયાળુ શબ્દોની કિંમત ઘણી છે અને તેના કાંઇ પૈસા બેસતા નથી.

૪૧. “ કોયલ નવ દે કોઈને, હરે ન કોનું કાગ;
મીઠાં વચનથી સર્વનો, લે કોયલ અનુરાગ. ”

૪૨. Do good, no matter to whom-ગમે તેનું પણ ભલું કરો.

૪૩. પ્રત્યેક જણે પોતાની ભાંજગડ પોતાની જાતે કરવી. બીજા ઉપર આધાર રાખવો નહિં. "સ્વાવલંબન" ને જ તમારો મૂળ મંત્ર બનાવો.

૪૪. મનુષ્યને આંતરિક અને બાહ્ય વિઘ્નો જેમ અધિક સહન કરવાં પડે છે તેમ તેનું જીવન અધિક મહત્વનું અને વિશેષ પ્રોત્સાહક બને છે.

૪૫. Acts speak loudly than words-શબ્દો કરતાં કાર્યોની અસર ઘણી વધારે છે.

૪૬. If you cannot have the best, make of what you have-જો તમને સારામાં સારી વસ્તુ ન મળે, તો જે કાંઇ તમારી પાસે હોય તેનો સારામાં સારો ઉપયોગ કરો.

૪૭. Few have all they need none all they wish. કોઇને જ પોતાને જોઇએ તે મળે છે, બધાને પોતે જે ઇચ્છે તે મળતું નથી.

૪૮. "કઇ લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે,
બકા ખંજર સનજાનામાં, રહમ ઊંડી લપાઇ છે."

૪૯. God came at last when think. He is furthest-પ્રભુને જ્યારે આપણે દૂર દૂર માનીએ છીએ ત્યારે અંતે તે મદદે આવી પહોંચે છે.

૫૦. The darkest hour is near the dawn—સૂર્યોદય પહેલાં ખૂબ અંધકાર હોય છે.

૫૧. ચાહે ક્રોટી કરો ઇલાજ, પણ ભાગ્યવિણુ મળે ન કોડી.

૫૨. Diligence is of no use where luck is wanting—ભાગ્ય વગર ખંત કશા કામની નથી.

૫૩. કદિ પણ પતિત ન થવું એમાં કાંઇ પરમ ગૌરવ રહેલું નથી, પણ જ્યારે જ્યારે પતિત થઇએ ત્યારે ત્યારે પુનઃ ઉન્નત થવામાં પરમ ગૌરવ છે.

૫૪. થયેલી ભૂલને હઠીલાઇથી વળગી રહેવાં કરતાં થયેલી ભૂલ સુધારવામાં વધારે પ્રબળ સંકલ્પની જરૂરિયાત છે.

[ આ. પ્ર. પુ. ૨૮, પૃ. ૩૮. ]

---

## લક્ષ્મીનો વાસ ક્યાં હોઇ શકે ?

૧. જ્યાં વડીલજનોને યોગ્ય આદર–સત્કાર–માન અપાય છે.

૨. જ્યાં ન્યાય–નીતિ ને પ્રામાણિકતાથી વ્યવસાય કરાય છે, એટલે દ્રવ્ય ઉપાર્જન માટે અનીતિનું સેવન કરવામાં આવતું નથી, પણ અનીતિને વિષ જેવી ગણી તેને તજી દેવામાં આવે છે.

૩. તેમ જ કલેશ-કંકાસથી જ્યાં સદા દૂર રહેવામાં આવે છે ત્યાં લક્ષ્મીનો વાસ હોઇ શકે છે અને ત્યાં લક્ષ્મી સ્થિર પણ રહી શકે છે.

## દારિદ્રય-દરિદ્રતા કયાં કયાં પોષાય અને વૃદ્ધિ પામે ?

૧. જ્યાં જૂગાર રમાતું હોય છે કે સટ્ટાબાજી ખેલાતી હોય.

૨. જ્યાં સ્વજન-કુટુંબીઓ સાથે વિરોધ રખાતો હોય.

૩. જ્યાં ધાતુવાદનો છંદ લાગ્યો હોય, તેમાં અઢળક ધન ખર્ચાતું હોય.

૪ જ્યાં નિરુદ્યમીપણું પ્રિય હોય, ને હાડકાં હરામનાં થયાં હોય.

૫. જ્યાં આવક-જાવકનો હિસાબ જ રખાતો ન હોય એટલે આગળપાછળનો વિચાર કર્યા વગર નકામા ખર્ચ કરી ભારે થવાતું હોય, બાપ-દાદાની કીર્તિ ને આબરુની ધૂનમાં તણાઇ જઈ, ભવિષ્યનો વિચાર કર્યા વગર ખરાબ થવાતું હોય, બાહ્યાડંબરમાં પડી જઈ, ગજા વગર ખેંચાતું હોય ત્યાં અંતે પોલ ઉઘાડી પડી જાય છે, ભરમ ખુલ્લો પડે છે ત્યારે પોતાની ભારે હલકાઇ-નિંદા થવા માંડે છે, એટલે પોતાના પશ્ચાત્તાપનો પાર રહેતો નથી. વળી લેણદારોને મોઢે રહેવું ઘણું મુશ્કેલ થઇ પડે છે. એટલે વ્યાપાર-વણજ ભાંગી-અટકી પડવાથી કુટુંબનિર્વાહ કે જીવનનિર્વાહનાં પણ સાંસાં પડે છે અને છેવટે નાદારી નોંધાવવા જેવો વખત આવે છે આ રીતે અવિચારી-અવિવેકી વર્તનવડે પોતાની મેળે પાયમાલી વ્હોરી લેવામાં આવે છે તેવે સ્થળે દરિદ્રતાને સહેજે સ્થાન મળે છે. તેનાથી બચવા ઇચ્છનારા તે તે દોષથી વિરમી, ચેતીને ચાલે-ચાલતાં શિખે.

[ આ. પ્ર. પુ. ૨૮, પૃ. ૧૪. ]

# જૈન દર્શન અને ઇતર દર્શનોનો તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનશાસ્ત્ર સંબંધી મુકાબલો.

જૈનદર્શન સંપૂર્ણ નયગર્ભિત હોવાથી પ્રમાણરૂપ તત્ત્વજ્ઞાનરૂપ છે, અને ઇતર દર્શનો કોઇએક નયનો નિર્દેશ કરી વિરમતા હોવાથી તેના એક અંશરૂપ વિજ્ઞાનરૂપ ગણાય. સમુદ્રમાં સર્વ નદીઓ સમાઈ શકે પણ કોઇએક નદીમાં સમુદ્ર શી રીતે સમાય ? તેથી એક પંડિતે પોતાના ગ્રંથમાં છેવટે જણાવ્યું છે કે "જૈનશાસ્ત્રોમાં સઘળાં શાસ્ત્રો દેખાય છે અને ઇતર શાસ્ત્રોમાં તેની ભજના એટલે જૈનશાસ્ત્ર હોય કે ન હોય અથવા વિભાગથી હોય." એમાં જરાએ અતિશયોક્તિ નથી. તેમ જ તેમાં નવીનતા નથી, કોઇ દેવી ચમત્કાર નથી, તેમાં કાંઇ આશ્ચર્યકારક ઘટના પણ નથી. કારણ સાદું અને સહજ છે કે જૈનદર્શન તત્ત્વજ્ઞાનશાસ્ત્ર છે અને ઇતર દર્શનો વિજ્ઞાન-શાસ્ત્રો છે. એટલે એ બન્નેને વ્યાપ્ય વ્યાપકભાવ હોય જ એ સ્વાભાવિક છે. ઈત્યાદિ ઉલ્લેખ તેમના ગ્રંથમાં છે અને આગળ પણ પોતે જણાવે છે કે "યોગ્ય પાત્રોને શાસ્ત્ર–રહસ્યો ન આપનાર અને અયોગ્ય પાત્રોને રહસ્યો આપનાર એ બન્ને ય આચાર્યો પ્રાયશ્ચિત્તના ભાગી છે."

શંકરાચાર્ય જેવી સમર્થ વિદ્વાન વ્યક્તિને પણ જૈનદર્શન સમજવાની–જાણવાની બરાબર સગવડ ન મળવાથી જૈનોને અમાન્ય વસ્તુઓ પણ પોતે માન્ય તરીકે લખી નાખી છે ને પછી તેનું ખંડન કરવા તત્પર થયા છે. નજીવી અને સામાન્ય બાબતોમાં ભૂલ ખાધી છે. તેનું કારણ તેમને વસ્તુસ્થિતિ જાણવાની સગવડ જ ન મળી શકી હોય એમ લાગે છે.

[ આ. પ્ર પૂ. ૩૦, પૃ. ૨૮૯. ]

---

# વિજ્ઞાન અને તત્ત્વજ્ઞાનની સંક્ષિપ્ત વ્યાખ્યા. તેની ધર્માચરણથી જ સાર્થકતા.

જુદા જુદા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવ વિષે વિસ્તાર-પૂર્વક વિગતવાર હકીકતો એકઠી કરી સિદ્ધાન્તો નક્કી કરનાર શાસ્ત્રો **વિજ્ઞાનરૂપ** કહેવાય છે, અને તે સમગ્ર વિજ્ઞાનોનું એકીકરણ કરી પરસ્પર સંબંધો નક્કી કરી આખા વિશ્વની ઘટનાઓ સાથે પરસ્પરનો મેળ બેસાડી આપનાર શાસ્ત્ર-**તત્ત્વજ્ઞાન** કહેવાય છે. બંને વચ્ચેનો આ ભેદ બરાબર ધ્યાનમાં રાખવા યોગ્ય છે.

ધર્મજ્ઞાન એટલે અધ્યાત્મ-શાસ્ત્ર, એ તત્ત્વજ્ઞાનશાસ્ત્રનું એક મોટું અંગ છે પણ ધર્માચરણનું તત્ત્વજ્ઞાન એ પેટા અંગ છે. ધર્મજ્ઞાન સમજીએ તો ધર્મનું અને અધ્યાત્મશાસ્ત્રનું જ્ઞાન વચ્ચે આવી જાય છે, પરંતુ ધર્મના આચરણ પ્રસંગે તત્ત્વજ્ઞાન માત્ર સ્થિરતા અને પ્રગતિ માટે ઉપયોગી થાય છે, તેથી તે ધર્માચરણનું એક અંગ બને છે. તત્ત્વજ્ઞાનના સારનો અમલ કરવા ધર્માચરણ જ ઉપયોગી છે.

ધર્મ એ મહાન્ પ્રગતિમાર્ગમાં પ્રયાણરૂપ ક્રિયાત્મક એક વસ્તુ છે કે જે જગતમાં સર્વ શ્રેષ્ઠ વસ્તુ છે, અને તત્ત્વજ્ઞાન માત્ર જ્ઞાનસ્વરૂપ છે, જે સર્વ જ્ઞાનોમાં શ્રેષ્ઠ છે પરંતુ ધર્મા-ચરણથી તેનો બીજો નંબર છે. યોગશાસ્ત્ર વાંચવા માત્રથી યોગની સિદ્ધિ પ્રાપ્ત થતી નથી, તેવી જ રીતે અધ્યાત્મશાસ્ત્ર કે તત્ત્વજ્ઞાનશાસ્ત્ર જાણવા માત્રથી ધર્મ વિષે સિદ્ધિ પ્રાપ્ત કરી શકાતી નથી. તત્ત્વજ્ઞાન અને ધર્મની અત્યંત નજદીકનું

અધ્યાત્મશાસ્ત્ર જિંદગીભર વિચાર્યા કરે તો પણ ધર્માચરણથી થતો જીવનવિકાસ તેથી થવાનો સંભવ નથી. તત્ત્વજ્ઞાન વિચારનારને કોઈ ને કોઈ વખત ધર્માચરણ કરવું જ પડશે.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૯૦. ]

---

## પરમસુખપ્રાપ્તિરૂપ ચિત્તશુદ્ધિનું ફળ કઇ રીતે મળે ?

### તત્સંબંધી શાસ્ત્રસમર્થન.

૧. રાગદ્વેષાદિક દોષથી મલિન થયેલું મન ભવભ્રમણ હેતુક બને છે અને સકળ દોષથી મુક્ત થયેલું મન મોક્ષદાયી નીવડે છે. આવા કારણથી જ અન્ય પંડિતો પણ ચિત્તશુદ્ધિના સંબંધમાં આવી રીતે માને છે.

૨. રાગાદિક ક્લેશથી વાસિત થયેલું ચિત્ત જ ખરેખર જન્મ-મરણજન્ય સંસારરૂપ છે અને તે રાગાદિક વિકારથી સર્વથા મુક્ત થયેલું મન જ મોક્ષરૂપ છે.

૩. આ અત્યંત ગઢતત્ત્વ તુજને કહું છું કે સારી રીતે સંસ્કારિત કરેલું ચિત્તરૂપી શ્રેષ્ઠ રત્ન જ અતિ યત્નથી સાચવી રાખવું. તેને મોકળું-રઝળતું ન જ મૂકવું.

૪. જયાંસુધી વાયુથી પણ અધિક વેગવાળું તારું મન વિવિધ વિષયોમાં દોડાદોડ કરે છે ત્યાંસુધી તને સાચા સુખનો ગંધ પણ આવ્યો નથી એમ જાણજે.

૫. જયારે માન-પ્રતિષ્ઠા મનમાં ભૂંડની વિષ્ટા જેવી અનિષ્ટ લાગશે, રાજયનું સુખ રજ જેવું નિર્માલ્ય લાગશે અને વિષય-

ભોગ પણ રોગની જેવા અળખામણા લાગશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૬. જ્યારે તારું ચિત્ત બહાર ભટકવાનું તજી દઇ, સ્થિરતાને પામી નિઃસ્પૃહ બની જશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૭. જ્યારે તારું ચિત્ત ધ્યાનસરોવર મધ્યે આત્મગુણાસ્વાદરૂપી કમળમાં ભ્રમરની જેમ લીન થઇ જશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૮. જ્યારે તારું મન મનોહર સ્ત્રીઓમાં અને કાળી મસીમાં સમભાવ ધારણ કરશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૯. દેદીપ્યમાન રત્નોમાં અને મટોડીમાં જ્યારે તારી મનોવૃત્તિ એક સરખી થઇ જશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૧૦. મેઘના આવરણ અને રાહુના અંતરાયથી રહિત એવા ચંદ્રમાની જેવું નિર્મળ તથા રજોગુણ અને તમોગુણ વિનાનું જ્યારે તારું ચિત્ત થશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૧૧. ક્રોધાતુર થયેલા શત્રુ ઉપર અને શુદ્ધ અંતઃકરણવાળા સજ્જન ઉપર જ્યારે તારું મન સમભાવ ધારણ કરશે ત્યારે જ તને પરમસુખની પ્રાપ્તિ થશે.

૧૨. જ્યારે તારું મન વાઘથી જેટલું ડરે તેટલું પરનિંદાથી અને વિષધરથી જેટલું ડરે તેટલું પરદ્રોહથી ડરતું રહેશે અર્થાત્ પ્રાણાંતે પણ પરનિંદા અને પરદ્રોહમાં પ્રવૃત્તિ કરશે નહિ ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૧૩. ચંદનને વિષે સુગંધની જેમ તારા ચિત્તને વિષે જ્યારે ધર્મ સદાકાળ એક સરખી રીતે પરિણમશે ત્યારે જ તને પરમ-સુખની પ્રાપ્તિ થશે.

૧૪. શીત, તાપાદિક ભાવોવડે જ્યારે ચિત્તની લગારે લાગણી દુખાશે નહિ અને સર્વ સાધક-બાધક ભાવોને એક સરખી રીતે સહી શકે એવી અભેદવૃત્તિ થશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૧૫. જ્યારે તારું ચિત્ત અનાદિ વાસનારૂપ વાયરાવડે જ્ઞાન માત્રના આસ્વાદનથકી અન્ય સ્થળે દોરાઇ નહીં જાય, પરંતુ કેવળજ્ઞાનના રસમાં જ મગ્ન બન્યું રહેશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૧૬. જ્યારે સમ્યગ્જ્ઞાનરૂપી નિર્મળ નીરવડે અને દુર્ધર વ્રતરૂપી તીક્ષ્ણ ક્ષારવડે તારું ચિત્તરૂપી વસ્ત્ર સર્વ પાપરૂપી મળથી રહિત-શુદ્ધ થશે ત્યારે જ તને પરમસુખની પ્રાપ્તિ થશે.

૧૭. જ્યારે તારું ચિત્ત ( તારો આત્મા ) સંપૂર્ણ જ્ઞાનવડે જગતના નાના-મોટા સર્વ જીવોને સમદૃષ્ટિથી જોશે ત્યારે જ તને પરમસુખની પ્રાપ્તિ થશે.

૧૮. પાણીના પરપોટા જેવા ( ક્ષણિક ) સર્વ સાંસારિક ભાવોને સંહરીને ( સમેટીને ) ચિત્ત જ્યારે આત્મઉદધિમાં ( સાગર-રત્નાકર મધ્યે ) સ્થિતિવાળું થશે, અર્થાત્ જ્યારે ચિત્ત સર્વ સાંસારિક પદાર્થો ઉપરથી સર્વથા વિરક્ત-ઉદાસીન બની પરમશાંતિના સ્થાનરૂપ આત્મામાં જ સ્થિત થશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૧૯. પરવસ્તુની અપેક્ષાવાળી પરાધીનતા તજી દઇને જ્યારે ચિત્ત અનુભવ સામ્રાજ્યને જ સ્વાધીન કરવા ઇચ્છશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

૨૦. સુષુપ્તિ ( નિદ્રા ), સ્વપ્ન અને જાગૃત એ ત્રણે અવસ્થાને ઉલ્લંઘી જ્યારે તારું ચિત્ત ઉજાગર દશારૂપ ચોથી અવસ્થાનો અનુભવ લેશે ત્યારે જ તને પરમસુખ પ્રાપ્ત થશે.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૫૬ ]

---

## સંત-સમાગમ દુર્લભ છે

૧. શત્રુ અને મિત્ર વિષે, માન તથા અપમાન વિષે, લાભ અને અલાભ વિષે, તેમ જ માટીના ઢેફા અને સુવર્ણ વિષે જેની સમાન દૃષ્ટિ હોય છે, સમ્યક્ત્વની ભાવનાવડે જેના પરિણામ શુદ્ધ હોય છે, જે જ્ઞાન-વિદ્યાભ્યાસમાં સદા તત્પર હોય છે, જે ચારિત્રનું પાલન કરવામાં સદા સાવધાન હોય છે અને જેને અભિલાષા માત્ર એક મોક્ષસુખની જ હોય છે એવા ઉત્તમ આદર્શ-સાધુનો સમાગમ પામી, જે તેનો લાભ લઇ ન જ શકે તે દુર્ભાગી પ્રાણી મનુષ્યજન્મના ઉત્તમ લાભને સર્વથા હારી જાય છે.

૨. શીતળ સદા સંત સુરપાદપ અર્થાત્ ઉત્તમ કલ્પવૃક્ષ સમા સંતપુરુષનો સુભાગ્યે સમાગમ પામી તેનો ઉત્તમ લાભ લેવા ચૂકવું નહીં.

૩. તેવા અમૃત દૃષ્ટિવાળા, કરુણાળુ સંતપુરુષો આપણામાં કંઇ એવી યોગ્યતા દેખી આપણને યોગ્ય માર્ગ બતાવે છે, તે પ્રમાણે સુશ્રદ્ધાથી ચાલતાં આપણે સહેજે સુખી થઈ શકીએ.

૪. વિનય એ એક અજબ વશીકરણ છે. એથી એવા સંતજનો પણ સુપ્રસન્ન થઈ જાય છે.

૫. વિનય વેરીને પણ વશ કરે છે, તો તેવા ઉપકારી સંત મહાત્માનું શું કહેવું ?

[ આ. પ્ર. પુ. ૨૮, પૃ. ૧૨૧ ]

---

## સુપાત્ર લક્ષણ

૧. જેઓ મન, વચન અને કાયાના સંયમવડે ઉત્તમ ધ્યાન કરવામાં તત્પર હોય, સદાચારનું આચરણ કરનાર હોય, જ્ઞાનની સંપદાથી યુક્ત હોય, તથા સર્વ પ્રાણીવર્ગ ઉપર કરુણાવંત હોય તે સુપાત્ર કહેવાય છે.

૨. તેમ જ જેઓ ધૈર્યભાવનાવડે યુક્ત હોય, સત્ત્વભાવના સહિત હોય અને તત્ત્વજ્ઞાનમાં જ ચિત્તને સ્થાપનારા હોય તેવા ઉત્તમ પુરુષો જ દાતારને સુપાત્રરૂપ છે.

૩. સુપાત્રરૂપ મહાપુરુષો ધૈર્યભાવનાવડે દુઃખનો નાશ કરે છે, તત્ત્વભાવનાવડે ભવ-ભ્રમણનો નાશ કરે છે અને જ્ઞાનભાવનાવડે કર્મનો નાશ કરે છે.

૪. જેઓ સમતાને વિષે જ આગ્રહી છે, કર્મ-શત્રુઓ સાથે જ જેઓ યુદ્ધ કરે છે અને વિષયસુખની ઇચ્છા પણ જેઓ રાખતા નથી તે ઉત્તમ યતિ-સાધુઓ જ સુપાત્ર છે.

૫. જેઓ સર્વ સંગ રહિત છતાં સદાચારના સંગવાળા

છે, સર્વ વસ્તુઓ ઉપર સ્નેહ રહિત છતાં શાસ્ત્ર ઉપર સ્નેહવાળા છે, અને આભૂષણ રહિત છતાં તપરૂપી આભૂષણથી ભૂષિત છે એવા યોગીજનો જ સદા સુપાત્રરૂપ છે.

૬. જે ઉદાર ચિત્તવાળા સદા સ્વશરીર ઉપર પણ મમતા રહિત છતાં સર્વ જીવોનું હિત કરવામાં રક્ત છે તેવા સંયમીજનો જ સુપાત્ર છે.

[ આ. પ્ર. પુ. ૨૮, પૃ. ૧૨૨ ]

## સત્સંગ-સંતસમાગમ કેમ કરતો નથી ?

"સંત બડે પરમારથી, ઉનકા શીતળ અંગ;
તપન બૂઝાવે ઔરકી, લગા દે અપના રંગ."-તુલસીદાસ

"શીતળ સદા સંત સુરપાદપ." —ચિદાનંદજી

"કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
તારો ત્યાં લગી જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ."

( જીવ ) "મનથી જ બાંધે ને મનથી જ છોડે."

—પ્રસન્નચંદ્ર રાજર્ષિ

૧. કામ, ક્રોધ અને લોભ એ ત્રણે દુર્ગુણોને તજવાથી જ કલ્યાણ સાધી શકાય છે.

૨. 'કીડીને કણ અને હાથીને મણ' એમ સૌને ભાગ્ય પ્રમાણે ઉદ્યમ કરતાં મળી રહે છે.

૩. જે કંઇ નીતિથી મળે તેમાં જ સંતોષ માની, અંતઃકરણ કોમળ રાખી જન્મ સુધારવો.

૪. "મનકા ફેરત જન્મ ગયો, ગયા ન મનકા ફેર;
કરકે મનકે છોડકે, મનકે મનકે ફેર."

માળાના મણકા ફેરવતાં ફેરવતાં જન્મારો–જન્મ ગયો, પણ મનનો ફેર–મનની ચંચળતા ન ગઈ માટે હાથમાં ફેરવવાની માળાના મણકા છોડીને મનના મણકાને ફેરવ. એટલે મનની ચંચળતા તજી દે જેથી મન શુધ્ધ થાય.

૫. "सत्संगतिः कथय किं न करोति पुंसाम् ?" સંત-પુરુષોની સત્સંગતિથી માણસને શું શું લાભ નથી મળતો ? તાત્પર્ય કે સર્વ પ્રકારના લાભ મળે છે.

૬. "સત્સંગ સબનકો સાર" સર્વમાં સત્સગ તે સાર વસ્તુ છે, એમ સમજી સત્સંગ કરવો અને કુસંગ તજવો.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૫૪ ]

---

## પર્યુષણ પ્રસંગે

૧. સહુનું શુભ જ ચિંતવવું, શુભ જોઇને કે જાણીને રાજી થવું, બને તેટલું શુભ કરવા તત્પર રહેવું, જ્યાં શુભ થવાનો અવકાશ જ ન હોય ત્યાં કેવળ ઉપેક્ષા યા માધ્યસ્થતા ધારણ કરી આત્મસુધારણા તરફ અધિક લક્ષ આપવું.

૨. કોઇએ જાણતાં અજાણતાં આપણો અપરાધ કર્યો હોય તો મનમાં રોષ ન રાખવો.–'થયું ન થયું થતું નથી' એમ સમજી સમતા રાખવી.

૩. આપણે પોતે આ જન્મમાં અને અન્ય જન્મોમાં જાણતાં અજાણતાં કેટલાં પાપ સેવ્યાં હશે? કેટલા અપરાધ કર્યા હશે? હવે તેમાંથી છૂટવા પ્રયત્ન કરવો જોઈએ.

૪. "ક્ષણ લાખેણો જાય." "સારા કામમાં સો વિઘ્ન" એમ સમજીને આપણે સદા પોકારીએ છીએ છતાં વિષયકષાય અને વિકથાદિકમાં પ્રમાદવશ બની, વખતનો કેટલો બધો ગેરઉપયોગ કરાય છે? અને તેની વિમાસણ પણ ભાગ્યે જ કરાય છે, તો પછી તેનાં ફળ–વિપાક–પરિણામ ભોગવવાને પણ આપણે તૈયાર રહેવું જ જોઈએ. પોતાનામાં તથાવિધ ગુણ વગર તેનો ખોટો આડંબર કરવો જીવને કેમ ગમતો હશે? કહે છે કે જેવી ગતિ એવી મતિ, તો તેવા મિથ્યાડંબરથી જીવને શું દુર્ગતિમાં જવું હશે? નહીં તો જીવને એવી દુર્મતિ સૂઝે જ કેમ?

૫. જો સાચા દિલથી કે શુદ્ધ અંતઃકરણથી જીવને પાપનો પસ્તાવો થયો હોય તો ફરી ફરી તેવાં પાપથી પાછા ઓસરી, શુભ માર્ગે ચાલવા અવશ્ય પ્રયત્ન કરે, તો જ સામાયિક, પ્રતિક્રમણાદિક ધર્મકરણી કરી લેખે થાય; નહીં તો પછી ઘાણીના બળદની જેમ ફોગટના ફેરા ફરી ફરી હતા ત્યાં ને ત્યાં જ રહેવાના, માટે મોહ–અજ્ઞાનવશ જીવ પોતે કેટકેટલા પાપ બાંધી ભારે થતો જાય છે તેની તેને સૂઝ પણ પડતી નથી. એવા અનર્થદંડરૂપ પાપોથી બચવા જીવને સન્મતિ સૂઝો!

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૫૫. ]



## ઉન્નતિને પંથે ( ચાર ગુણની પ્રાપ્તિ )

ભાવથી **ગૃહીધર્મ** જેને પ્રાપ્ત થાય છે તેનામાં ચાર ગુણ અવશ્ય પ્રગટે છે.

૧. **આત્મશાંતિ**–આત્મા આત્માકારે પરિણમે ત્યારે અદ્‌ભુત આનંદ પ્રગટે છે.

૨. **મનનો સંતોષ**–આસક્તિ વિનાનું મન થાય છે અથવા વિષયાદિકમાં આસક્તિ ઓછી થતાં મન દોડાદોડી કરવાનું કામ બહુ જ ઓછું કરતું હોવાથી મનની શાંતિ ટકી રહે છે; અથવા કર્મના સિદ્ધાંત જાણતો હોવાથી જે થાય છે તે યોગ્ય થાય છે એમ સમજી, બહુ ઉત્પાત કે હાયવોય ન કરતાં તેમાં સાક્ષીભાવે રહે છે તેથી શાંતિ મળે છે.

૩. **કર્મબંધનની ક્ષીણતા**–તેને કર્મની આવક ઓછી થાય છે, કર્મની દીર્ઘ–લાંબી સ્થિતિને તે બાંધતો ન હોવાથી, કર્મનો બોજો હલકો થવાને લીધે મન સ્ફુર્તિવાળું ને સાત્ત્વિક બને છે.

૪. **પરિમિત ભ્રમણ**–સંસારપરિભ્રમણનો ભય ઓછો થાય છે. પોતાનાં તાત્ત્વિક જ્ઞાન અને શુદ્ધ વર્તનથી તેને સંતોષ થાય છે. તેનું મન કબૂલ કરે છે કે હવે મારે વધારે ભવભ્રમણ કરવું પડશે નહી.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૩૫. ]



# નીતિ બોધ-વચનો.

૧. '**નીતિ એ ધર્મની પરિચારિકા છે.**' ધર્મની પહેલાં નીતિ હોવી જ જોઇએ. માણુસે પોતાના સાધ્યને સિદ્ધ કરવા માટે કોઈ પણ દિવસ નીતિથી–નીતિના માર્ગથી ચ્યુત થવું ન જોઈએ.

૨. તમે તમારી સમક્ષ ઉચ્ચ અને પૂર્ણ આદર્શ રાખો.

૩. દરેક કાર્ય કરો તેમાં તમારો આશય શુદ્ધ રાખો.

૪. '**કુદતા પહેલા આગળ દૃષ્ટિ કરો**' કોઈ પણ કાર્ય શરૂ કરો તે પહેલાં તેનો બરાબર વિચાર કરો.

૫. આરંભેલું કામ વચ્ચમાં આવતી મુશ્કેલીઓને લીધે છોડો નહિ. ગુલાબનાં ફૂલને કાંટા હોય છે, જેથી તમારા પ્રયાસમાં પાછાં નહીં હઠતાં કાંટાને દૂર કરો, મુશ્કેલીઓને વટાવો અને તમારો માર્ગ ચોખ્ખો કરો. ( શૂરવીર–સજ્જનનું એ લક્ષણુ છે. )

૬. 'જે પોતાને મદદ કરે છે તેને જ દૈવ મદદ કરે છે.' કોઇ દિવસ બીજાના ઉપર આધાર ન રાખો. તમારી શક્તિમાં પૂર્ણ વિશ્વાસ રાખો અને ત્યારબાદ તમારાં કાર્ય કરો.

૭. આશાવાદી બનો, કદિ પણ નિરાશ ન થાઓ. એમ માનીને કે 'જે કાંઇ થાય તે સારા માટે.'

૮. તમારા વ્યવહારમાં હમેશાં પ્રમાણિક બનો, કદાપિ અર્ધા દિલના ન બનો. તમારી શક્તિ યોગ્ય માર્ગે દોરો.

૯. સ્વચ્છતાનું રહસ્ય સારી પેઠે સમજી તમે સ્વચ્છ અને સુઘડ બનો; અને આસપાસ પણ સ્વચ્છતા ને વ્યવસ્થા રચો.

૧૦. બાહ્ય સ્વચ્છતાની સાથે મનની પવિત્રતાનો મેળ હોવો જોઇએ.

૧૧. 'પોતાને ઓળખો.' તમારામાં ઘણી ગુપ્ત શક્તિઓ છુપાએલી છે. તેને નકામી પડી રહેવા ન દ્યો. દરેક શક્તિને યોગ્ય કાર્ય સોંપો અને એ રીતે શક્તિનો વિકાસ સાધો.

૧૨. જગતની કોઇપણ ચીજને નકામી ન ગણો. તેનું વિવેકથી પૃથક્કરણ કરો–કરતાં શિખો, જેથી તેનું ખરું રહસ્ય સમજાશે.

૧૩. તમારા વિચારોને ઉતાવળીયા નિર્ણયથી તણાઇ જવા ન દ્યો. ઊંડો વિચાર કર્યા વગર તમારો નિર્ણય જણાવો નહીં.

૧૪. કોઇના ઉપર–તરફ દુષ્ટ ઇચ્છાબુદ્ધિ નહીં રાખો–દ્વેષ નહીં રાખો.

૧૫. સરલ અને સ્પષ્ટ વક્તા બનો. મનને ચોખ્ખું–પ્રસન્ન રાખો.

૧૬. હમેશાં વિનયી–નમ્ર–મૃદુ સ્વભાવના બનો.

૧૭. દરેક તરફ દયાવાન બનો. તમારી મદદ શોધતો આવે તેને કોઇ જાતના સંકોચ કે ભેદ વિના આપો, તેનો બદલો તમને મળી રહેશે. અભય આપીને તમે અભય મેળવી શકશો.

૧૮. તમારાથી ઉતરતા દરજ્જાના માણસો સાથે વાત કરતા

હો ત્યારે પણ મોટાપણાનો ઘમંડ ન રાખો. મળતાવડા અને માયાળુ બનો. સ્વમાન પણ સાચવો કે જેથી તમારી ભલમનસાઇનો દુરુપયોગ ન થાય.

૧૯. કોઈપણ વાતનો અહંકાર ન કરો. આપણા કરતાં વધુ સારા, વધુ શક્તિશાળી, પરોપકારી માણસો હોય તેમનું અનુકરણ કરો.

૨૦. તમારા વ્યવહારમાં હમેશાં સરલ બનો. જો એક વાર પ્રતિષ્ઠા ગુમાવશો તો તમે હંમેશના ગયા સમજો માટે પ્રતિષ્ઠા જાળવી રાખશો.

૨૧. પ્રામાણિકતા એ સૌથી ઉત્તમ સિદ્ધાન્ત છે. સામાન્ય બાબતમાં પણ હંમેશ પ્રમાણિક બનો. અપ્રમાણિક માણસ જીવનમાં કદાપિ સફળ થશે નહીં.

૨૨. કોઇ પણ વાતનો ખોટો ડોળ કરો નહીં. ઘણાએક ઘણું બોલી થોડું કર્ત્તવ્યમાં મૂકે છે, જ્યારે તમે થોડું બોલી ઘણું કરી બતાવો.

૨૩. બીજા તમારી–તમારા ગુણની પ્રશંસા કરે ત્યારે તમે તમારી જાતને ભેળવો નહીં, આત્મશ્લાઘા કરો નહીં, તેમ ઇચ્છો પણ નહીં.

૨૪. હંમેશા બહાદુર અને હિંમતવાન રહો તો જય–વિજય પામશો.

૨૫. તમારી જાતને દુઃખથી કસતા રહો, તેનાથી ટેવાઇ તમે મજબૂત બનશો, જેથી તમારા જીવનમાં કંઇ ડરવાનું રહેશે નહીં.

૨૬. આવતી કાલને વાયદે છોડો નહીં, જે સારું કામ આજે જ કરવું જોઈએ તે કાલ ઉપર ન રાખો. વચમાં રાત્રિ-યોગે કદાચ તમારા વિચાર બદલાઇ જાય.

૨૭. તમો બીજા તરફથી જેની આશા રાખો તે જ પ્રમાણે બીજા તરફ તમે વર્તો. સહુને અનુકૂળ થઇને ચાલવાનું પસંદ કરો.

૨૮. દરેક માણસને બંધુરૂપ–ભાઇ સમાન સમજો. તેને માટે તમારાથી બનતું કરો. એક બીજાને મદદ કરવી એ આપણી ફરજ છે.

૨૯. સાચું સુખ દરેકને સ્વસમાન ગણવામાં જ અને બીજાનું ભલું કરવામાં જ સમાયેલું છે. જો એમ ન થઇ શકે તો જીવનની સાર્થકતા શી ?

૩૦. જિંદગી માત્ર ક્ષણિક સુખવિલાસો માટે નથી, પણ ઘણો ઉચ્ચ ઉદ્દેશ–જીવનઉદ્દેશ સિદ્ધ કરવા માટે છે.

૩૧. સમય બરબાદ ન કરો. જે સમય ગુમાવશો તે ફરી આવશે નહીં.

૩૨. દરેક જણ પાસેથી કાંઇક પણ સદ્ગુણ ગ્રહણ કરવાનો પ્રયાસ કરો, તેની ભૂલો–ખામીઓ તરફ ન જુઓ. તેની ઊજળી બાજુ જુઓ. દરેક ચીજ આપણને શિખામણ લેતાં આવડે તો આપી રહી છે.

૩૩. દરેક કામમાં આસ્તા રાખો–રાખતાં શિખો.

૩૪. આદતો ઘડવામાં હમેશાં કાળજી રાખો, સારી આદતો જરૂર પાડવી, નઠારી પડવા ન દેવી.

૩૫. તમારા નિર્ણીત કરેલાં કાર્યોમાં નિયમિત બનો. નિયમિત માણસોનો વિશ્વાસ થઇ શકે છે; બીજાનો નહીં.

૩૬. સહુની સાથે દયા અને પ્રેમની લાગણીથી વર્તો.

૩૭. કોઇનો પણ તિરસ્કાર ન કરો. બીજાની લાગણી અનુભવતાં શિખો અને તે મુજબ તમારા માર્ગોને દોરવો.

૩૮. કોઇને પણ પીડા ન ઉપજાવો. સહુને સ્વઆત્માની જેમ ચાહો.

૩૯. કદાપિ સત્ય છોડો નહીં અને અસત્ય વદો નહીં. બીજાની સાથેના વ્યવહારમાં હમેશાં સાચા ને પ્રમાણિક બનો. મશ્કરીમાં અસત્ય ન આવે તેવો પ્રયાસ કરો. માયામૃષા કદાપિ ન જ સેવો.

૪૦. ભક્ષ્યાભક્ષ્ય અને પેયાપેયનો બરાબર ખ્યાલ રાખો.

૪૧. જો તમે આધ્યાત્મિક ઉન્નતિ અને તંદુરસ્તી ચાહતા હો તો કદાપિ અભક્ષ્ય ભક્ષણ ન કરો. માદક વસ્તુથી દૂર–પરહેજ રહો.

૪૨. સત્ય અને સરલ માર્ગે ચાલો. સાદાઇ અને સંયમ આદરો.

૪૩. તમારી પાસે જે કાંઇ હોય તેનાથી સ્વાત્મસંતોષી રહો, જેથી તમોને હંમેશનું સુખ જણાશે. તમોને જે કંઇ

મિલ્કત બીજાએ સુપ્રત કરી હોય તે બાબત કદાપિ પણ વિશ્વાસઘાત કરતા નહીં.

૪૪. પ્રથમના પચ્ચીશ વર્ષ સુધી બ્રહ્મચારી જીવન ગુજારો. ત્યારપછી ગૃહસ્થ જીવનમાં સ્થિર થાઓ. ગૃહસ્થાશ્રમમાં અનેક જાતની ફરજો બજાવવાની હોય છે તેને ન વિસારો. વિષયવાસના ઓછી કરવાથી તે બની શકે છે.

૪૫. વિષયવિકાર વધે એવા બાહ્ય-રંગથી સુજ્ઞજનોએ મોહાવું ન જોઇએ. તત્ત્વદૃષ્ટિથી વિચાર કરતાં વિષયવિકાર ઉપર જય મળી શકશે.

૪૬. માનસિક શક્તિઓના વિકાસનો આધાર બહુધા બ્રહ્મચર્ય પાળવા ઉપર રહે છે, જેથી હંમેશા વિચાર, વાણી તેમ જ વર્તનમાં સંયમી બનો-રહો-રહેવા પ્રયત્ન કરો.

૪૭. કોઇપણ ખરાબ વિચારને પોતાના મનમાં પેસવા ન દ્યો.

૪૮. સ્ત્રી સાથે એકાંત સેવન કરો નહીં, તેની સાથે હાંસી-મશ્કરી કરો નહીં, તેમ જ તેના અંગોપાંગાદિની સુંદરતા નિહાળો નહીં.

૪૯. તમારા વિકારો અને સ્વાદો ઉપર કાબૂ કેળવવા પ્રયત્ન કરો. વિકારોના ગુલામ ન બનતાં તેમને કાબૂમાં રાખો.

૫૦. જેમ તમારી જરૂરિયાતો ઓછી તેમ તમે વધારે સુખી રહેશો.

૫૧. પગ જોઇને પાથરણું ખેંચો. તમારા ખર્ચને આવકની હદમાં રાખવાની કાળજી રાખો. બીજાઓ પાસેથી લઇ દેવું કરો નહીં.

ખાસ કરીને તમારા મિત્ર-સ્વજનના લેણદાર કે દેણદાર ન બનો; નહીં તો કદાચ તમારે મિત્રતા અને પૈસો બન્ને ગુમાવવાં પડશે.

પર. કસોટી કર્યા વગર કોઇનો વિશ્વાસ કરશો તો તમારે પસ્તાવું પડશે. સચ્ચાઇની કસોટી કર્યા પહેલાં કોઇમાં વિશ્વાસ મૂકો નહીં.

પ૩. મિત્રોની પસંદગીમાં ખાસ કરીને એ બાબતની કાળજી રાખો.

પ૪. જાહોજલાલી મિત્રો મેળવે છે અને મુશ્કેલી તેની કસોટી કરે છે. જો ખરું હિત ઇચ્છતા જ હો તો સાચા સન્મિત્રને શોધી તેનો જ ખૂબ આદર કરો, જેથી બન્ને ભવ સુધરી શકે.

પપ. એક સ્વાર્થ-મિત્ર હોય છે અને બીજા નિઃસ્વાર્થ-મિત્ર હોઇ શકે છે, તેનો ભેદ સમજી તેનો યોગ્ય આદર કરો.

પ૬. ગો અને પન્નગ( ગાય અને સાપ )ની પેઠે પાત્રાપાત્રનો વિવેક કરવા યોગ્ય છે. ગાયને ખવરાવવામાં આવતાં ઘાસમાત્રમાંથી અમૃતસમું દૂધ નીપજે છે અને સાપને પાવામાં આવતાં દૂધમાંથી વિષ-ઝેર પેદા થાય છે. પાત્રાપાત્રમાં કેટલો બધો અંતર-તફાવત છે ?

પ૭. અજ્ઞાનવશ એવા કોઇને તેની પ્રકૃતિ કે નબળાઇને માટે ખીજવશો નહીં. આપણે તેને સારું દૃષ્ટાંત બતાવવું અને ખરો માર્ગ બતાવવો.

પ૮. જે સદ્ગુણ આપણે જીવનમાં ઉતાર્યો હોય તે સંબંધી સામાને સચોટ સમજાવી છાપ પાડી શકાય છે.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૨૬. ]

# ઇચ્છા અને માર્ગ

૧. દૃઢ ઇચ્છાથી માર્ગ અવશ્ય મળવાનો.

૨. કાં તો હું માર્ગ શોધી કાઢીશ અને કાં તો તેને બતાવીશ.

૩. દૃઢ ઇચ્છા કરી શકનારને માટે કોઈપણ કાર્ય અશકય નથી.

૪. એક મજબૂત અંતઃકરણની દૃઢ ઇચ્છા હજારો માણસોને થર થર ધ્રૂજાવી મૂકે છે. એક સુકલલકડી ઠીંગુજી પોતાની દૃઢ ઇચ્છાથી સઘળી બાજી ફેરવી નાંખે છે ને ધાર્યું કામ કરી શકે છે.

૫. જે માણસો એમ ધારે છે કે અમે અમુક કાર્ય કરવાને શક્તિમાન છીએ તેઓ જ તે કાર્ય કરી શકે છે. ચારિત્રબળ એ સંપૂર્ણ વિકાસ પામેલી ઇચ્છા જ છે.

૬. ઇચ્છાશકિતનો વિકાસ કરવો એ આપણા જીવનનો ઉદ્દેશ છે. દૃઢ નિશ્ચય ધરાવનાર માણસને માટે આ જગતમાં સમય અને તક છે, છે ને છે જ.

૭. અડગ નિશ્ચય અને સત્યમાર્ગનું અવલંબન એ જગતને હલાવી (આકર્ષી) નાખનાર શકિતઓ છે.

૮. ઝળકતી કારકીર્દિવાળા promising તરુણના શબ્દ-કોષમાં નિષ્ફળતા જેવો કોઇ શબ્દ જ હોતો નથી.

૯. નિરંતર આગળ ધપવાની ટેવ અને શ્રદ્ધા એ સઘળી મુશ્કેલીઓને હંફાવી નાંખે છે.

૧૦ જ્યારે એક દૃઢ નિશ્ચયવાન માણસ જાહેરમાં આવે છે ત્યારે તેની આસપાસની જગ્યા કેવી સાફ થાય છે અને તેને

માટે કેટલો બધો અવકાશ અને છૂટ રહે છે તે જોઇને આપણને કુતુહળ થાય છે.

૧૧. અજેય ઇચ્છાનો ઊગેલો તારો કેવો ગંભીર, નિશ્ચયી અને નિશ્ચળ છે ?

૧૨. ગમે તેવા દુઃખદાયક સંયોગો પણ દૃઢ ઇચ્છાને સદાકાળને માટે દબાવી રાખી શકશે નહીં.

૧૩. નિશ્ચયવાન માણસને જગત હમેશાં રસ્તો કરી જ આપે છે. દેખીતી અશકયતામાં પણ ઇચ્છાશકિત માર્ગ કરી લે છે.

૧૪. માણસોમાં બુદ્ધિનો કે શક્તિનો અભાવ નથી, પરંતુ ઉદ્દેશ અને પરિશ્રમ કરવાની ઇચ્છાનો જ અભાવ ( જણાય ) છે.

૧૫. દૃઢ નિશ્ચય એ જ સાચામાં સાચું ડહાપણ છે.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૫૭. ]

---

## જુદા જુદા પ્રકારનું વાંચન માણસને કેવાં બનાવે છે ?

થોડાંક પણ **તત્ત્વજ્ઞાનનાં** અને **આધ્યાત્મિક** ગ્રંથો રોમે રોમ વ્યાપી, ચારિત્રમાં ઊતરે ત્યાંસુધી પ્રયત્ન, કાળજી અને મનનપૂર્વક વાંચ્યા કરવા જેવા હોય છે. **વાંચન** મનુષ્યને સંપૂર્ણ બનાવે છે. **લેખન** તેને ચોક્કસ બનાવે છે. **કવિતા** તેને રસિક બનાવે છે. **તત્ત્વજ્ઞાન** ઊંડી બુદ્ધિવાળો બનાવે છે. **વાતચીત** તેને તૈયાર કરે છે. **ઈતિહાસ** તેને ડાહ્યો બનાવે છે. **નીતિશાસ્ત્ર** તેને ગંભીર બનાવે છે. **ન્યાય** અને **અલંકારશાસ્ત્ર** વાદવિવાદની શક્તિ આપે છે.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૫૮ ]

---

# યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થા.

૧. વિકાસ પામતા રહો અથવા ક્ષીણ થતા ચાલો એ કુદરતનો મુદ્રાલેખ છે, અને એ સૃષ્ટિની પ્રત્યેક વસ્તુ પર લખેલો છે.

૨. આપણું શાશ્વત–ચિરસ્થાયી તારુણ્ય આપણા મનમાં જ રહેલું છે, બીજે નહીં.

૩. માણસનું મન સંમતિ આપે નહીં ત્યાં સુધી તેનો ચહેરો ઘરડો થઇ શકતો નથી, કેમકે શરીર એ મનનો દોરેલો નકશો છે.

૪. પ્રતિકૂળ સંયોગો વચ્ચે મનમાં ચિંતા પેદા થવાથી શરીર ઉપર તેની વધારે ખરાબ અસર થવા પામે છે.

૫. ગમે તેવા સંજોગોમાં મન ઉપર ખરાબ અસર થવા ન પામે એવું મન સહજ ટેવાઇ–કેળવાઇ ગયું હોય તો શરીર-સ્વસ્થતા ટકી રહે છે–બગડતી નથી.

૬. તમે માત્ર પચાશ વર્ષના થયા હો તે સમયે પૂર્ણ નિરોગી કાયાવાળા બની રહો તો તમે તરુણાવસ્થામાં હોવા જોઇએ.

૭. ધોળા વાળ, ચામડીમાં કરચલીઓ ઇત્યાદિક ઘડપણનાં ચિહ્નોને યુવાવસ્થા સાથે કશો સંબંધ નથી. બુદ્ધિ, શક્તિ, સૌંદર્ય અને સદ્‌ગુણોની વૃદ્ધિ તથા દઢતા થવી એ જ મોટી ઉમરનાં ચિહ્નો હોવાં જોઇએ. નિર્બળતા, નિપરુયોગિતા અને વળિયાં, પળિયાં એનાં લક્ષણ હોવાં જોઇએ નહીં.

૮. ઘડપણનો વિચાર કરવાની ટેવ પાડવી જેટલી સહેલી છે તેટલી જ તારુણ્યનો વિચાર કરવાની આદત પાડવી સહેલી છે.

૯. કર્ત્તવ્ય-કર્મ કરવાનો પૂરો ઉત્સાહ બની રહે એ ખરું તારુણ્ય છે.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૫૮ ]

## વિચારોમાં રહેલી અદ્ભુત શક્તિ.

૧. કોઇપણ મનુષ્યનું મન ખરાબ વિચારોથી અને કુટેવોથી એટલું બધું મલિન કે વિષમય બની ગયું નથી ( દુરાચારમાં એટલું બધું ડૂબી ગયું નથી હોતું ) કે તે ઉચ્ચ વિચારોથી પાછું શુદ્ધ ન થઇ શકે.

૨. ઉત્સાહ, હિમ્મત, આશા અને આનંદ એ એવાં સાધનો છે કે જે બિમારને સાજા કરવામાં દવા કરતાં વિશેષ મદદ કરે છે. સુજ્ઞ વૈદ્ય વિગેરેને તેનો અનુભવ અને પરિચય હોય છે.

૩. જમતી વખતે અને ઊંઘતા પૂર્વે આનંદી રહેવાનો અભ્યાસ પાડવો એ દરેકનું બહુ જરૂરી કર્ત્તવ્ય છે, કારણ કે એથી શરીર અને મનના આરોગ્ય સ્વસ્થતાને ઘણો જ લાભ થાય છે.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૫૯. ]

## રંકતા અને શ્રીમંતાઇ

૧. રંકતાનો વિચાર જેટલો ખરાબ છે એટલી રંકતા પોતે નથી.

૨. જે દિવ્યતા આપણા ઉદ્દેશોને ઘડે છે તે આપણામાં જ રહેલી છે.

૩. ઉદાર આત્મા આપીને શ્રીમંત થશે અને કંજુસ સંઘરીને રંક થશે. ( આત્મનિરીક્ષણથી તે સાફ સાફ દેખાય એવી હકીકત છે )

૪. મહત્ત્વાકાંક્ષા( ઉચ્ચ આદર્શ અને ઉન્નત હેતુ )માંથી શક્તિ જન્મે છે.

૫. તમારો આદર્શ, એ અંતે તમે કેવા થશો તેની આગાહી આપે છે.

૬. ઇશ્વરને ઉપાસનારને નવીન બળ મળશે. ઉન્નતિના આકાશમાં તે ગરુડની પેઠે ઊડશે. તે દોડશે પણ થાકશે નહીં. તે બોજો ઉપાડશે પણ બેશુદ્ધ થશે નહીં.

૭. ઘણા લોકો હાસ્યરસપ્રધાન અને પ્રોત્સાહક ગ્રંથ વાંચીને ઉદાસીનતાને હાંકી કાઢે છે. કેટલાક બુદ્ધિમાનો સ્તવ–સ્તોત્રો, કહેવતો અથવા મહાત્માઓનાં વચનામૃતો વાંચીને ઘણો લાભ ઉઠાવે છે.

[ આ. પ્ર. પુ. ૩૦, પૃ. ૨૫૯ ]

---

## આપણામાં ઉચ્ચ કેળવણીનો પ્રસાર કરવાનો ખાસ ઉદ્દેશ.

૧. હાલના રાજકર્તાઓ તરફથી વ્યાવહારિક કેળવણી સંબંધી બહોળો ફેલાવો થયેલો પ્રત્યક્ષ જોઈ, અન્ય કોમના આગેવાન ઉદાર ગૃહસ્થો પોતાની કોમના તમામ મનુષ્યો એક સરખો લાભ મેળવી શકે તેવા હેતુથી, સ્થળે સ્થળે સાંસારિક

સ્થિતિ સુધારવાને સારુ સાંસારિક જ્ઞાન અને તેની જ સાથે નીતિ વધારવાને તથા ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત થવાને માટે કાંઈપણ બદલાની ઈચ્છા સિવાય ફક્ત પરમાર્થ બુદ્ધિથી તન, મન અને ધન સંબંધી યથાયોગ્ય શક્તિ પ્રયુંજી શાળાઓ સ્થાપન કરે છે; એટલુ જ નહિ પણ તેમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને સ્કોલરશીપ વગેરેની મદદ કરી પોતાના જાતિભાઇઓને જ્ઞાન સંબંધી અને સાંસારિક સ્થિતિ સંબંધી સારી પાયરી ઉપર આવતા જોઈ પોતે સંતોષ માને છે એવા એકથી વધારે દાખલા પ્રત્યક્ષ નજર સામે જોવા છતાં આપણી જૈન કોમ તે સંબંધમાં બહુ પછાત છે એમ કહેવામાં કાંઈ આંચકો ખાવા જેવું નથી, માટે જૈન કોમનાં બાળકોને હાલના જમાનાને અનુસરી ગુજરાતી અને અંગ્રેજી જ્ઞાન મેળવવાની સાથે જૈન ધર્મનું જ્ઞાન પણ પ્રાપ્ત થાય એવા ઇલાજ શોધવા જોઇએ.

૨. પાઠકવર્ગ કેળવણીથી વધી પરીક્ષામાં પસાર થાય તો જ હાલના રાજકર્તા તેઓને પદવીલાયક જાણી મોટા મોટા હોદ્દા બક્ષે છે. ત્યારબાદ તેઓ અભ્યાસ કરાવવાની પરવાનગી મળેથી શાળાઓમાં ભણાવે છે. એવું છતાં પણ તેઓના ઉપરી પણ હોય છે અને હજારો ગાઉમાં સ્થળે સ્થળે એક સરખું જ શાળાનું બંધારણ જોવામાં આવે છે. જૈનકોમમાં હાલના સમયે જૈનજ્ઞાન મેળવવાને સારુ સદ્ગૃહસ્થો ધનાદિથી મદદ કરી જૈન-શાળાઓ સ્થાપન કરે છે, પરંતુ પુષ્કળ વ્યય થવા છતાં ધનાદિનો યથાર્થ ઉપયોગ ન થવાથી તેનું પરિણામ સારું દેખાતું નથી. તાજેતરમાં નીચે પ્રમાણે ખામીઓ શાળાઓમાં જણાય છે.

૩. જેને પૂરું લખતાં, વાંચતાં અને શુદ્ધ ઉચ્ચાર કરતાં

પણ આવડતું ન હોય તેવી સ્થિતિવાળાને શાળાનો માસ્તર બનાવવામાં આવે છે, એટલું જ નહિ પણ તેને જ શાળા સંબંધી સ્વતંત્રતા અર્પણ કરાય છે, એટલે તે પોતાની મરજી અનુસાર બાળકોને અભ્યાસ કરાવે છે. એમ થવાથી ધનાદિ મદદને લીધે શાળા તો કદાચ સ્થાયીભાવે શરૂ રહે છે, પરંતુ શુદ્ધ અભ્યાસ થતો નથી એમ સ્પષ્ટ જોવામાં આવે છે.

માટે અમુક સ્થળે શાળાઓના માસ્તરોની અગાઉથી પરીક્ષાના વિષયોની જાહેરખબર આપીને પરીક્ષા થવી જોઇએ, અને પછી પરીક્ષાના પરિણામ ઉપર ધ્યાન આપી તેઓને લાભ આપવો જોઇએ.

૪. શાળામાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને ધોરણુસર એક સરખી રીતે અભ્યાસ કરાવવાની ખરેખરી જરૂર છે. તેમ થવાથી શાળાઓમાં પરીક્ષા લેવાનું કાર્ય જેના શિર ઉપર નાંખવામાં આવે તેને પરીક્ષા લેવાનું સુગમ થાય અને તે ઉપરાંત સુધારા પણ થઇ શકે, માટે અભ્યાસીઓને સ્થળે સ્થળે એક સરખી રીતે અભ્યાસ કરાવાય તેવું બંધારણ થવા માટે તુરત ધ્યાન ખેંચાવું જોઇએ.

## કેવી શૈલીથી વ્યવહારિક તથા ધાર્મિક શિક્ષણ આપાવું જોઈએ?

૫ વ્યવહારિક કેળવણીને અનુસરતું ગુજરાતી છઠ્ઠા ધોરણ સુધીનું જ્ઞાન જૈન પાઠશાળામાં આપવા ઉપરાંત ફક્ત બબ્બે કલાક જૈન ધાર્મિક જ્ઞાન આપવાની આવશ્યકતા છે. સાંસારિક સ્થિતિ સુધર્યા સિવાય ધાર્મિક જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી, કેમ કે પોતાનું

ગુજરાન અને કુટુંબનું ભરણપોષણ હાલના જમાનામાં ઇંગ્રેજી અને ગુજરાતી જ્ઞાનને આધારે જોવામાં આવે છે. આ કામમાં ખર્ચનો બોજો વધારે છે તો પણ પોતાના સ્વધર્મીભાઇઓની સ્થિતિ સુધરે અને જ્ઞાનમાં પણ પ્રવીણ થાય એમ ઇચ્છનાર સદ્‌ગૃહસ્થોએ ખર્ચ તરફ ધ્યાન આપવાનું નથી, માટે જૈનશાળામાં મુખ્ય તો ગુજરાતી અને બની શકે તેટલું ઇંગ્રેજી જ્ઞાન મળવું જોઇએ.

૬. અત્યાર સુધીમાં અનેક સ્થળે જૈનશાળાઓ સ્થાપન થયાને ઘણો લાંબો વખત થયા છતાં તેમાંના વિદ્યાર્થીઓનો અભ્યાસ કોઇ પણ સ્થળે પસાર થયો હોય એવું જાહેરાતમાં આવ્યું નથી, તેનું મુખ્ય કારણ જૈનકોમમાં ઘણું કરીને હાલના સમયે નરમ સ્થિતિવાળો વર્ગ વધારે જોવામાં આવે છે. પોતે દ્રવ્યાદિએ સુખી થવાની ઇચ્છાને લીધે પોતાનાં બાળકોને સાંસારિક જ્ઞાન લેવા તરફ તેઓના રક્ષકો વધારે પ્રેરણા કરે છે, પરંતુ સ્થિતિના સબબે તે અભ્યાસ પણ સંપૂર્ણ થતો નથી અને જૈનજ્ઞાન પણ મેળવાતું નથી. પરિણામે મૂળ સ્થિતિ ફરી શકતી નથી, કેમ કે હાલમાં કેળવણીનો ખર્ચ બહુ વધી ગયો છે.

૭. આ બધી હકીકતથી જૈનવર્ગનું હિત વાંછનારા મહા-પુરુષોએ જૈન પાઠશાળામાં બન્ને ( સાંસારિક અને ધાર્મિક ) અભ્યાસ હમેશાં થઇ શકે તેવી યોજના કરવી જોઇએ.

૮. આજ ઘણે સ્થળે સામાયિકાદિ ષડાવશ્યક પણ શુદ્ધ ઉચ્ચારથી ભણાતા હોય એમ જણાતું નથી, તેમ જ ભણેલું અશુદ્ધ હોય તો તે સુધારવાની ઇચ્છા ધરાવતા હોય એમ પણ જણાતું નથી, એ ઘણું જ ખેદકારક છે. વળી સંવચ્છરી

જેવા મોટા દિવસોમાં જે શ્રાવક સૂત્રોનું ઘી બોલે તે જ ભણાવે એ પ્રથા ભૂલભરેલી જણાય છે, કેમ કે ખોટા ઉચ્ચારના આવશ્યક કરવા અને તે સાંભળવા તે કરતાં ઘીની ઉપજ ન થાય તો કાંઇ હાનિ થવા સંભવ નથી, માટે ધર્માચાર્યોએ શુદ્ધ ઉચ્ચારવડે આવશ્યક ક્રિયા કરાવનારને જ આદેશ આપવો જોઇએ.

### ધર્મસ્થિતિ સુધારવા માટે સંસારસ્થિતિ સુધારવાની જરૂર.

૯. પાછળ કહ્યું તેમ જ્યાં સુધી સાંસારિક સ્થિતિ ન સુધરે ત્યાં સુધી ધાર્મિક સ્થિતિ સુધરવાનો સંભવ નથી. સાંસારિક સ્થિતિ સુધારવા માટે ગુજરાતી અને ઇંગ્રેજી કેળવણી યોગ્ય રીતે મળવી જોઇએ અને તેને માટે જૈનસમુદાય તરફથી મોટાં મોટાં શહેરોમાં જૈનસ્કૂલો સ્થાપવી જોઇએ કે જેમાં સરકારી કેળવણીખાતાની જેમ કેળવણી આપવામાં આવે અને તે સાથે એક એક અથવા બે બે કલાક દરરોજ યોગ્યતાના પ્રમાણમાં ધર્મ સંબંધી જ્ઞાન પણ આપવામાં આવે.

૧૦. ધર્મ સંબધી કેળવણી આપવી એટલે માત્ર "**नमो अरिहंताणं**" વગેરે સૂત્રપાઠ કંઠે કરાવવા એમ સમજવું નહિ, પરંતુ બાળકોની શક્તિના પ્રમાણમાં પ્રારંભથી જ ઓછી-વત્તી સમજુતી અર્થ સહિત આપવી જોઇએ. બાળવૃક્ષની પેઠે બાલ્યાવસ્થાથી જ ધીમે ધીમે જૈનધર્મનાં તત્ત્વો એવી રીતે તેના મનમાં ઠસાવવાં જોઇએ કે જેથી પુષ્ટ થયેલું વૃક્ષ જેમ નમાવી શકાતું નથી તેમ મોટી ઉમ્મરે અન્યદર્શનીઓનાં શાસ્ત્રો વાંચીને કે યુરોપિયનોનાં સિદ્ધાંતો જાણીને તેનું મન લેશ માત્ર પણ ચલિત થાય નહિ. કોઇ હકીકત પ્રત્યક્ષ પ્રમાણાદિવડે જોતાં લક્ષ્યમાં ઊતરે નહિ તો તે વખતે તેવી સમજણનાં શાસ્ત્રોનો

વિરહ, ગીતાર્થ ગુરુનો અભાવ અને પોતાની સમજણમાં ખામી વિચારી મધ્યસ્થભાવ ધારણ કરે.

૧૧. જ્યારે આવી રીતની જૈનકેળવણી આપવી ઠરે ત્યારે તેવી કેળવણી આપનાર માસ્તરો જોઇએ અને તેને માટે પરીક્ષા લેવાનું સ્થળ મુકરર કરી પરીક્ષા પણ લેવાવી જોઈએ. વળી તેમાં પાસ થયાના પ્રમાણમાં તેને પગાર મળવો જોઇએ અને કામ પણ તેની યોગ્યતાના પ્રમાણમાં સોંપાવું જોઇએ. હાલમાં પરીક્ષા લીધા વિના માત્ર સૂત્રપાઠ અર્થ સમજ્યા વિના ગોખી ગોખીને કંઠે કરેલાં માણસો મહેતાજી તરીકે નીમાય છે અને તેઓ પોતાની આવડત પ્રમાણે શુદ્ધ કે અશુદ્ધ જેવું ભણાવે તેવું ચલાવી લેવામાં આવે છે, પરંતુ તેથી ખર્ચ માત્ર થાય છે અને ધારણા ફળિભૂત થતી નથી.

૧૨. જૈનશાળાઓ સ્થાપી માસ્તરો રાખીને પગાર વગેરેનો ખર્ચ કરવામાં મુખ્ય ધારણા જૈન બાળકો શુદ્ધ ઉચ્ચાર સહિત જૈનસૂત્રો શીખે અને તેના અર્થ સમજી જૈનધર્મનું સર્વોત્કૃષ્ટ સ્વરૂપ જાણી તેમાં દૃઢ થાય એવી હોય છે. જ્યારે આવી ધારણા અંતઃકરણમાં રાખવામાં આવે છે ત્યારે તે ફળિભૂત થઇ કે નહિ ? અથવા કેટલે દરજ્જે થઇ ? તે જાણવા માટે દરેક જૈનશાળામાં અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓની નિયમિત વખતે પરીક્ષા લેવાવી જોઈએ.

૧૩. પરીક્ષા લેવાનું ધોરણ દાખલ કરવાનો વિચાર કરતાં પહેલાં અભ્યાસનું ધોરણ મુકરર કરવું જોઇએ, તથા અભ્યાસના સાધન તરીકે પુસ્તકોની યોજના દેશકાળને, વિદ્યાર્થીઓની ઉમ્મરને અને બુદ્ધિને અનુસરતી થવી જોઇએ. માસિકો, વર્ત-

માનપેપરો અને ભાષણો આદિદ્વારા ધર્મજ્ઞાનના શિક્ષણની ખામી અને તે કેવી રીતે દૂર કરી શકાય તેને માટે ઠેકાણે ઠેકાણે ચર્ચાઓ થઇ રહી છે, પણ સારાં કામનો પ્રારંભ કરવા માટે સર્વ કોઇ જાણે છે તેમ તે કાર્યને ઉપયોગી થઇ પડે તેવાં સાધનો ઉત્પન્ન કરવાં જોઇએ.

૧૪. અત્યારે ધર્મજ્ઞાનની શરૂઆત કરવા માટે નાનાં પુસ્તકો જો કે બહાર પડેલાં નજરે પડે છે, તથાપિ અફસોસ, જેને જે રસ્તો ઉત્તમ લાગ્યો તેણે તે સ્વેચ્છાએ અમલમાં મૂક્યો. બીજાઓને તે વિચારો કે પદ્ધતિ અનુકૂળ પડશે કે નહિ તેની દરકાર કરી નહિ. આ રીતે ધર્મજ્ઞાન ફેલાવવાનો રસ્તો વિવિધ પદ્ધતિ અને વિવિધ વિચારવાળો પકડવાથી ધારેલું ફળ મળવું મુશ્કેલ છે. બાળકનાં તન, મનને રુચે અને તેની શક્તિની હદમાં જ હોય એવાં બહુમતથી લખાયલા ધર્મશિક્ષણનાં પુસ્તકો જોઇએ.

૧૫. અત્યાર સુધીમાં બહાર પડેલાં પુસ્તકોની શૈલી એવી જોવામાં આવે છે કે શીખવાનો આરંભ કર્યા પછી નિરસતાથી કે કઠિનતાથી શીખનાર તે કામ છોડી દે છે, શીખવામાં તેને ગમ ન પડવાથી તેને રસ ઉપજતો નથી અને તે બન્નેથી તેનો ઊગતો ધર્મભાવ નાબૂદ કે લગભગ નષ્ટ થઇ જાય છે.

વળી વિશેષ અફસોસની વાત તો એ છે કે–કેળવણીમાં આગળ વધેલામાંનાં ઘણાખરાં માણસો ધર્મને કે દેવદર્શનને ખરેખર તિરસ્કારની નજરે જુએ છે. ઇંગ્રેજી ભણીને આગળ વધી ડીગ્રીઓ મેળવતા થયા એટલે તો તેમને ધર્મની જરૂર જ જાણે ન હોય ? પરભાષા શીખ્યા એટલે જાણે પરધર્મી જ બની ગયા હોય એવો ભાસ થાય છે. ધર્મમાં આગળ વધેલાં

માણસોનાં હૃદયમાં આ વાતથી ખરેખર મોટો આઘાત લાગ્યો છે. તેઓ ધારે છે કે કેળવણીમાં આગળ વધે એટલે તેઓ ધર્મમાં પણ આગળ વધવા જોઇએ. તેઓ એવા તો આસ્તિક અને ધર્મકાર્યમાં ભાગ લેનારા હોવા જોઇએ કે કેળવણીમાં પછાત રહેલાઓને અને પૈસાદાર માણસોને તેઓનું કાર્ય અને તેમની કલમ જાગૃત કરીને કર્ત્તવ્યમાર્ગે દોરે, અને ધર્મકાર્યમાં વિશેષ સહાયભૂત થઇ પડે; પરંતુ બને છે તેથી ઊલટું જ ! આ બિનાથી કયા ધાર્મિક પુરુષને ખેદ થયા વિના રહેશે ?

૧૬ ઓછા કેળવાયેલા કે નહિ કેળવાયેલાં માણસો શીખવા-શીખવવામાં સર્વમાન્ય માર્ગ ગ્રહણ કરે છે, પરંતુ કેટલાએક કેળવાયેલા યુવાન પુરુષો હસવા સરખી દલીલો રજૂ કરીને કહેશે કે-સૂત્રો મોઢે કરવાની શી જરૂર છે ? ખાલી મહેનત શા માટે કરવી જોઇએ ? એકલી સમજણથી શું ન ચાલે ? સૂત્રપાઠ મુખે કર્યા સિવાય શું અમારે નહિ ચાલે ? વગેરે બોલીને સૂત્રો મુખપાઠ કરવાની બાબતમાં વાંધો લે છે. અલબત્ત અમારે કબૂલ કરવું જોઇએ કે કેટલેક સ્થળે સમજણ વગરનું કેવળ ગોખણ ચલાવવામાં આવે છે એ વાત નિ:સંશય છે, પરંતુ જે જે બાબત સ્મરણમાં જ રાખવા યોગ્ય હોય તે તો મુખપાઠ કરવી જ જોઇએ એમ તો અમારા કેળવાયેલા બંધુઓ પોતે લીધેલી વ્યાવહારિક કેળવણીના અનુભવ ઉપરથી કબૂલ કરશે જ. આ વાતના ટેકામાં અમે કેટલીક દલીલો નીચે રજૂ કરીએ છીએ.

૧૭. આજકાલ અપાતી વ્યાવહારિક કેળવણીમાં ભૂગોળ-જ્ઞાન, ખગોળશાસ્ત્ર, વ્યાકરણ તથા રસાયનવિદ્યા ઇત્યાદિ જ્ઞાનના વિષયોમાં કેટલું કેટલું મુખે કરવું પડે છે ? વળી

કાયદાશાસ્ત્રીઓને, વૈદ્યકશાસ્ત્રીઓને, ભાષાજ્ઞાનીને તથા ઈજનેર વગેરે વિદ્વાન પુરુષોને યાદશક્તિનો કેટલો બધો ઉપયોગ કરવો પડે છે તે તેઓ જાણે છે.

૧૮. ઈંગ્રેજીમાં કહેવત છે કે–"**મહાવરો મનુષ્યને પરિપક્વ બનાવે છે.**" એ વાત ખરી જ છે, કેમ કે નાનાં બાળકોને મનની, વચનની તથા શરીરની જે જે ટેવો નાનપણથી પાડવામાં આવે છે તે દૃઢ મૂળ ઘાલીને રહે છે. જુઓ, અંગબળમાં નાનપણથી બાળકનું શરીર જેટલું વળી શકે છે તેટલું મોટી ઉમ્મરના વાળી શકતા નથી, તેમ જ વાક્ચાતુર્યમાં નાટકગૃહનાં નાનાં બાળકો જેવાં સુભાષિત, મધુર અને અસરકારક વચનો બોલે છે તેવી વચનકળા મોટી ઉમ્મરે શીખતાં મુશ્કેલ પડે છે, અને કદાચ શીખે છે તો તેની અસર પાડી શકતા નથી. તે જ પ્રમાણે બાળકોનાં કુમળાં મનની યાદશક્તિ ખીલવવા માટે મહાપુરુષોનાં જ્ઞાનગર્ભિત ગંભીર વચનો પણ મોઢે કરાવવાની જરૂર છે.

૧૯. અસલના મહાન્ આચાર્યો તથા ધર્મવેત્તાઓ મોટા ગ્રંથો ઉપરથી સંક્ષિપ્ત સૂત્રોની રચના કરી ગયા છે તે મુખપાઠે કરવાના હેતુથી જ કરેલી દીસે છે, એવું અમારા કેળવાયેલા મિત્રોને ધર્મશાસ્ત્રના ઊંડાં તત્ત્વોમાં દૃષ્ટિ કરતાં માલૂમ પડશે. હાલ તેઓ જે એકાંત અભિપ્રાય આ બાબતમાં આપે છે તે તેઓના ધર્મજ્ઞાન વગરના એકપક્ષીય જ્ઞાનનું પરિણામ છે. માટે તેઓને અમારી નમ્ર ભલામણ છે કે–જો તેઓ પોતાના સુવિચાર તથા ઉત્તમ નીતિરીતિનો સુધારો આજના ધર્મશ્રદ્ધાવાળા પણ અભણ વર્ગમાં દાખલ કરવા ઇચ્છતા

હોય તો તેઓની ખાસ ફરજ છે કે-તેઓએ ધર્મશાસ્ત્રનાં તત્ત્વોનું સદ્દગુરુ પાસે દરરોજ થોડો થોડો વખત અધ્યયન કરવું, એટલું જ નહિ પણ પોતાને મળેલા જ્ઞાનનો સદુપયોગ કરી તેમની સાથે દરેક ઉપયોગી પ્રસિદ્ધ ધર્મક્રિયામાં ભાગ લેવો. આથી પરસ્પર વિરોધભાવ ટળી જઇને વિશ્વાસની વૃદ્ધિ થશે અને તેને પરિણામે સાંસારિક સ્થિતિ સુધારવાના તેઓ કારણભૂત થશે.

૨૦. હાલ અપાતા ધર્મશિક્ષણથી પોપટીયું જ્ઞાન માત્ર મળે છે તેનું કારણ સમજણવગરનું ગોખણ માત્ર કરાવાય છે તે જ છે. શીખવનારને શીખવવાની કંઇ વિશેષ માહિતી કે કેમ શીખવવું તેની કિંચિત્ સૂચના પણ કોઈ પુસ્તકમાં જોવામાં આવતી નથી, એથી આ કામ કેવળ કઢંગી સ્થિતિમાં ગમે તેમ ચાલ્યું જાય છે. કહેવાની મતલબ એ જ છે કે-શિક્ષકને શિક્ષણ સંબંધી કંઇક પણ માહિતી મળે અને વિદ્યાર્થીઓને સરળ થઇ શકે એવી પદ્ધતિનાં સર્વમાન્ય પુસ્તકો બહાર પડવાં જોઇએ. આ અડચણ દૂર કરવાના હેતુથી બહુમતે લખાયેલી, જૈનધર્મની શરૂઆત કરવામાં ઉપયોગી થઇ પડે તેવી જ્ઞાનમાળાની યોજના ઘડી કાઢવામાં આવી છે, માટે જો તે કંઇ પણ લાભકારક થઇ પડશે તો પ્રયત્ન અને ધારણા ફળિભૂત થયાં સમજાશે.

૨૧. આજકાલ ચાલતી જૈનવિદ્યાશાળાઓમાં અપાતું ધર્મશિક્ષણ દેશકાળને અનુસરતું ન હોવાથી તથા સાંસારિક કેળવણીની પદ્ધતિ પ્રમાણે સરળ ન હોવાથી પ્રથમ શીખનાર જૈન કે અન્યદર્શનીને અઘરું પડે છે, એટલું જ નહિ પણ

જે ધર્મજ્ઞાનના રસનું આસ્વાદન આનંદપૂર્વક થવું જોઇએ તે પણ થતું નથી. વળી ઘણે સ્થળે સૂત્રોના પાઠ ફક્ત મોઢે કરાવવામાં જ આવે છે, તેમાં અર્થજ્ઞાનનો સ્હેજ પણ વિચાર કરાવવો તો દૂર રહ્યો પણ શુદ્ધ ઉચ્ચાર ઉપર પણ લક્ષ્ય ભાગ્યે જ આપવામાં આવે છે. શીખનાર તથા શીખવનારને માત્ર એટલી જ ઉત્કંઠા જણાય છે કે જેમ બને તેમ થોડા કાળમાં ઘણા પાઠ તૈયાર કરી નાખવા. વળી જો કોઈ સ્થળે કદાચ અર્થ સહિત શીખવવામાં આવે છે તો તે પણ કેવળ શુકપાઠ સમાન હોય છે, પણ શીખનાર પાઠનો સાર કે હેતુ સમજ્યો છે કે નહિ તે સંબંધી શિક્ષક અને શિષ્યની વચ્ચે કંઈ પણ તર્ક, પ્રશ્નોત્તર કે પરીક્ષા થતી નથી. તેથી પરિણામ એવું આવે છે કે–બહારનો કોઇ કેળવાયલો ગૃહસ્થ આવા ભણનારને અમુક બાબતનો પ્રશ્ન કરે તો તેનો સંતોષકારક ઉત્તર આપી શકતો નથી, ઉપરાંત પોતે પોપટની માફક શીખેલા પાઠના શબ્દેશબ્દ કહેવા જતાં પણ અનેક ભૂલો કરે છે.

૨૨. જૈનધર્મ સંબંધી જ્ઞાનમાં પ્રથમ શું શીખવવું તથા કેવી રીતે શીખવવું ઇત્યાદિની ક્રમવાર સરળ યોજના ન હોવાથી ભિન્ન ભિન્ન સ્થળે ભિન્ન ભિન્ન પ્રકારનું જ્ઞાન અપાય છે. વળી પરીક્ષાનો નિયમ પણ ક્યાંઇ જોવામાં આવતો નથી, તેથી અમુક માણસે કેટલું ધર્મજ્ઞાન મેળવ્યું છે, તે જાણવાનું પણ કંઇ સાધન નથી. એ સઘળી અડચણો કંઇક અંશે દૂર કરવાના હેતુથી આ જ્ઞાનમાળા ઉપયોગી થઇ પડશે. આથી શિક્ષકને, શિષ્યને તથા પરીક્ષકને પોતાના કામમાં સરલતા થશે અને વખત વ્યર્થ જતો અટકશે એવી આશા રાખવામાં આવે છે.

૨૩ આ પુસ્તકમાં પ્રથમ સ્વર અને વ્યંજનની સમજણ આપ્યા પછી પ્રવેશક પાઠો નાંખવામાં આવ્યા છે. અર્થની ગંભીરતા પ્રમાણે અનુક્રમે કઠિન સૂત્રપાઠ દાખલ કર્યા છે. ત્યારપછી પાછલા સૂત્રપાઠ ઉપર વિશેષ વિવેચનના રૂપમાં કેટલાક પાઠ જરૂરીયાત પ્રમાણે આપ્યા છે, તેમાં સામાયિક તથા ચૈત્યવંદનની ક્રિયા-વિધિ યથાયોગ્ય રીતે સ્પષ્ટ કરવામાં આવી છે. છેવટે શિષ્યનું જ્ઞાન પારખવા માટે પરીક્ષકને ઉપયોગી થાય એવા હેતુથી તમામ પાઠમાંથી પ્રશ્નો કાઢીને મૂકવામાં આવ્યા છે.

૨૪. એ પ્રશ્નોદ્વારા એવી નેમ રાખવામાં આવી છે કે પરીક્ષકોએ પ્રશ્નો ઉપરથી જ શિષ્યોને અભ્યાસ સંબંધી સવાલ કરવા પણ તે પુસ્તકથી બહારનો કોઇપણ પ્રશ્ન કરવો નહિ.

૨૫. આથી ભણનાર શિષ્યની તેમ જ તેના ભણાવનાર શિક્ષકની પરીક્ષા થશે એટલું જ નહિ પણ આ પહેલું પુસ્તક પૂરું કરનાર કેટલું જ્ઞાન પામ્યો છે તે પણ હાલ ચાલતી વ્યવહારિક કેળવણીના ધોરણની શૈલી પ્રમાણે કોઇને પણ જાણવું સરળ થઇ પડશે.

૨૬. જો આ પુસ્તક જૈનવર્ગમાં સામાન્ય રીતે સર્વત્ર ઉપયોગી થઇ પડશે એટલે કે શાળામાં ભણતા વિદ્યાર્થીઓને તથા સામાન્ય રીતે શીખનાર અભ્યાસીઓને તેમ જ બીજા પુખ્ત ઉમ્મરના ધર્માર્થી સજ્જનોને પણ અમુક અંશે લાભકારી નીવડશે તો હવે પછી આ પુસ્તકના ક્રમાનુસાર બીજાં પુસ્તકો પણ કાઢવાનો ઇરાદો છે, અને તે પુસ્તકોમાં ભણનારની બુદ્ધિ તથા વયનાં પ્રમાણમાં ચઢતાં ચઢતાં ધર્મજ્ઞાનનાં ઉપયોગી વિષયો ને ક્રિયાવિધિ, અર્થવિચારની સમજણ સહિત દાખલ કરવાની ઇચ્છા રાખી છે.

આ પુસ્તકની રચનામાં હાલ વપરાતા પ્રતિક્રમણાદિ પુસ્તકોના પાઠની શૈલીમાં કાંઈ પણ ફેરફાર કરવામાં આવ્યો નથી, એટલે સૂત્રોના પાઠ જેવા અનુક્રમમાં બીજાં પુસ્તકોમાં જોવામાં આવે છે તેવી જ રીતે આખા ને આખા આપ્યા છે વિદ્યાર્થીની સગવડ માટે તેના શબ્દાર્થમાં વિભાગ કરવામાં આવ્યા છે.

૨૭. વળી મારે જણાવવું જોઇએ કે આ ધર્મનાં પુસ્તકોમાં કોઈ પણ જગ્યાએ સૂત્રવિરુદ્ધ કે આજ્ઞાવિરુદ્ધ લખાણ કરવાની કોશિશ કરી નથી, તેમ છતાં કોઈ નજરદોષથી કે અલ્પમતિ યા અલ્પશક્તિને લીધે તેમ જ આ અમારો તદ્દન નવીન જ પ્રયાસ હોવાથી કોઇ સ્થળે કોઇ દોષ કે ખામી માલૂમ પડે તો સુજ્ઞજનો સુધારી લેશો, અને તે બાબત જે કાંઈ સુધારો કરવા ધારો તો તે પ્રમાણેની સૂચના મારી ઉપર મોકલવા કૃપા કરશો કે જેથી આગળ જતાં તેવો સુધારો કરવાનું બની શકે.

૨૮. આજકાલ ઘણા શ્રાવકો તરફથી સૂચના કરવામાં આવે છે કે—સાંસારિક કેળવણી સાથે ધાર્મિક કેળવણી આપવા માટે પાઠશાળાઓ, બોર્ડીંગ સ્કૂલો તથા નાની વિદ્યાશાળાઓ સ્થાપી, ધર્મશિક્ષકો તૈયાર કરવા. પણ તેટલું કર્યા પછી પણ એક મોટી મુશ્કેલી તો નડશે જ. એ મુશ્કેલી વિષે કેળવણીના શુભેચ્છકોના લક્ષ્યમાં આવ્યું હોય એમ જણાતું નથી. તે મુશ્કેલી એ છે કે—તમામ શાળાઓમાં શિક્ષણનું એકસરખું બંધારણ કરવા માટે યોગ્ય પુસ્તકો જોઈશે. હાલ વપરાતાં પ્રતિક્રમણાદિ પુસ્તકો શિક્ષણની સુધરેલી પદ્ધતિને અનુસરતાં હોય એમ લાગતું નથી. આ મુશ્કેલી કંઈક અંશે દૂર કરવાના

ઇરાદાથી મેં હવે પછી પ્રગટ કરવા ધારેલી આ " જૈનધર્મ જ્ઞાનમાળા " તૈયાર કરવાનો પ્રયત્ન કર્યો છે.

(" જૈન ધર્મ જ્ઞાનમાળા " ની ઉપયોગિતા દર્શાવતી લેખમાળાનું અવતરણ.)

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૬૮. ]

## જૈનશાસનની રક્ષા અને પુષ્ટિનો સરળ માર્ગ.

**જૈનસમાજ**માં સંવેગી ( ત્યાગી ) ગણાતા સાધુ-સાધ્વીઓની સંખ્યા સારા પ્રમાણમાં છે. બહોળે ભાગે સમાજને દોરવાનું અને ઉપદેશ દેવાનું તેમને જ સુપ્રત થયેલ છે, તેથી જ જો ત્યાગી લેખાતા સાધુ-સાધ્વીઓ પોતાની જવાબદારી સમજી જેવી તેવી નજીવી વાતો-વિકથાઓમાં પોતાનો અને પરનો અમૂલ્ય સમય ગુમાવી નહિ દેતાં તત્ત્વજ્ઞાનનો અભ્યાસ રૂડી રીતે જાતે કરી, પોતાની તત્ત્વશ્રદ્ધા નિર્મળ અને નિઃશંકિત બનાવી, જો તેઓ પોતાનું ચારિત્ર ઉત્તમ પ્રકારે ઘડવા તથા તપ-જપનું સેવન કરવા ઉજમાળ બને તો તેમના ઉપદેશની અથવા સદ્વર્તનની છાપ સમાજ ઉપર ઓર જ પડે અને પવિત્ર શાસનની સ્હેજે રક્ષા તથા પુષ્ટિ થવા પામે.

પ્રથમ આગેવાન લેખાતા સાધુ-સાધ્વીઓ જો સમયને ઓળખી, નકામી આળપંપાળ છોડી, કેવળ આત્માર્થીપણે સ્વપર-હિતસાધનમાં જ ઉજમાળ થઇ રહે તો તેમના આશ્રય તળે રહેનારા કંઇક ભવ્યાત્માઓ ઉપર તેની અજબ અસર થવા પામે જ. જૈનસમાજ અને શાસનનો ઉદય નજદીકમાં થવો નિર્મિત હોય તો જ પ્રત્યેક આગેવાન સાધુ-સાધ્વીને આવી સદ્બુદ્ધિ સૂઝે.

જો કે અત્યારે કોઈ કોઈ વિરલ સદ્ભાગી સાધુ–સાધ્વી તો પોતપોતાથી બનતું સ્વપરહિત કરવા ઉજમાળ રહેતા જ હશે, તો પણ તેમાંનો મોટો ભાગ ત્યાગીવેષ ધારણ કરવા છતાં ભાગ્યે જ સ્વકર્ત્તવ્યને યથાર્થ સમજતો હશે, તો પછી યથાર્થ વર્તનનું તો કહેવું જ શું ? જો કે અદ્યાપિ ભોળા–ભદ્રિક જનો ગમે તેવા ભાવથી વર્તમાન સાધુ–સાધ્વીઓને માને–પૂજે છે, તો પણ ખરા આત્માર્થી સાધુ–સાધ્વીઓએ તો તેથી લેશમાત્ર ફૂલાઈ નહિં જતાં સાધુપણાની પોતામાં કેટલી પાત્રતા છે તેનો જ સરલતાથી વિચાર કરી **"ધન્ય તે મુનિવરા રે જે ચાલે સમભાવે"** ઇત્યાદિ શ્રીમદ્ યશોવિજયજી ઉપાધ્યાયકૃત ૩૫૦ ગાથાવાળું શ્રી સીમંધરસ્વામીનું આખું સ્તવન સરહસ્ય શાંતિપૂર્વક ધારી જવું ઘટે. વધારે નહિં તો શ્રીમદ્ યશોવિજયજીકૃત સ્તવન, સજ્ઝાય, પદાદિકને જરૂર અવગાહી જવાં ઘટે. આત્માર્થીપણે એમ કરવાથી કવચિત્ ભાગ્યયોગે આપણી ખામી આપણને યથાર્થ સમજાઈ જાય અને તે ખામી સુધારી લેવા આપણામાં ખરી લાગણી પ્રગટવા પામે અને જો પ્રમાદ માત્રને તજીને ખામી દૂર કરી શકાય તો જ આ સાધુવેષ ચરિતાર્થ થયો ગણાય–કહો કે સાર્થક લેખાય તેમ કર્યા વગર તો શ્રીમદ્ કહે છે તેમ **"જેમ જેમ બહુશ્રુત બહુજન સંમત, બહુ શિષ્યે પરવરિયો; તેમ તેમ જિનશાસનનો વૈરી, જો નહિ નિશ્ચય દરિઓ."** ઇત્યાદિ વચનોનું ઊંડું રહસ્ય ભવભીરુ ગીતાર્થ ગુરુની પાસે સમજવા જેવું છે.

"નવરો માણસ બહુ નુકશાન કરે" એ વચન પણ ગંભીરાર્થવાળું છે. નકામી ભાંજગડો તજી દઇ આ પવિત્ર ત્યાગીવેષને સાર્થક કરવા ઇચ્છતા દરેક સાધુ–સાધ્વીએ પોતાની ઉચિત ફરજ

યથાર્થ સમજીને પ્રમાદરહિત બજાવવી ઘટે છે. નવો યુગ-જમાનો વાક્ચતુરાઇ માત્રથી રીઝી જાય એવો નથી, પણ ખરા ચારિત્ર્યબળની કિંમત કરે એવો છે એમ સમજી, આત્માર્થીપણું માની, આપણી શિથિલતા-સુખશીલતા દૂર કરવા, પારકી નિંદા-ટીકા કરવાનું તજી હંસ પેઠે ગુણમાત્ર ગ્રહણ કરવા, જાતે સાદાઇ સજી, પ્રેમથી અન્યને આકર્ષવા સહુએ શાસનપ્રેમી થવું જોઇએ.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૨૯૦ ]

## કેશરનો કોયડો કોણ અને ક્યારે ઊકેલશે ?

પૂરી ખાત્રીવાળું શુદ્ધ સ્વદેશી કેશર મળી શકતું જ હોય તેમ જ જો તે ભેળસેળ તથા જીવજંતુ વગરનું જ હોય તો પ્રભુ-પૂજાદિક શુભ પ્રસંગે વાપરવા કોણ મનાઈ કરે છે ? કોઇ જ નહિ. પણ તે મળે છે જ ક્યાં ? તેની પૂરી ખાત્રી કરીને લેવાની કોણ પરવા કરે છે ? કદાચ ક્યાંય શુદ્ધ મળતું જ હોય તો પણ સ્વાર્થવશ વ્યાપારીઓ તેમાં ભેળસેળ કરતા ન હોય એવું એકાએક માની લેવું સાહસભર્યું લાગે છે. એવી કિંમતી વસ્તુ વેચનારા વ્યપારીઓમાં ભાગ્યે જ પ્રામાણિકતા હોવાનો સંભવ છે.

વળી કેવળ પરમાર્થદાવે સ્વરસથી એમાં આત્મભોગ આપી કામ કરનારા ક્યાં દેખાય છે ? જ્યારે આવી ચર્ચા ઊભી થાય ત્યારે તેમાં ઊંડા ઉતરી ગુણદોષ કે લાભાલાભનો પૂરતો વિચાર કર્યા વગર નકામો કોળાહળ કરી મૂકનારાની સંખ્યા કંઇ ઓછી નથી, પણ તેથી લાભ શો ? સારી શિખામણ આપવા જનારી સુઘરીનો જ માળો જેમ વાંદરાએ ચૂંથી નાખ્યો તેવું પરાક્રમ ફોરવવામાં મોટાઇ શી ? સત્યશોધક

ભાઈબહેનોએ મનમાં સાલતી શંકાઓ દૂર કરી પોતાનું જ મન કબૂલ કરે તેવો સાચો ને સરલ માર્ગ આદરી લેવો, અને આપણા અન્ય મુગ્ધજનોને શાંતિથી સમજાવી ઠેકાણે પાડવા જોઇએ. વેદીયા ઢોર જેવું કરવું નહિ તેમ જ અંધશ્રદ્ધાથી ગાડરીયા પ્રવાહે ચાલવું નહિ, પરન્તુ સ્વક્ષયોપશમ પ્રમાણે બુદ્ધિબળ વાપરી, શાસ્ત્રકારનો પવિત્ર આશય સમજી તેની આજ્ઞાનું યથાર્થ પાલન જેમ શક્ય રીતિથી થઈ શકે તેમ કરવા શુભ પ્રયત્ન સેવવો.

કઇક વખત અજ્ઞાનવશ મુગ્ધ જનો ભક્તિના મિષે આશાતના કરે છે તેવી આશાતના સુજ્ઞજનો તો ન જ કરે, એટલું જ નહિ પણ તેઓ તો ભક્તિનો ખરો માર્ગ સમજી દૃઢ શ્રદ્ધાપૂર્વક જાતે તેનું પાલન કરવાપૂર્વક અન્ય મુગ્ધ જનોને પણ પાલન કરનારા બનાવે છે. ધીરજ રાખી નિષ્પક્ષપણે ભોળા મુગ્ધ જનોને ભક્તિનો ખરો માર્ગ બતાવનારા સુજ્ઞ ભાઇબહેનોને શું ઓછો લાભ થાય છે? અર્થાત્ ઘણો સારો લાભ થઇ શકે છે.

મૂળચંદ ભાઇવાળા મુદ્દાસર લખાયેલા કેસર સંબંધી લેખને લક્ષ્યપૂર્વક વાંચી, વિચારી, જાતે હિતમાર્ગ આદરી, અન્ય સ્વજનમિત્રાદિક વર્ગને જાણેલી સત્ય હકીકત સમજાવી હિતમાર્ગ આદરવા પ્રેરણા કરવી સર્વથા ઉચિત છે. શું આટલું અલ્પ પણ આપણાથી કરી ન શકાય? આટલી સામાન્ય બાબતનો ડહાપણભરી રીતે ઉકેલ આણતાં મોભે પાણી ચડે છે તો પછી બીજું મહત્ત્વનું કામ શી રીતે કરી શકાય? નકામી વાતો કે ચૂંથણા કરવાથી શું વળે? શાણા ભવભીરુ ભવ્યજનોને

તો એ રીતે અમૂલ્ય સમય ગાળવો ને નાહક બુદ્ધિશક્તિનો દુરુપયોગ કરવો ન જ પાલવે.

"ક્ષણ લાખેણી રે જાય" એમ કહેનારા શું આવો સમય એળે ગાળશે ? આપણામાં ઘણી જ જડતા–મંદતા પેસી ગઇ છે, તેથી જ પ્રમાદવશ આપણે હિતમાર્ગમાં અધિક પ્રવૃત્તિ–પ્રગતિ કરી નથી શકતા. કાર્યદક્ષતાની આપણામાં ભારે ખામી છે તે કોઈ રીતે દૂર થવી જ જોઇએ. બળથી જે કામ ન થઇ શકે તે કળથી થઇ શકે એવો અનુભવ આપણે મેળવવો જોઈએ. ખાસ કરવા આદરવા જેવી બાબત હોય તેમ છતાં નૈતિક હિંમતની ભારે ખામીથી, તે કામ કરવાની ઇચ્છા હોય છતાં મનમાં સંકોચ રાખી કશી પ્રવૃત્તિ ન જ કરીએ અને કદાચ કંઈક પ્રવૃત્તિ આદરી હોય તે બાબત જો કોઇ મુગ્ધ જનો મરજી મુજબ ટીકા કરવા લાગ્યા હોય તો ગમે તેવી સુંદર અને આશાજનક પ્રવૃત્તિને પણ તજી દેતાં વાર લાગતી નથી. શાસ્ત્રકાર સ્પષ્ટ જણાવે છે કે શંકાશીલ મુગ્ધ જનો તેવી કશી શુભ પ્રવૃત્તિને જાતે આદરતા જ નથી, કઈક શ્રદ્ધાળુ પણ મોળા મનનાં માણસો લાભ સમજી કદાચ તેમાં પ્રવૃત્તિ કરે છે ખરા પણ કંઇ વિઘ્ન નડતાં તેને તરત તજી દે છે. ફક્ત જે દૃઢ મનનાં, સુશ્રદ્ધાળુ ઉત્તમ જનો હોય છે તેઓ જ પરિણામદર્શી હોઈ જે કંઇ શુભ પ્રવૃત્તિ આદરે છે તેમાં ગમે તેટલાં વિઘ્નો નડે તો પણ તેથી લેશમાત્ર ડગ્યા વગર અંત સુધી અડગપણે તેમાં આગળ વધ્યા કરે છે.

આપણે હવે અધમતા અને મધ્યમતાને દૂર કરવા દૃઢ નિશ્ચય કરવો જોઇએ, તો જ ઉત્તમ જનોનું શુભ અનુકરણ કરી

આપણે સહુ કર્ત્તવ્યનિષ્ઠ બની સુખી થઇ શકશું. આવી વાત કોને ગમની નહિ હોય ? સહુ કોઇને ગમે જ, પરંતુ પ્રમાદવશ શિથિલ પરિણામથી કંઇ હિત પ્રવૃત્તિમાં દૃઢતાથી જોડાઇ શકાય નહિં અને તેમ કર્યા વગર આપણો ઉદ્ધાર પણ થઇ શકે નહિં. સમજે તેને માટે આટલું બસ છે.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૭૫ ]

---

## જૈનો અને સ્વદેશી વસ્ત્રો.

અત્યારે આખા હિંદમાં ચોતરફ સ્વદેશી ( વસ્ત્રાદિક ) જ વાપરવાની હીલચાલ ભારે જોશથી ચાલી રહી છે, તેમાં સમયને ઓળખી કામ કરવા ઇચ્છનારા કેટલાએક આપણા નવયુવાનો અને થોડાએક બાળવર્ગ સિવાયનો બીજો મોટો ભાગ ( ભાઇઓ અને બહેનો ) આ સમયોચિત હીલચાલથી અળગો રહી જાય છે એ ખેદજનક બિના છે.

સ્વદેશી અને તેમાં પણ શુદ્ધ સ્વદેશીના સંબંધમાં ઘણાએક દેશદાઝવાળા દિલસોજ અનુભવી સાક્ષરોના વિચારો અનેક પ્રસંગે અનેક રીતે જાણવા તથા સાંભળવામાં આવતાં તેમ જ તેના ઉપર સ્વતંત્ર ઊહાપોહ કરતાં તેની ઉપયોગિતા જેમ મને પોતાને જણાઇ ચૂકી છે તેમ અનેક સહૃદય ભાઇબહેનોને જણાયેલી હોવી જોઇએ. તેમ છતાં આપણે એટલા બધા ઢીલા–પોચા બની ગયા છીએ કે સ્વદેશી યા શુદ્ધ સ્વદેશીને આદરવા જેવી તદ્દન સાચી ને ઉપયોગી બાબતો પણ અનેક બહાનાં કાઢી તત્કાળ આદરી શકતા નથી. એથી જણાય છે કે આપણી ( સમાજ ) ઉપર એની જોઇએ એવી ઊંડી અસર થયેલી

નથી. તે જલ્દી થાય અને એની ખરી ઉપયોગિતા બરાબર સમજાય ને દૃઢ શ્રદ્ધાભરી હિંમતથી તત્કાળ તેનો સ્વીકાર કરી લેવાય એમ આપણે સહુ આતુરતાપૂર્વક ઇચ્છીશું.

કોઇ એક લેખક મહાશયે બતાવેલા અંદાજ પ્રમાણે આખા હિંદ માટે અહીં હિંદમાં તેમ જ હિંદ બહાર મિલોમાં જે કાપડ તૈયાર થાય છે તેમાં વપરાતી ચરબી નિમિત્તે લગભગ એક કરોડ જાનવરો કપાય છે. આટલાં બધાં જાનવરોની હિંસાથી નીપજતાં મિલનાં વસ્ત્રો (સ્વદેશી કે પરદેશી) માત્ર શુદ્ધ અહિંસકભાવવાળા કોઇ પણ ( સાધુ કે ગૃહસ્થ ) સજ્જનને વાપરવાં ન જ ઘટે.

આ વાત જ્યાં સુધી પ્રકાશમાં નહોતી આવી ત્યાં સુધી તેવાં મલિન તત્ત્વવાળાં વસ્ત્રાદિક આપણે વાપર્યાં, પણ હવે જો વસ્તુસ્થિતિ બરાબર સમજ્યા જ હોઇએ તો અહિંસા યા અન્ય નિરપરાધી જીવોની રક્ષાની ખાતર પણ આપણે હવે પછી તેવાં સદોષ વસ્ત્રો ધારણ કરવાં ન જ ઘટે. એ ઉપરાંત આર્થિક દૃષ્ટિથી જોતાં પણ આપણે સહુએ કેવળ સ્વદેશી ( બને ત્યાં સુધી તો શુદ્ધ સ્વદેશી ) વસ્ત્રાદિકનો જ ઉપયોગ કરવો જોઇએ.

હિંદમાં આયાત થતા વિદેશી વસ્ત્રની જ ખાતર લગભગ ૬૦ કે ૮૦ કરોડ જેટલું દ્રવ્ય પ્રતિવર્ષ વિદેશમાં ઘસડાઇ જાય છે, અને એવી અનેક મોહક વિદેશી ચીજોની વપરાશ કરતા રહેવાથી ઉપર મુજબ કરોડો દ્રવ્ય પ્રતિવર્ષ પરદેશમાં પાણીના પ્રવાહે ચાલ્યું જતું હોવાથી હિંદનું આર્થિક બળ ઘટી ગયું છે અને હજુ સુધી વિદેશી ફેશનમાં ફસાઇ રહેવાથી હિંદ વધારે પાયમાલ થતું જાય છે.

આવી આર્થિક પાયમાલીમાંથી બચી જવાની હિંદનાં હવા,

પાણી, અન્ન અને પ્રકાશનો લાભ મેળવનાર દરેક વ્યક્તિની ફરજ છે. સ્વકર્ત્તવ્યકર્મનું જેને ઠીક ભાન થયું હોય તેને એથી વધારે કહેવાની કે સમજાવવાની ભાગ્યે જ જરૂર હોઇ શકે, કેમ કે એવા સુજ્ઞ જનો તો જાતે ખરો માર્ગ તત્કાળ આદરી, અન્ય સ્વજન કુટુંબીજનોને પણ સન્માર્ગમાં સ્થાપન કરવા બનતું કર્યા જ કરે છે.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૧૩૪ ]

---

## ધર્મસાધન કરવામાં ઢીલ કરવી જોઇએ નહિ.

ધર્મના જ પ્રભાવથી સુખ-સંપદા, માન-પ્રતિષ્ઠા અને સ્વામિત્વાદિ પ્રાપ્ત થયા છતાં એ જ ધર્મનો જે લોપ કરે છે તે પાપી એવા સ્વામીદ્રોહીનું શ્રેય શી રીતે થઇ શકશે ?

ધર્મદ્રોહી મહાપાપી છે તેથી તેનું શ્રેય-કલ્યાણ થઇ ન જ શકે એ ચોક્કસ સમજી રાખવું. પવિત્ર ભાવ સહિત નિઃસ્વાર્થ-પણે તુચ્છ એવા વિષયસુખની સ્પૃહા રાખ્યા વગર જે સર્વજ્ઞ પ્રભુએ ફરમાવ્યા મુજબ દાન, શીલ તપ અને ભાવ પ્રમુખ સત્કરણી કરે છે તે ધર્મકરણી જ જીવને દુર્ગતિમાં પડતો અટકાવી સદ્‌ગતિમાં જોડી શકે છે. ઉદારભાવથી કરેલો-સેવેલો દાનાદિ ધર્મ જીવને કલ્પવૃક્ષની પેઠે ફળે છે. જ્યાં સુધી આ શરીર સ્વસ્થ-રોગ રહિત છે અર્થાત્ જ્યાં સુધી અનેક પ્રકારના વ્યાધિઓ પ્રગટ થયા નથી, જ્યાં સુધી જરા-વૃદ્ધાવસ્થા આવી પહોંચી નથી, જ્યાં સુધી પાંચે ઇંદ્રિયોની શક્તિ અસ્ખલિત છે અર્થાત્ તે પોતાનાં કામ કરવા પાવરધી-બળવાન છે અને જ્યાં સુધી

આયુષ્ય પણ ખૂટયું–સમાપ્ત થયું નથી ત્યાં સુધીમાં બુદ્ધિમાન્ પુરુષે આત્મકલ્યાણ કરી લેવા મહાન્ પ્રયત્ન સેવવો યુક્ત છે; કેમ કે પોતાનું ઘર બળવા લાગ્યા પછી કૂવો ખોદવા ઉદ્યમ કરવો તે શા કામનો ? માટે જ્યાં સુધીમાં જરા આવી શિથિલ બનાવે નહિ, વ્યાધિ પીડે નહિ અને ઇંદ્રિયો ક્ષીણ થઇ જાય નહિ ત્યાં સુધીમાં જ સાવચેત થઈને ધર્મસાધન કરી લેવું યુક્ત છે. તેમ છતાં જો ઢીલ કરવામાં આવશે તો જ્યારે કાળ ઓચિંતો આવી ગળું પકડશે ત્યારે મનના બધા ય મનોરથ મનમાં જ રહી જશે. પરભવ જતાં સહાયભૂત સંબળ ( ભાતું ) ફક્ત ધર્મ જ છે, એમ સમજી ધર્મસાધન કરી લેવામાં ઢીલ કે ગફલત કરવી જોઇએ નહિ.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૧૧૭ ]

---

## વીતરાગકથિત ધર્મનું સેવન તું જલ્દી કરી લે.

**આ** દુનિયામાં દેખાતી સુખ–સંપદા જળમાં ઊઠતા તરંગના જેવી અસ્થિર છે. તે જોતજોતામાં હતી ન હતી થઇ જાય છે. યૌવન પણ પતંગિયા રંગની પેઠે જલ્દી જતું રહે છે–ટકી રહેતું નથી, આયુષ્ય શરદ્ઋતુના વાદળની જેમ ક્ષણમાં વિલય પામી જાય છે, તો પછી આ દેખાતી જડ વસ્તુની માયામાં નકામા શા માટે મુંઝાઈ રહેવું ? એવી નકામી મોહ–માયાને તજી જિનેશ્વર પ્રભુએ પ્રકાશેલા પવિત્ર ધર્મનું સેવન કરો. અહિંસા, સંયમ અને તપલક્ષણ ધર્મ જગતમાં પરમ ઉત્કૃષ્ટ મંગળરૂપ વર્તે છે. તેવા પવિત્ર ધર્મમાં જેનું મન સદા ય વર્તે છે તેને મહાન્ ઇંદ્રાદિક દેવો પણ નમસ્કાર કરે છે.

નિજ ગુણની રક્ષા અને પુષ્ટિ થાય એવી નિપુણ દયા, વિષયકષાયાદિ કર્મ-હેતુઓનો નિરોધ ( આત્મનિગ્રહ ) અને પુરાણા કર્મમળને ગાળી નાંખે એવો સમર્થ બાહ્ય અભ્યંતર તપ એ જ સંક્ષેપથી પવિત્ર ધર્મનું ખાસ લક્ષણ છે. શુદ્ધ સ્ફટિક રત્ન સમાન નિર્મળ નિષ્કષાય આત્મસ્વભાવ પ્રગટ કરવા માટે જ ઉપર કહેલા પવિત્ર ધર્મને સેવન કરવાનું કહ્યું છે, પરંતુ મુગ્ધ જનો કલ્પિત સુખમાં મુંઝાઇ પ્રમાદવશ થઇ ધર્મસેવન કરતા નથી. બાવનાચંદનને બાળી તેની ભસ્મ શરીરે ચોળવા જેવું જીવોનું દૃશ્ય સુખ છે.

જુઓ કે મનુષ્યનું આયુષ્ય બહુ તો સો વર્ષનું પરિમિત લેખાય, તેમાંનું અર્ધ રાત્રિમાં પસાર થાય-વ્યતીત થઈ જાય, બીજું અર્ધ બાલ્યાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં ચાલ્યું જાય, બાકીનું વિવિધ વ્યાધિ અને વિયોગાદિ દુ:ખવાળું, પરસેવાદિવડે પૂરું કરાય છે. એ રીતે જળતરંગ જેવા ચંચળ જીવિત વિષે પ્રાણીઓને ખરું સુખ કયાંથી હોય ? ફક્ત જે કોઈ સાવધાનપણે પવિત્ર ધર્મનું સેવન કરી લે છે તેઓ જ ખરા વાસ્તવિક સુખને મેળવી શકે છે, અને તેમ કરીને જ સ્વમાનવભવાદિક દુર્લભ સામગ્રીને સફળ કરી શકે છે.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૧૧૮ ]



# ચૂંટી કાઢેલાં સાર હિતવચનો.

૧. ઉત્તમ ( અવિકારી–પવિત્ર ) મન શરીરને પણ ઉત્તમ બનાવે છે.

૨. વીરતા–સાવધાનતા–નીડરતા-એ એક જાતની હિતૌષધિ છે.

૩. ક્રોધ–રોષ કરવાથી મોઢામાંના થૂંકમાં રહેલા રસાયણિક તત્ત્વોમાં ફેરફાર થઈને તેનું વિષ–ઝેર બની જાય છે. ખરે પ્રસંગે મનની શાંતિ જાળવી રાખવામાં કેટલો બધો ફાયદો છે ? એ ઉપલી હકીકતથી સ્પષ્ટ થાય છે. જેનું મન સ્થિર–પ્રશાંત રહે છે તે ચિંતા ને દુ:ખ ઉપર વિજય મેળવે છે

૪. ભય અશક્ત માણસને મારી નાંખે છે જ્યારે હિંમત એ શક્તિ આપનાર ઔષધિ છે, આ વાત ઘણાઓને અનુભવસિદ્ધ હોવા સંભવ છે.

૫. આત્મમાન–પ્રતિષ્ઠાહાનિને માટે આખો ચહેરો શોકનાં ચિહ્ન ધારણ કરે છે. દુષ્ટવિચાર મુખારવિંદને પણ કદરૂપું બનાવે છે.

૬. હૃદયને આકસ્મિક પ્રહાર થવાથી આરોગ્ય અને સ્વાસ્થ્યનો નાશ થાય છે.

૭. આપણે આરોગ્ય અને સ્વાસ્થ્યનું ઉચ્ચ લક્ષ્ય નિત્ય આપણાં મન:ચક્ષુઓ સમક્ષ રાખવું જોઇએ.

૮. ઉન્નત પવિત્ર અને બળવાન મન શરીરને પણ તેવું જ બનાવે છે.

૯. પવિત્ર વિચાર, વાણી અને આચારના પરિશીલનથી આપણે વધુમાં વધુ પવિત્ર બની શકીએ છીએ.

૧૦. ઉદારતાવાળાને સર્વ વસ્તુ ઉપર શ્રદ્ધા હોય છે. સાંકડા મનવાળો ક્યાંય વિશ્વાસ સ્થાપી શકતો નથી.

૧૧. માણસોના હેતુ માટે ઉતાવળથી અભિપ્રાય બાંધતા નહિ, વખતે આપણે ભૂલ કરી બેસીએ.

૧૨. ઉદારતાને સ્વાર્થની સ્પૃહા હોતી નથી. આપણે જે કંઇ આપીએ છીએ તેના કરતાં અધિક સારું પ્રાપ્ત કરીએ છીએ. ઉદાર માણસ સહાય કર્યા વગર રહી શકતો નથી.

૧૩. જે અંતઃકરણનો કર્ત્તા છે તે જ માત્ર કોઇ પણ અંત.કરણની સાચી તપાસ કરી શકે છે.

૧૪. કોઇને હાથે કોઇ મહત્કાર્ય સિદ્ધ થાય છે ત્યારે આપણે માત્ર તેનું કેટલેક અંશે માપ જ કરી શકીએ છીએ, પરંતુ તે સિદ્ધ કરવામાં પડેલો શ્રમ અને નડેલાં વિઘ્નોનું ખરું માપ આપણે જાણી શકતા નથી; માત્ર સહૃદય, તલસ્પર્શી જનો જ ઠીક નિરીક્ષણ કરી શકે છે.

૧૫. આળસુ મગજ એ સેતાનનું કારખાનું છે. બીજાં માણસોને સેતાન લલચાવે છે ત્યારે આળસુ માણસ સેતાનને લલચાવે છે, તેને અનેક ખોટા સંકલ્પવિકલ્પો ઉદ્ભવ્યા કરે છે.

૧૬. બેદરકારી બહુ ભયંકર છે, જાગૃતપણે–સાવધાનપણે સ્વકર્ત્તવ્ય કરનારને કશો ભય નથી.

૧૭. જે પુસ્તકો આપણને સૌથી વિશેષ પ્રોત્સાહન આપે છે અને કાંઇક મહાન્ કાર્ય કરવાને તથા કાંઇક મહત્તા મેળવવાને આપણને સૌથી વિશેષ નિશ્ચયવાળા બનાવે છે તે જ

ઉત્તમોત્તમ ગ્રંથ છે. આપણે માત્ર તે જ પુસ્તકો વાંચવાં જોઇએ કે જે આપણને ઉન્નત વિચાર આપે અને આપણી શક્તિઓનો તથા આપણી તર્કોનો સૌથી વિશેષ લાભ લેવાને આપણને પ્રેરે. ઉત્તમ ગ્રંથો આપણામાં ઉત્તમ, ઉન્નત વિચારો-દ્વારા ઉદારતાદિક અનેક ઉત્તમ ગુણો પ્રગટાવે છે અને ખીલવે છે.

[આ. પ્ર. પુ. ૧૯ પૃ. ૧૨૯]

---

## નીતિવચનો.

૧. સદ્‌બુદ્ધિ અને શ્રદ્ધાશીલ સજ્જનો જે વાત યુક્ત-યુક્ત-સુસંગત હોય છે તેને સરલતાથી સ્વીકારી લે છે, પણ જડ-બઠર-કદાગ્રહી જનો તો કેવળ ખેંચતાણથી ખરી વાતને પણ ખંડિત કરવા મથે છે. હજારો ગાયોમાંથી વાછરડી પોતાની માતાને જ શોધી કાઢીને અનુસરે છે, પરંતુ મર્કટ તો જ્યાં ત્યાં વડચકાં જ ભરી કૂદાકૂદ કરી મૂકે છે. મતલબ કે શુદ્ધ-સરલભાવ જ્યાં ત્યાં હિતરૂપ થાય છે ત્યારે શઠભાવ જ્યાં ત્યાં નિંદાપાત્ર બને છે.

૨. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને અનુસરી સાવધાનપણે ચાલવા-રૂપ આર્હતી નીતિનો ખ્યાલ બહુશ્રુતોના લક્ષ્ય બહાર કેમ જ રહે?

૩. "આમ જ કરવું અને આમ ન જ કરવું" એટલે વિધિ-નિષેધનો ઉપદેશ એકાંતે શ્રીભગવંત કરતા નથી, પરંતુ પ્રસંગ અનુસરતું સરલ-અશઠભાવે જ કરવા-વર્તવાનો તેઓશ્રી ખાસ આગ્રહ કરે છે. ખોટી ખેંચતાણ કરી નાહક વીર્યના ક્ષય સાથે આત્મવંચના-આત્મદ્રોહથી દૂર રહેવા તેમનો ઉપદેશ હોય છે.

૪. વસ્તુને વસ્તુગતે સમજ્યા કે સમજવા પૂરો પ્રયત્ન કર્યા વગર કેવળ અંધશ્રદ્ધાથી ‘હા જી હા’ કહેવાથી મિથ્યાત્વ દૂર થઇ જતું કે આવી જતું નથી. મિથ્યાત્વ એટલે તત્ત્વવિપર્યાસ અને સમકિત એટલે યથાર્થ તત્ત્વશ્રદ્ધાન એથી વધારે શું ?

૫. મધ્યસ્થભાવે મુકાબલો કરતાં ખરી તાત્ત્વિક વસ્તુ સમજાઇ જતાં તેમાં આસ્થા–વિશ્વાસ ચોંટે છે અને ખોટી-ગડુરિક વાત તરફ આદર થઇ શકતો નથી. બુદ્ધિ પામ્યાનું એ મનોહર ફળ છે, એથી જ જ્ઞાનબળ અને ચારિત્રબળ ખીલી શકે છે.

[ આ. પ્ર. પુ, ૧૯, પૃ. ૧૩૩ ]

---

## સાચા સુખના અર્થીઓએ કુસંપને ટાળી શુદ્ધ પ્રેમી અને નિર્દોષજીવી થવાની જરૂર.

૧. **અજ્ઞાન** અને મોહવશ સ્વાર્થાંધ બનેલા આપણામાં કલેશ–કુસંપે કાળો કેર વર્તાવ્યો છે.

૨. પ્રથમ જ્યારે તત્ત્વજ્ઞાન, શ્રદ્ધા અને સદાચરણમાં દૃઢ અભ્યાસથી આપણામાં સુસંપ સારી રીતે જળવાતો હતો ત્યારે આપણી સમાજ દરેક વાતે સુખી ને આબાદ હતી. તેમાં જ્યારથી કલેશ–કુસંપ પેઠો ત્યારથી જ આપણી અવનતિ–પાયમાલીની શરૂઆત થઇ અને તેનું આટલું બધું માઠું પરિણામ આજે આપણે સહુ સાક્ષાત્ અનુભવીએ છીએ.

૩. એ માઠાં પરિણામનો અંત લાવવા સહુ કોઇ સજ્જને

ભાઇબહેનોએ ભારે પ્રયત્ન કરવો ઘટે. હવે વાતો માત્ર કરવાનો વખત નથી, ખરા દિલથી સહુ કોઇએ કામે લાગી જવાની જરૂર છે.

૪. સ્વાર્થાંધતા તજી સ્વાર્થત્યાગી બનવાની જરૂર છે. ગમે તે રીતે ક્લેશ-કુસંપને દૂર ફેંકી દઇ, આપણામાં સુસંપનાં બીજો વવાય અને પૂરી કાળજીથી તેનું સારી રીતે રક્ષણ કરાય તો તેમાંથી સુખ-સંપત્તિરૂપ મીઠાં મધુરાં ફળ-પરિણામ મેળવી શકવાની આશા રખાય.

૫. પવિત્ર જૈનશાસનની રક્ષા ખાતર તેમ જ આપણા પતિત સમાજની ઉન્નતિની ખાતર સહુ શાસનપ્રેમી ભાઇબહેનોએ સમય ઓળખીને, સ્વપરહિતની રક્ષા ને વૃદ્ધિ થાય તેવા દરેક સદુપાય આદરવા ઉજમાળ થવું જ જોઇએ. ઉપેક્ષા કરવાથી તો અધિકાધિક હાનિ ને બગાડો થવા પામે છે.

૬. અહિંસા, સંયમ અને તપલક્ષણ પવિત્ર ધર્મની ઠીક પિછાણ થઇ જ હોય, તેમાં સુશ્રદ્ધા-વિશ્વાસ આવેલ હોય અને તેનો રસાસ્વાદ-સ્વાનુભવ કરવા ઇચ્છા જાગી જ હોય તો હવે દુષ્ટ પ્રમાદાચરણ તજી દઇ, શાસનપ્રેમી જનોએ સવેળા જાગૃત થવું જોઇએ અને સ્વાત્મોન્નતિ સાથે આખી સમાજની ઉન્નતિ થવા પામે એવી રૂડી યોજના સ્વબુદ્ધિબળથી ઘડી કાઢીને ઇષ્ટ ફળસિદ્ધિને માટે સત્વર સફળ પ્રયત્ન કરવો જોઇએ.

૭. આજ સુધી પેટ ભરીભરીને વાતો કરી તેથી શી કાર્યસિદ્ધિ થઇ ? હવે નકામો સમય નહિ ગાળતાં, સર્વેએ આપણામાં જડ ઘાલીને પેસી ગયેલ એકેએક દોષ દૂર થાય તેવો સબળ પ્રયત્ન કુશળતાથી કરવાની જરૂર છે.

૮. નિરાશ નહિ બની જતાં દોષદૃષ્ટિ ટાળીને સહુએ ખરું સુખ સાધવા, ગુણદૃષ્ટિ આદરી યથાશક્તિ અને યથાવકાશ કામ લેતાં શિખવું જોઇએ. હજી બાજી હાથમાં છે ત્યાં સુધીમાં ચેતીને ચલાય, નિઃસ્વાર્થ પ્રેમથી સહુનું હિત ઇચ્છાય અને કરાય એવું નિર્દોષ જીવન ગાળતાં શિખવું જોઈએ. શાસનપ્રેમી જૈનને એવી સદ્‌બુદ્ધિ જાગો.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૨૮૨ ]

---

## પરોપકારી સજ્જનોનો સુંદર સ્વભાવ.

**મન**, વચન અને કાયાને વિષે પૂણ્યરૂપ અમૃતથી પૂર્ણ, ત્રિભુવનને અનેક પ્રકારના ઉપકારોવડે પ્રસન્ન કરનારા અને અલ્પ પણ અન્યના ગુણોને સૂક્ષ્મ દૃષ્ટિથી પર્વતતુલ્ય વિશાળરૂપે દેખી દિલમાં સદા ય પ્રસન્ન થનારા કંઇક સજ્જનો જગતને પાવન કરે છે.

વળી આંબાનાં વૃક્ષો જેમ ફળ બેસતી વખતે નીચાં નમી પડે છે અને વાદળાં જેમ નવા જળવડે ઘણાં નીચાં નમે છે તેમ સત્પુરુષો સમૃદ્ધિ પામીને લગારે ઉદ્ધત થતા નથી. પરોપકારીનો એ જ સ્વભાવ છે. ચંદનને જેમ જેમ ઘસવામાં આવે છે તેમ તેમ સુંદર સુગંધ આપે છે અને સુવર્ણને જેમ જેમ તાવવામાં આવે છે તેમ તેમ તેનો વાન સુંદર થતો જાય છે, તેમ પ્રાણાંત કષ્ટ આવ્યે છતે પણ ઉત્તમ જનોની પ્રકૃતિમાં વિકાર થવા પામતો નથી, એટલું જ નહિ પણ તેમની પ્રકૃતિ તેવે કષ્ટ પ્રસંગે અધિકાધિક નિર્મળ થતી જાય છે. જો કદાચ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે, મેરુપર્વત ચલાયમાન થાય,

અને મલિન ભાવના કે દૃષ્ટિનું ફળ-પરિણામ પણ નબળું અને મલિન જ આવે છે અને સબળ તથા નિર્મળ ભાવના દૃષ્ટિનું ફળ-પરિણામ પણ તેવું જ સબળ અને પવિત્ર જ આવે છે.

ઘણે ભાગે મિથ્યાત્વ-અજ્ઞાન-ક્રોધાદિક કષાય-વિચાર-વાણી અને આચારમાં શિથિલતા અથવા સ્વચ્છંદતા તથા વિષયાદિક તુચ્છ-અસાર સુખમાં લોલુપતાને લીધે જ્યાં વિષમય તુચ્છ સ્વાર્થમય ભાવના જ પ્રબળ વર્તતી હોય, જ્યાં અહંતા અને ખોટી મમતા-જ છાઈ રહી હોય, જ્યાં દૃષ્ટિ સદાકાળ બહિર્મુખ જ રહ્યા કરતી હોય, જ્યાં યશ-કીર્તિ નિમિત્તે લોકરંજનની જ બુદ્ધિ મુખ્યપણે રહેતી હોય ત્યાં ગમે તેવી રૂડી અમૃત જેવી કરણી કરવામાં આવતી હોય તો પણ તેનું ફળ-પરિણામ શુભ આવતું નથી, તેની અમૃત જેવી ઉમદા અસર સ્વજીવન ઉપર થઇ શકતી નથી, જન્મ-મરણનાં દુઃખ-ફેરા પણ ટળી શકતા નથી, અને આત્મામાં ખરી શાંતિ-શીતળતા પણ ઉદ્ભવતી નથી. એટલે આત્મીય સુખ પણ ક્યાંથી હોય ?

જો આધુનિક સ્થિતિનું ખરું કારણ શોધી તેને જ સુધારવા ભાઇઓ અને બહેનો ( સાધુઓ તેમજ સદ્ગૃહસ્થો ) દૃઢ પ્રયત્ન કરે, જે જે કારણથી પોતાની અવનતિ થવા પામી છે તે તે કારણને બરાબર સમજી લઇ હિંમતથી તેનો ત્યાગ કરે, જે જે કારણથી પોતાની સ્થિતિ સુધરી શકે તે તે કારણને સારા, નિઃસ્પૃહી, દયાળુ, જ્ઞાની મહાત્માઓ પાસે સારી રીતે સમજી દૃઢ શ્રદ્ધા અને હિંમતથી તેનો પરિચય કરી, જો તેને યથાર્થ રીતે વર્તનમાં ઉતારવામાં આવે તો પછી પવિત્ર ભાવના-દૃષ્ટિ સહિત કરવામાં આવતી કરણીનું ફળ-પરિણામ પણ તેવું જ રૂડું આવવા પામે એ વાત સ્પષ્ટ છે.

પ્રથમ તો પોતાની ભાવના-દૃષ્ટિ જ સુધારવા માટે ક્ષુદ્રતા-તુચ્છતા-પરાયાં છિદ્ર-દોષ જોવા-તાકવાની દુર્બુદ્ધિ-કુબુદ્ધિ જ તજવી જોઈએ અને રૂડી ગંભીરતા રાખી રાજહંસની જેવી વિવેકબુદ્ધિવડે દોષમાત્રની ઉપેક્ષા કરી, ગુણ માત્રને જ જોવા, આદરવા તથા સેવવાની રૂડી બુદ્ધિ કરવી જોઈએ.

અમૂલ્ય ધર્મરત્નની પ્રાપ્તિ માટે આપણને યોગ્ય-લાયક બનાવે એવા ૨૧ ગુણોનો વારંવાર અભ્યાસ કરી તેનું મનન કરવું જોઈએ.

૧. દયા, લજ્જા, વિનય, દાક્ષિણ્યતા, સરલતા, કૃતજ્ઞતા, સત્યપ્રિયતા, નિષ્પક્ષતા, ગુણાનુરાગિતા, દીર્ઘદર્શિતા, પરોપકાર-રસિકતા અને કાર્યદક્ષતાદિક ઉત્તમ ગુણોનો નિરંતર અભ્યાસ ( પરિચય ) રાખવાથી આપણા વિચાર, વાણી અને આચારની મલિનતા દૂર થવા પામશે, હૃદય સ્વચ્છ થશે, વાણી અમૃત જેવી મીઠી, હિતરૂપ અને સત્ય જ વદાશે અને અન્ય જીવોને દુઃખ-ત્રાસ થાય એવા દુષ્ટ આચરણથી દૂર રહેવા સહેજે લક્ષ બંધાશે. એટલે મન કે ઇન્દ્રિય અને કાયા આપણા કબજામાં આવશે. વળી દેવ, ગુરુ, ધર્મ સંબંધી ગુણદોષની સારી રીતે પરીક્ષા કરી, શુદ્ધ દેવ, ગુરુ, ધર્મને યથાર્થ ઓળખી, દૃઢ શ્રદ્ધાથી તેની સેવા, ભક્તિ, બહુમાન કરવાવડે આરાધક થઈ શકાશે. એટલા માટે કલ્પસૂત્રાદિક ઉપકારી આગમ-ગ્રંથો બરાબર લક્ષપૂર્વક વિનય-બહુમાનથી વાંચવા, સાંભળવા, વિચારવા અને તેનો પરમાર્થ બરાબર સમજી સ્વશક્તિ છુપાવ્યા વગર યથાર્થ આદર કરવો.

૨. યથાશક્તિ જે કંઈ દાન, શીલ, તપસ્યાદિક ધર્મકરણી

અગ્નિ શીતળ થઇ જાય અને પર્વતના અગ્રભાગે શિલા ઉપર કદાચ પદ્મ ( કમળ ) ઊગે તો પણ સજ્જન પુરુષોનું ભાષિત અન્યથા ન થાય અર્થાત્ તેમનું બોલ્યું મિથ્યા થાય નહિ.

સજ્જન પુરુષો કદાપિ પણ પારકાં દૂષણ કહે નહિ તેમ જ આત્મપ્રશંસા પણ કરે નહિ. દુર્જનોમાંથી પણ સજ્જનો તો ગુણ જ ગ્રહે છે. તેઓ સદા ય ગુણગ્રાહી, સમુદ્ર જેવા ગંભીર હૃદયવાળા, ચંદ્રની જેવા શીતળ સ્વભાવી, પાપ તાપને શમાવનારા હોય છે. સહુને આત્મસમાન લેખે છે, અમૃત જેવી મીઠી વાણી વદે છે, સમતારસમાં ઝીલતા હોય છે અને સમાગમમાં આવનારને પણ પાવન કરે છે.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૯૪ ]

---

## ત્રણ પ્રકારના મિત્ર અને તેનો વિલક્ષણ સ્વભાવ.

**" नित्यमित्रसमो देहः, स्वजनाः पर्वसन्निभः ।**
**जूहारमित्रसमो ज्ञेयो, धर्मः परमबान्धवः ॥ १ ॥"**

દેહ નિત્યમિત્ર સમો, સ્વજનો પર્વમિત્ર સમા અને પરમ બંધુરૂપ ધર્મ જૂહારમિત્ર સમો પોતપોતાના વિલક્ષણ ગુણ-વડે વિખ્યાત છે. નિત્યમિત્ર સમાન દેહની સેવા, ચાકરી ગમે તેવાં કષ્ટ વેઠીને કરવામાં આવે, તેની રક્ષા અને પુષ્ટિને માટે ગમે તેવા ઉપાય લેવામાં આવે તો પણ તે સડન, પડન, વિધ્વંસનરૂપ સ્વસ્વભાવને તજતો નથી. પોતાના સંબંધથી પવિત્ર વસ્તુને પણ અપવિત્ર કરી નાંખે છે. તેમ છતાં મુગ્ધ જનો મોહ–મમતાવશ તેની ખાતર ન કરવાનાં કામો કરે છે અને જન્મ, જરા, મરણ સંબંધી અનંતા દુઃખને સહ્યા કરે છે.

પર્વમિત્ર સમા સ્વજનો ક્વચિત્ પર્વાદિ પ્રસંગે સ્વાર્થવશ ભેગા થાય છે અને સ્વાર્થ સાધી ચાલ્યા જાય છે. જ્યારે મરણાદિક મહાવિપત્તિ આવી પડે છે ત્યારે નિત્યમિત્ર સમો દેહ તેમ જ પર્વમિત્ર સમાન સ્વજનો કંઇપણ કામ લાગતાં નથી. તેવે વખતે દુર્જનની જેમ અવળું મુખ કરી બેસે છે અને પર્વમિત્રરૂપ સ્વજનો ટગર ટગર જોયા કરે છે, મરણાદિક મહાકષ્ટમાંથી કોઇ છોડાવી શકતું નથી.

તેવે પ્રસંગે આડી ઢાલ ધરનાર આ· ફક્ત જૂહારમિત્ર સમાન ધર્મ જ છે. ગમે તેવે પ્રસંગે સદ્ભાવથી ભેટેલો આ ધર્મ મિત્રની ભીડ ભાંગે છે. તેના ઉપર ઉપદેશમાળા ગ્રંથમાં જિતશત્રુ રાજા અને તેના પ્રધાનનું દૃષ્ટાંત ખાસ મનન કરવા યોગ્ય છે. પૂર્વના બન્ને મિત્રોને ગમે તેટલાં પાળ્યાં–પોષ્યાં છતાં તે વિમુખતા દાખવે છે, ત્યારે ધર્મમિત્ર એક જ વખત ભેટ્યા છતાં દારિદ્ર હરે છે, તો પછી તેના સ્વાર્પણ સંબંધી તો કહેવું જ શું ?

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૯૫. ]

---

## જેવી ભાવના એવી સિદ્ધિ : જેવી દૃષ્ટિ એવી સૃષ્ટિ

" यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी ॥ "

આ ગંભીર પ્રશ્નનો ઉત્તર–સમાધાન મારી મતિ મુજબ આ રીતે છે.

કોઇ પણ કાર્ય કરતાં જેવી ભાવના વર્તતી હોય, જેવી દૃષ્ટિ રહેતી હોય તેવું જ તેનું ફળ–પરિણામ આવે છે. નબળી

કરવી તે લોકરંજન માટે નહિ; પણ આત્મકલ્યાણ કરવાના પવિત્ર લક્ષ સાથે જ કરવી.

૩. સુખશીલતા અને સ્વચ્છંદતા તજવાં-ભગવાન મહાવીર પ્રભુ પ્રમુખ મહાપુરુષોનાં પવિત્ર ચરિત્રનું યથાશક્તિ અનુકરણ કરવું.

૪. પુન્યયોગે પ્રાપ્ત થયેલી લક્ષ્મીનો લહાવો લેવા ઈચ્છા જ થાય તો સ્વધર્મીબંધુઓનો ઉદ્ધાર, વિદ્યાર્થીબંધુઓ અને બહેનોને વિદ્યાદાન અને દુઃખી માનવોનું યથાશક્તિ હિત કરવાનુ ખરું કામ ભૂલશો નહિ.

૫. અન્યજનો પણ અનુમોદના કરે એવી સમયાનુકૂળ પ્રભાવના કરવાનું સદા લક્ષ રાખશો.

૬. માનવજીવનમાં ઉચ્ચ ભાવનાબળ કેળવો અને કાર્યમાં પૂર્ણ શ્રદ્ધા રાખો. જેટલા પ્રમાણમાં ઉચ્ચ અને પવિત્ર ભાવના અને કાર્યમાં શ્રદ્ધા થશે તેટલા પ્રમાણમાં તે વસ્તુની સિદ્ધિ થશે.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૩૮ ]

---

## મનને નિરાકુળ રાખવાની ઘણી જ જરૂર છે.

**પ્રયત્નથી** મનની પ્રસન્નતા જાળવી શકાશે અને નિજ હૃદયકમળ ખીલવાથી અપૂર્વ સુવાસ સાથે શાન્તિ અનુભવી-શકાશે. આધિ, વ્યાધિ અને ઉપાધિથી જીવ આકુળવ્યાકુળ બને છે. મનનો રોગ–ચિંતા એ આધિ, શરીરનો રોગ–ક્ષયાદિક એ વ્યાધિ, અને જેનાથી એ આધિ, વ્યાધિ પેદા થાય છે તે રાગ, દ્વેષ, મમત્વાદિક કર્મ એ ઉપાધિ.

એ ત્રણે દોષોને જીતવાની કુંચી જાણવી જોઇએ ઘણે ભાગે અનુભવી શકાશે કે જેને રાગ, દ્વેષ, મમત્વાદિક ઓછાં હશે અને ઇંદ્રિયો ઉપર કાબૂ હશે તેનું શરીર સારું, નિરોગી હોવા સાથે મન પણ પ્રસન્ન–નિરાકુળ બન્યું રહેવાથી તે શાંત-રસનો સ્વાદ મેળવી શકે છે, પરંતુ જેનામાં રાગ, દ્વેષ, મમત્વા-દિક વિકાર વધારે હશે, ઇંદ્રિયો મોકળી હોવાથી ગમે તે વિષય તરફ સ્વેચ્છાથી ફરી શકતી હશે તેનું શરીર વિવિધ વ્યાધિને ભોગ થઇ પડવા ઉપરાંત મન પણ ખેદ, કંટાળાથી ભરેલું અને આકુળતાવાળું બન્યું રહેવાથી ખરી શાંતિથી તે બેનશીબ જ રહે છે. યથાર્થ જ્ઞાનવડે જીવ હિતાહિત સમજી શકે છે. જેમ ઝેર–વિષભક્ષણથી જીવિતનો અંત થાય છે ખરો, પણ તે જ વિષને ઔષધિવડે મારવાથી તે રસાયણરૂપ બની જીવિતનું રક્ષણ પણ કરે છે, તેમ માઠા–અપ્રશસ્ત રાગાદિકનું સેવન કરવાથી એટલે અનિત્ય, અશુચિ અને જડ એવા દેહા-દિક પદાર્થો ઉપર મિથ્યા મમત્વાદિક ધારણ કરવાથી આત્મ-હિત બગડે છે, પરંતુ શાશ્વત અને પવિત્ર એવી આત્મજ્યોતિ જેમને પ્રગટ થઇ છે એવા અરિહંત, સિદ્ધાદિક પરમાત્મ-દશાને પ્રાપ્ત થયેલા પરમપુરુષને ગુરુકૃપાથી યથાર્થ ઓળખી, તેનામાં અનન્ય શ્રદ્ધા–પ્રેમ જાગૃત કરી તેનું એકાગ્રપણે ધ્યાન–ચિન્તવન કરવાથી આત્માનું શ્રેય અવશ્ય સધાય છે.

અન્ય ચિંતા–જાળને ટાળી પરમાત્મજ્યોતિને તન્મયપણે ધ્યાનાર પોતે જ જ્યોતિરૂપ થાય છે. પ્રથમ પ્રશસ્ત રાગા-દિકવડે અપ્રશસ્ત રાગાદિક ટાળી શકાય છે. પછી મરુદેવી માતા તથા ગૌતમસ્વામીની પેઠે .પરમ જ્યોતિનું જ તન્મય-

પણે ચિન્તવન કરતાં તત્કાળ પ્રશસ્ત રાગાદિકનો પણ સહેજે અંત થઇ શકે છે. મન ઉપર સંયમ રાખવો, મનને સ્થિર, શાંત, નિરાકુળ કરવાથી જ નિજ શ્રેય સધાય છે.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૧૪૦ ]

---

## ' સાચા મિત્રનાં શાસ્ત્રોક્ત લક્ષણ. '

ભર્તૃહરિ પોતાના નીતિશતકમાં સાચા મિત્રનાં લક્ષણ નીચે પ્રમાણે જણાવે છે:-

पापान्निवारयति योजयते हिताय,
गुह्यं च गूहति गुणान्प्रकटीकरोति ।
आपद्गतं च न जहाति ददाति काले,
सन्मित्रलक्षणमिदं प्रवदन्ति सन्तः ॥

આપણને પાપ-માર્ગથી ( પાપાચરણ કરતાં ) નીવારે-અટકાવે, હિતમાર્ગમાં ( સુકૃત્ય કરણી કરવામાં ) જોડી આપે, આપણા દુર્ગુણ-એબને ઢાંકે-લોકમાં ઊઘાડા ન કરે; પણ શાંતિ અને સભ્યતાથી સુધારવા પ્રયત્ન કરે, સદ્ગુણો પ્રકાશમાં લાવી તેનો ખૂબ વિસ્તાર કરે જેથી ગુણાનુરાગી જનો તે તે ગુણનું અનુકરણ અને આસેવન કરે, ખરી આપત્તિમાં અનાદર ન કરે-દુ:ખમાં સહભાગી બને, અને તેવા દરેક પ્રસંગે યોગ્ય આલંબન-ટેકો આપી સ્વમિત્રતા સાર્થક કરે. ઉદાર-નિ:સ્વાર્થ મિત્રોમાં ઉપરનાં લક્ષણો અવશ્ય હોવાં જોઈએ.

પ્રગટ કે પરોક્ષ દુ:ખનાં ખરાં કારણ સ્પષ્ટપણે સમજાવી એથી દૂર રહેવા ( બચવા ) આપણને સવેળા ચેતવણી આપે

અને હિતસુખકારી કામ કરવામાં ઉત્સાહિત કરે, આપણી એબ અન્ય કોઇ જાણવા ન પામે તેમ તે સુધારવા કુનેહ વાપરે, સર્વત્ર ગુણનો વિકાસ થાય તેવો પ્રયત્ન કરે અને ખરી વિપદા વખતે બરાબર સંભાળ લઇ આપણો ઉદ્ધાર કરવા સદા ય સાવધાન રહે એમ અનેક રીતે સન્મિત્રો પોતાની પવિત્ર ફરજ બજાવે. સાચા મિત્રની ખરી પરીક્ષા કસોટીના પ્રસંગે થવા પામે છે. સાચા મિત્રો સ્વાર્થત્યાગી જ હોય છે; સ્વાર્થાંધ હોતા નથી સ્વાર્થ સાધવામાં તત્પર રહેનારા કપટી મિત્રોથી કદાપિ કલ્યાણ થઇ શકે નહિ. સન્મિત્ર ઉદાર આશયવાળા—ગંભીર હૃદયવાળા હોય છે. હંસની જેવા ઉજ્જવળ વિવેકથી શોભતા હોય છે. ગમે તેવા વિષમ પ્રસંગે સોનાની જેમ તેમનો વાન વધતો જાય છે. એવા ઉત્તમ કલ્યાણ-મિત્રોનો જ સંગ સહુને સદા ય હો !

સ્વાર્થત્યાગ અથવા સંયમવડે આપણો આત્મા જ આપણો સાચો મિત્ર બને છે અને સ્વાર્થાંધતા અથવા સ્વચ્છંદતાવડે એ જ આપણો આત્મા આપણો શત્રુ બને છે. આત્મા જ સ્વર્ગરૂપ અને આત્મા જ નરકરૂપ બને છે. સુખ અને દુઃખનો કર્તા આત્મા પોતે જ છે. અન્ય તો તેમાં નિમિત્ત—કારણ-રૂપ જ હોઇ શકે. સુજ્ઞ શાણા જનો સુખ, દુઃખ પ્રસંગે અન્ય ઉપર મિથ્યા આરોપ કરતા નથી. તેઓ તો સિંહની પેઠે પોતાના જ સાચા પુરુષાર્થ ઉપર આધાર રાખનારા હોય છે. કેવળ મુગ્ધ જનો જ અજ્ઞાનવડે અન્ય ઉપર મિથ્યા આરોપ કરે છે અને શ્વાનની પેઠે પોતાની નિર્બળતા—દુર્બળતા સિદ્ધ કરે છે. આવા કુમિત્રો—કપટી મિત્રોથી પ્રભુ આપણને સદા બચાવો.

વિવેકાત્મા પોતાના મનને અને ઇંદ્રિયોને મોકળા નહિ મૂકતા-સ્વચ્છંદપણે ફરવા નહિં દેતાં તેમને લગામમાં રાખે છે. જેના પરિણામે સ્વભાન ભૂલાય અને કર્ત્તવ્યભ્રષ્ટ થવાય એવા માદક પદાર્થથી તે દૂર રહે છે; ક્રોધ-રોષ-માન-અહંકાર-માયા-કપટ અને લોભ-તૃષ્ણાને શાંત કરવા ડહાપણભરી ક્ષમા, સમતા, નમ્રતા, મૃદુતા, ઋજુતા-સરલતા અને સંતોષ-અમૃતનું સદા ય સેવન કરે છે; નિદ્રા-તંદ્રા-આલસ્યને દૂર કરવા તથાપ્રકારના સદુદ્યમને સેવે છે અને નકામી કુથલીઓમાં પોતાનો અમૂલ્ય સમય નહીં વીતાવતાં, તાત્ત્વિકજ્ઞાન-અનુભવ જ્ઞાન પ્રાપ્ત થાય તેવાં ઉત્તમ શાસ્ત્ર યા કલ્યાણમિત્રોના સત્સમાગમમાં જ સ્વસમયને વીતાવે છે.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૧૪૫ ]

---

## દવા કરવા કરતાં પથ્ય ઉત્તમ.

( Prevention is better than Cure. )

આપણું શરીર નિરોગી રાખવા જૂદી જૂદી ઋતુમાં શાસ્ત્રોક્ત પથ્યસેવન વધારે હિત કરે છે.

વર્ષાઋતુમાં લવણ ( ક્ષાર-મીઠું ), શરદ ઋતુમાં-જળપાન, હેમન્તઋતુમાં ગાયનું દૂધ, શિશિરઋતુમાં-શિયાળામાં આમ્લક રસ ( ખટાશ ), વસન્તઋતુમાં ઘી અને ગ્રીષ્મઋતુમાં ગોળનું સેવન અમૃતતુલ્ય કહ્યું છે.

દરેક ઋતુ બે બે માસ સુધીની સમજવી. તે તે ઋતુમાં

તે તે વસ્તુનું સેવન બીજી જાતની દવા કરતાં અધિક ગુણકારી કહેલ છે. અનુભવ કરવાથી ચોક્કસ ખાત્રી થઇ શકે તેમ છે. નકામી ભ્રષ્ટ દવાઓથી તેમ જ તેના ગેરવ્યાજબી ખર્ચના બોજામાંથી બચવાની ઈચ્છા જ હોય તો ઉપરની વાતનો અલ્પ પ્રયાસે જ અનુભવ મેળવી શકાશે. અને પોતાને તેની ચોક્કસ ખાત્રી થયે પરોપકારબુદ્ધિથી અન્ય જનોને પણ તેનો લાભ સહેજે મળે તેવી પ્રેરણા ઉમંગથી કરી શકાશે.

આજકાલ ખરી વસ્તુનું જ્ઞાન ( સમજ ) નહિ હોવાથી અનેક જનો પોતાના જ હાથે નવાં નવાં દુઃખ વહોરી લે છે. તેની ચોક્કસ સમજ મળતાં, પ્રમાદ–આળસ તજી, શ્રદ્ધા–વિશ્વાસ રાખી, એકાદ વખત ધીરજ અને ખંતથી તેનો અનુભવ કરી જોનાર સહેજે દુઃખમાંથી મુક્ત થઇ શકે છે.

લોભી–લાલચુનાં સ્વાર્થભર્યાં વચન કરતાં નિર્લોભી અને નિઃસ્પૃહી એવા જ્ઞાની પુરુષોનાં કેવળ પરમાર્થબુદ્ધિથી શાસ્ત્રદ્વારા આપેલાં એકાંત હિતકારી વચન ઉપર અધિક આસ્થા–શ્રદ્ધા–પ્રતીતિ લાવવી ઘણી જરૂરની છે. તેથી જ પોતાને તથા પરને અતુલ લાભ થવા પામે છે, તે વગર અત્યારની પ્રચલિત ગતાનુગતિકતાથી તો પારાવાર નુકસાન જ થાય તેમ છે. તેમાં કંઈ આશ્ચર્ય પામવા જેવું જણાતું નથી. જો કંઇ હૈયે સાન આવતી હોય તો તેવા પારાવાર નુકસાનમાંથી બચવા પ્રયત્ન કરવાની જરૂર છે.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૧૩૯ ]

---

# શરીરના આરોગ્યભૂત મુખ્ય કારણો.

૧. સ્વચ્છ હવા, સ્વચ્છ પાણીનું સેવન, ૨. સૂર્યપ્રકાશવાળા સ્થાનમાં નિવસન, ૩. લઘુ પરિમિત સાત્ત્વિક આહારગ્રહણ, ૪. શક્તિ અનુરૂપ શારીરિક અને માનસિક વ્યાપાર–પરિશ્રમ, ૫. આવશ્યક શારીરિક અને માનસિક વિશ્રાન્તિ ( ખાસ ઉપયોગી છે. )

૨. ગમે તે પ્રકારની ગંદકી કે મલિનતા વગરની શુદ્ધ હવા શ્વાસોશ્વાસ મારફત શરીરમાં દાખલ થવાથી શરીરનું આરોગ્ય સચવાય છે અને વધે છે. પીવાનું પાણી પણ એવા જ પ્રકારનું શુદ્ધ–નિર્મળ થયેલું હોવું જોઈએ.

૩. સૂર્યપ્રકાશ ( Sun bath ) પૂરતા પ્રમાણમાં લેવાથી શરીરમાંની જડતા આળસાદિક દૂર થઇ જઇ જાગૃતિ આવે છે અને આરોગ્ય વધે છે. સૂર્યપ્રકાશ સવારના આઠ વાગ્યા સુધીનો ઘણો લાભદાયક છે.

૪. જઠરાગ્નિ સુખે પચાવી શકે એવો સાદો–હલકો અને પ્રમાણોપેત સાત્વિક ખોરાક વખતસર લેવાથી તન, મન, વચનની ઉત્તમ શક્તિ વધે છે. સાત્વિક ખોરાક હંમેશાં ઉચ્ચ વિચારો પેદા કરે છે.

૫. શક્તિ પ્રમાણે તન, મન, વચનનો સદુપયોગ કરવાથી પાચનક્રિયા સારી થવા ઉપરાંત શારીરિક આરોગ્ય સચવાવા સાથે તેનો વિકાસ પણ થાય છે. પ્રથમ સુખ તે શરીરનું નિરોગીપણું છે.

૬. આરોગ્યરક્ષણ અને વૃદ્ધિ નિમિત્તે જરૂર પૂરતો પરિ-

શ્રમ-કસરત કર્યા પછી શરીરને અને મનને વિશ્રાન્તિ પણ પૂરતા પ્રમાણમાં આપવી જ જોઈએ. શરીરની આરોગ્યતા અને મનની સ્થિરતા પ્રત્યેક કાર્ય માટે ઘણી જ ઉપયોગી છે.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૧૯૪ ]

---

## સર્વસાધારણ હિતવચનો.

આ મારો ( વહાલો ) અને આ પરાયો ( દવલો ) એવી ભેદભાવના સંકુચિત મનવાળામાં જ હોય છે. જેમનું મન વધારે સાંકડું તેમનામાં ભેદભાવના અધિક અને જેમનું મન જેટલું મોટું ( ઉદાર ) તેટલી ભેદભાવના ઓછી. જેમ જેમ આપણું મન મોટું-ઉદાર બનતું જાય છે તેમ તેમ ખોટી કલ્પિત ભેદભાવના શાંત ( વિલય ) પામતી જાય છે. અત્યંત ઉદાર ( નિઃસ્વાર્થ ) આશયવાળા મહાત્માઓને તો આખી દુનિયા ( સમસ્ત પ્રાણીવર્ગ ) કુટુંબરૂપ જ સમજાય છે. વળી વિચાર, વાણી અને વર્તનમાં તેઓ એકતા અનુભવે છે, અને પોતાના પવિત્ર દૃષ્ટાંતથી આખી સૃષ્ટિને એવી પવિત્ર એકતાનો ઉત્તમ પાઠ શીખવે છે.

કલ્યાણના અર્થીજનોએ ઉત્તમ રહેણીકહેણીવાળા તત્ત્વજ્ઞો પાસે વિનય-બહુમાનપૂર્વક સારી રીતે સાવધાનતાથી ધર્મનું રહસ્ય સાંભળવું અને તેનું યથાર્થ મનન કરીને તેનો નિશ્ચિતાર્થ હૃદયમાં એવી રીતે સ્થાપિત કરવો કે જેથી આત્માને અંતે દુઃખદાયક થાય એવું કોઇ પણ જાતનું પ્રતિકૂળતાવાળું આચરણ કોઇ પણ પ્રાણી પ્રત્યે આચરવા સ્વપ્નામાં

પણ વિચાર થાય નહિં. તેમ જ તે પ્રકારની અહિત-તાપ ઉપજાવનારી વાણી પણ વદી શકાય નહિં.

સહુનું સદા હિતચિંતન કરવું તે **મૈત્રીભાવ**, પરનાં દુઃખ હરવા દરેક શકય પ્રયાસ કરવો તે **કરુણાભાવ**, પરને સુખી દેખી દિલમાં રાજી થવું તે **મુદિતાભાવ** અને પરના અસાધ્ય દોષની તરફ રાગદ્વેષ રહિત સમભાવ રાખવો તે **માધ્યસ્થ્ય** અથવા **ઉપેક્ષાભાવ** પવિત્ર રસાયણની જેમ એકાંત હિતકારી હોવાથી અવશ્ય આદરવા યોગ્ય છે.

વિચાર, વાણી અને વર્તનમાં પોતે પૂર્ણ રીતે પવિત્ર હોઇ, ત્રિભુવનવર્તી સહુ કોઇ પ્રાણીવર્ગને શ્રેણીબંધ ઉપગારોવડે સંતોષ ઉપજાવતા અને અન્યમાં અલ્પમાત્ર પણ ગુણ દેખી દિલમાં રાજી રાજી થનારા કઇક વિરલા સજ્જનો આ પૃથ્વીપીઠને પાવન કરી રહ્યા છે. એવા સજ્જનોથી જ પૃથ્વી '**રત્નગર્ભા**' લેખાય છે તે યથાર્થ છે. આપણે પણ આપણાં આચરણ સુધારી, સ્વાર્થ ત્યાગ કરી, સુસંયમવડે સ્વપરકલ્યાણ સાધવા જરૂર પ્રયત્ન કરવો. આપણું ભવિષ્ય સુધારવા ( ઉજ્જવળ બનાવવા ) આપણે આપણી ફરજ બજાવવી. સહેજે મળેલી સોનેરી તક વ્યર્થ ગુમાવી નહિ દેતાં તેને સાર્થક કરી લેવી.

મદ (Intoxication), વિષયાસક્તિ (Sensual appetite) કષાય ( ક્રોધ, અહંકાર, માયા, લોભાદિક ), આલસ્ય અને કુથલીઓ કરવામાં કાળક્ષેપ કરવો એ અત્યંત અહિતકર છે.

ગમે તેવા સમ, વિષમ પ્રસંગમાં મનની સ્થિતિસ્થાપકતા ( સમતોલપણું ) જાળવી રાખવી, એ બહુ જ હિતકર

હોઈ ખાસ આદરણીય છે. એથી આત્મામાં અપૂર્વ શાંતિનો પ્રગટ અનુભવ થઇ શકે છે.

સ્વર્ગનાં સુખ અને મોક્ષનાં સુખ પરોક્ષ છે, પરંતુ રાગદ્વેષના અભાવરૂપ સમભાવ ( સમતા, સ્થિરતા, પ્રશમ )-જનિત સહજ સ્વાભાવિક સુખ તો આત્મપ્રત્યક્ષ જ છે અને વિરલ સદ્ભાગી જનો તે મેળવી શકે છે.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૧૪૬ ]

---

## તત્ત્વજિજ્ઞાસુ સજ્જનો પ્રત્યે પર્યુષણ પ્રસંગે બે બોલ

**વહાલા વીર બંધુઓ તથા બહેનો !**

આપણે પ્રતિવર્ષ પર્યુષણ પ્રસંગે ભારે ઉત્સાહથી, મોટા સમૂહમાં સહેજે એકઠા મળી સુગુરુનો જોગ હોય તો તેમની સમીપે કલ્પસૂત્ર જેવા પવિત્ર આગમસૂત્રનું શ્રવણ કરીએ છીએ, જેમાં આપણા અતિ આસન્નોપકારી ભગવાન શ્રી મહાવીર પ્રભુના સવિસ્તર ચરિત્રનો સમાવેશ થાય છે. એ પ્રભુના અતિબોધદાયક અદ્ભુત ચરિત્રમાંથી આપણે ધારીએ તો ઘણુંએ ગ્રહણ કરી શકીએ છીએ, તેમ જ તેની જરૂર પણ ઘણી છે. કલ્પસૂત્ર જેવા પવિત્ર શાસ્ત્રદ્વારા ભગવાન મહાવીરપ્રભુનું પવિત્ર ચરિત્ર સાંભળનાર તેના અનુયાયી, સાધુ–સાધ્વીઓ તથા શ્રાવક–શ્રાવિકાઓ જો તેને અંતરમાં ઊતારે તો તેઓ પોતે કેટલા બધા પૂજ્ય–પવિત્ર બનવા પામે ! કેવળ રૂઢિની ખાતર વાંચવા કે સાંભળવા માત્રથી નહિ, પણ સ્વકર્ત્તવ્ય ધર્મ તરીકે વિનય–બહુમાનપૂર્વક તે પવિત્ર શાસ્ત્ર વાંચવા કે સાંભળવા પૂર્ણ લક્ષ રખાય

તો જ ઉત્તમ પરિણામ આવી શકે. આટલાં આટલાં વર્ષો થયાં પ્રતિવર્ષ પ્રભુનું પવિત્ર ચરિત્ર વાંચવાનો તથા સાંભળવાનો સતત અભ્યાસ છતાં પણ આપણું હૃદય દ્રવતું કેમ નથી ? તે વસ્તુ આપણને બરાબર પરિણમવા પામે તો હૃદય જરૂર દ્રવવું જ જોઇએ.

પ્રભુએ માતાના ગર્ભમાં રહ્યા છતાં માતા ઉપર અનુકંપાથી કે ભક્તિભાવથી, યથોચિત આચરણ કરી આપણને આપણા માતપિતાદિક વડીલજનો પ્રત્યે પૂર્ણ ભક્તિભાવથી સમયોચિત આચરણ આચરવા સૂચવ્યું; છતાં તેની કશી દરકાર કરાય છે ? માતાપિતાદિક પૂજ્યજનોની આંતરડી દુભવીને ધર્મ–નીતિ વિરુદ્ધ સ્વેચ્છાએ ચાલનારા, કર્ત્તવ્યધર્મથી વંચિત રહીને, કયારે પણ સુખી થઇ શકે ખરા ? નહિં જ. અનેક ઉપયોગી બાબતો સંબંધી બારીક બોધ એ પવિત્ર શાસ્ત્ર યથાવિધિ સાંભળવાથી પ્રાપ્ત કરી, તેનો સાર ગ્રહણ કરવાવાળા ખપી ભાઈ-બહેનો પ્રમાદ રહિત પોતપોતાનું વર્તન સુધારવાપૂર્વક ધર્મના અધિકારી બની, ઉભયલોકમાં અવશ્ય સુખી થવા પામે છે.

આ કાળના જીવોને વક્ર જડ તરીકે ઓળખાવ્યા છે, તેથી તેમને શુદ્ધ માર્ગનો યથાર્થ બોધ થવો અને–પરિણમવો બન્ને દુર્લભ છે. તેમ જ માયા–પ્રપંચ મૂકી શુદ્ધ મન, વચન, કાયાથી તેનો યથાર્થ અમલ કરવો તે વળી અત્યંત દુર્લભ છે. તેમ છતાં તેઓ પણ દૃઢ અભ્યાસ અને વૈરાગ્યના બળથી દોષ સમુદાયનો હ્રાસ ( ઓછાશ ) કરી, પાત્રતા મેળવી, પવિત્ર ધર્મ-રત્નના અધિકારી બનીને અવશ્ય સુખી થઇ શકે છે. આપણા સહુને પણ ઉચિત છે કે આપણામાં જડ ઘાલીને રહેલા દ્વેષ–ક્ષુદ્રતાદિક દુષ્ટ દોષોને દૂર કરવા અને ક્ષમા–સમતા, ગંભીરતાદિક

સદ્‌ગુણો પ્રાપ્ત કરવા પૂર્ણ કાળજી રાખતા રહેવું. ધર્મની દરકાર કરનારે ન્યાય, નીતિ, પ્રમાણિકતાને અવશ્ય આદરવાની જરૂર છે. એનાથી વેગળા રહી ધર્મને પ્રાપ્ત કરવા ઈચ્છવું, એ વંધ્યાને પુત્રની પ્રાપ્તિ કરવા-ઈચ્છવા જેવું અશકય છે. ખરા ધર્મની પ્રાપ્તિ ત્યારે જ થઇ શકે કે જયારે આપણે સત્યની ખાતર પ્રાણાર્પણ કરવા તત્પર થઈએ. પ્રાણાન્તે પણ ન્યાય, નીતિને ન તજીએ. વળી સહુને આપણા પ્રાણ-આત્મા સમાન લેખીએ, પરને દુઃખી દેખી, તેનું દુઃખ દૂર કરવા યથાશક્તિ પ્રયત્ન કરીએ અને સુખી તથા સદ્‌ગુણીને દેખી, દિલમાં રાજી થઇ તેવા સદ્‌ગુણી બનવા ઉચિત આચરણ દૃઢતાથી કરીએ, ગમે તેવાં નીચ કાર્ય કરનાર પ્રત્યે પણ દ્વેષ લાવ્યા વગર તેને સુધારવાનું બની શકે તો કરુણા લાવી તેમ કરીએ; છતાં તે સુધરી ન જ શકે એમ જણાય તો પણ શકય હિતકાર્ય કરવા સાવધાન રહીએ તો જ આપણે સર્વજ્ઞોક્ત ધર્મરત્નની રક્ષા કરવાપૂર્વક તેની સાર્થકતા કરી એમ કહેવાય.

ક્રોધ-માન-માયા-લોભ કષાય રહિત નિર્દોષ સ્ફટિક રત્ન સમાન નિર્મળ આત્માનો ધર્મ છે. તે રાગ, દ્વેષ, મળથી મલિન થાય છે. રાગ, દ્વેષની ચિકાસથી જ કર્મબંધ થાય છે અને તેથી જ જન્મ, મરણવડે સંસારભ્રમણ થાય છે. તે અનંતા દુઃખમાંથી બચવા રાગ, દ્વેષાદિક દોષોથી દૂર રહેવું જોઈએ. એટલે કે જે જે નિમિત્તોથી રાગદ્વેષ વધે તે તે નિમિત્તો તજવાં, અને જે જે નિમિત્તોથી રાગદ્વેષાદિક ઘટે તે તે નિમિત્તોનું સેવન કરવા લક્ષ રાખવું. જ્યાં સુધી પરાયા દોષ જ જોવાની, જાણવાની કે ગાવાની કુટેવ દૂર કરી ન શકાય ત્યાં સુધી આપણામાં દોષનો જ વધારો થવાનો. દોષનો ઘટાડો તથા ગુણનો વધારો

ત્યારે જ થઇ શકે કે જ્યારે દોષદૃષ્ટિ તજી, ગુણ ગ્રહણ કરતાં શીખીએ–પરનિંદાનો ઢાળ તજીએ અને ગુણ ગુણીની પ્રશંસા-અનુમોદના કરી તેનો યથાયોગ્ય આદર કરતા રહીએ. આપણામાં ગુણનો ગંધ સરખો ન હોય છતાં ખોટી બડાઇ મારીએ અને સામામાં અનેક સદ્ગુણો હોય છતાં તેને વખાણવાને બદલે ઊલટા વખોડીએ, આવાં અપલક્ષણથી જ આપણી અધોગતિ( પડતી ) થઇ રહી છે. તેમાંથી બચવું જ હોય તો તે અપલક્ષણ તજવાં જોઇએ. નવરા, નિરુદ્યમી, દુષ્ટ માણસોને પરનિંદા કરવી વધારે ગમે છે, જેથી પરિણામે તેઓ બહુ દુઃખી થાય છે. સજ્જનો સદા ચેતતા રહીને સુખી થાય છે. સજ્જનો ચંદન જેવા શીતળ પ્રકૃતિના હોઇ સ્વપરને હિતરૂપ થાય છે. પવિત્ર વિચાર, વાણી અને આચરણયોગે તેઓ અનેક જનોને ઉપકારક થઇ શકે છે. અલૌકિક ક્ષમા, મૃદુતા, નમ્રતા, સરલતા, નિર્લોભતા, જિતેન્દ્રિયતા, દયાળુતા, સત્યતા, પ્રામાણિકતા, નિઃસ્પૃહતા અને સુશીલતાદિક સદ્ગુણોવડે તેઓ સારી સૃષ્ટિને ઉપકારી બને છે. દુર્ગુણમાત્ર તેમનાથી દૂર રહે છે, જ્યારે તેમનામાં સદ્ગુણો સહેજે આવીને વસે છે. તેઓ દેવતાને પણ વહાલા લાગે તેમ છે. તેમના સદ્ગુણો સહુકોઇને આકર્ષી લે છે તેમ છતાં તેઓ સ્વાશ્રયીપણે આત્મશ્રદ્ધા, આત્મરમણતા અને આત્મવીર્યમાં જ વૃત્તિ સ્થાપી રાખનારા હોય છે. તેમના અલૌકિક પ્રભાવથી કંઇક ભવ્યાત્માઓ સન્માર્ગને આદરી સુખી થાય છે. કલિકાળમાં પણ અપૂર્વ શીતળતા ઉપજાવનારા આવા સત્પુરુષો હોય છે. તેમનું શરણ આપણને હો ! જેથી આપણે પણ સદ્ગુણી અને સદ્ગુણાનુરાગી બની ઉભય લોકમાં સુખી થઇએ.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૩૨ ]

# આપણી આંતરસ્થિતિ સમજીને સુધારવાની જરૂર.

**આપણામાં** અનંત જ્ઞાનાદિક, અનેક સદ્ગુણો જેનાવડે છુપાએલા છે તે બધા અજ્ઞાન, અશ્રદ્ધા અને અનાચારાદિક દોષોના નામથી પ્રસિદ્ધ છે. અજ્ઞાન, અશ્રદ્ધા અને અનાચરણરૂપ દોષ માત્ર ત્યાજય છે અને સમ્યગ્જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રાદિક ગુણો ઉપાદેય–આદરવા યોગ્ય છે. એટલો અંતઃકરણમાં દૃઢ–નિર્ણય કરી દઇને જે રીતે ઉક્ત દોષો દૂર થાય અને ગુણો પ્રગટ થાય તેવો ઉદ્યમ યા પુરુષાર્થ પવિત્ર શાસ્ત્રનીતિ મુજબ કરવો અતિ જરૂરનો છે. 'અજ્ઞાન, અશ્રદ્ધાદિક દોષો અમારાથી દૂર જાઓ !' એમ ખાલી ફક્ત પોકારવાથી કદાપિ દૂર જવાના નથી. તેમ જ 'સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રાદિક સદ્ગુણો અમારામાં આવો–પ્રગટો !' એમ કહેવા માત્રથી કંઇ તે પ્રગટતા નથી. ઉક્ત મિથ્યાત્વ અજ્ઞાનાદિક દોષમાત્રને દળવા–દૂર કરવા અને નિર્મળ દર્શન જ્ઞાનાદિક પ્રગટ કરવા ભગવાન મહાવીરદેવની પેઠે ધીરજ અને ખંતથી પૂર્વ મહાપુરુષોએ જાતે આદરેલા અને બતાવેલા ઉત્તમ માર્ગે દૃઢ પ્રયત્ન કરવાની આપણને ભારે જરૂર છે.

દશ દૃષ્ટાન્તે દુર્લભ એવા માનવભવમાં જ એવો દૃઢ પ્રયત્ન ભવ્ય મુમુક્ષુજનો કરી શકે છે અને અનુક્રમે દોષ માત્રને હઠાવી અનંતાં ગુણરત્નોને પ્રગટ કરી અંતે અક્ષયસુખસંપદાને વરી શકે છે. શુદ્ધ અહિંસા, સંયમ અને તપલક્ષણ ધર્મ સાવધાનપણે સેવવાવડે અનુક્રમે દોષમાત્રનો જય ( ક્ષય ) થતાં જ સહેજે સદ્ગુણોની પ્રાપ્તિ થવા પામે છે. ઉક્ત કલ્યાણ-સાધક ધર્મસાધનમાં કેવળ પ્રમાદ, સ્વચ્છંદતા જ અંતરાય-રૂપ થાય છે. તે બહુરૂપી મોહના પ્રતિનિધિરૂપ પ્રમાદથી નહિ

છળાતાં જે ભવ્યાત્મા સાવધાનપણે પૂર્વોક્ત ધર્મનું ડહાપણથી સેવન કરવા ચૂકતા નથી તેઓ દુઃખમાત્રનો અંત કરી અક્ષય-અનંતસુખમાં જઈ વિશ્રામે છે અને પરમ મોક્ષપદને પામે છે.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૧૯૪ ]

---

## આપણી ભાવી ઉન્નતિની દિશા સમજીને આદરવાની જરૂર.

સુજ્ઞ ભાઇ, બહેનોએ સ્વપરહિત–શ્રેય કરવા સદા ય ઇચ્છવું જોઇએ. જે ભવ્યાત્મા સ્વહિત–શ્રેય કરવા આતુરતાથી ઇચ્છતા હોય તેણે શ્રી વીતરાગપ્રણીત માર્ગને યથાયોગ્ય અનુસરીને જ ચાલવું જોઈએ. સ્વયોગ્યતાનુસારે જ ધર્મસાધન કરવાની મર્યાદા શાસ્ત્રકારે કહી છે અને એ જ હિતકારી થઇ શકે છે. યોગ્યતા વગર વસ્તુની પ્રાપ્તિ થઇ શકતી નથી અને કવચિત્ જ થાય તે ટકી શકતી નથી. તેમ છતાં એવી યોગ્યતા પ્રાપ્ત કરવા કોઇ વિરલા જ કાળજી રાખે છે અને લાભ પણ તે જ મેળવી શકે છે. પ્રભુનું શાસન જયવંતું લેખાય છે, તેથી એવા પણ સદ્ભાગી જીવો શાસનમાં હોવા ઘટે છે. મહાપુરુષોનાં ચરિત્રો જે બારીકીથી વાંચી–વિચારી સમજી શકે છે તે તેમાંથી સાર ગ્રહી, સ્વન્યૂનતા દૂર કરી શકે છે. આપણું ધારેલું ન થવાથી કવચિત્ ખેદ પણ થવા પામે છે, પરંતુ તે નિરાશામાં પરિણમવવાને બદલે નવી જાગૃતિ આણવામાં પરિણમે તો જ તે ઇચ્છવા યોગ્ય છે.

આપણું જીવન શુષ્ક–જડવત્ બનવાને બદલે સરસ

( સ્વપરને રસદાયક ) બને એવો પ્રયત્ન સેવતા રહી આગળ વધાય તો કેવું સારું ?

આપણી સંગતિમાં દેહ–છાયાની જેમ વર્ત્તનારી વ્યક્તિઓનું પણ જીવન તેવું જ સરસ અને તેવી જ કાળજી આપણે રાખવી ઘટે, જેથી સ્વપરઉન્નતિમાં લેશમાત્ર અંતરાયરૂપ નહિ થતાં એક બીજાને વધારે મદદગાર થવાય–આવી કર્ત્તવ્યભાવના આપણામાં ખીલવવાની જરૂર છે. ઉત્તમ પ્રકારની વ્યવહારિક, નૈતિક અને ધાર્મિક કેળવણીની આપણામાં અત્યારે ભારે ખામી જોવામાં આવે છે, તેથી જ આપણી સ્થિતિ દયાજનક થઇ પડી છે. આવી દુઃખી સ્થિતિમાંથી સમાજનો ઉદ્ધાર જેવાતેવાથી થવો સંભવિત નથી. એ તો જ્યારે પ્રબળ પ્રભાવશાળી નૈષ્ઠિક બ્રહ્મચર્યને ધારણ કરનારી શુદ્ધ શાસનપ્રેમી વ્યક્તિઓ સદ્ભાગ્યે સજીવન જાગૃત થઇ " **સવિ જીવ કરું શાસનરસી** " એવી ઉગ્ર ભાવનાયોગે નિષ્કામ શાસનસેવા કરવા ઉજમાલ બનશે ત્યારે ને ત્યારે જ સમાજના ઉદય સાથે શાસનનો પણ ઉદય થશે.

સ્ત્રીકેળવણીમાં તો અત્યારે ઘણી જ ખામી જોવાય છે, પરંતુ ધીમેધીમે વ્યક્તિગત સુધારો થવાથી સારું પરિણામ આવી શકશે. એક જ મહાત્મા ગાંધી અત્યારે કેટલું કરી રહેલ છે ? અને તે કયા આલંબનથી ? એટલું પણ વિચારશીલ જૈનો ગંભીરતાથી વિચારે તો પણ સ્વકર્ત્તવ્યની કંઇક ઝાંખી કરી શકે એમ છે. આપણે અત્યારે યોગ્યતાસંપન્ન થવાની અને તેવા થઈને સ્વકર્ત્તવ્ય ધર્મ કરવાની ઘણી જરૂર છે. જો આપણી ઉન્નતિ

સાધવા દૃઢ કાળજી અને અવિરત વિચારણા વર્તતી હોય તો ખરેખર તેમાંથી કંઇ ને કંઈ શુભ પરિણામ આવી શકે જ. શુદ્ધ અંત:કરણનો અવાજ એ દૈવી અવાજ છે. તેને બરાબર લક્ષ્યપૂર્વક સાંભળી આદરવામાં આવે તો તે આપણને અચૂક લાભકારી બને. ઇંદ્રિયનિગ્રહ, કષાયનિગ્રહ, યોગવિશુદ્ધિ અને અહિંસાદિક સદ્‌ગુણોનું સેવન કરવારૂપ સંયમવડે જ જ્યારેત્યારે આપણે સ્વઉન્નતિ સાધી શકીશું, તો પછી અત્યારે જ પ્રમાદ રહિત ઉક્ત સંયમનું સેવન કરવા તત્પર શા માટે ન થવું ? **शुभस्य शीघ्रम्।**

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૮૯. ]

## આપણી ઉન્નતિનો સરલ-સુગમ માર્ગ.

**સંયમ** અથવા આત્મનિગ્રહવડે આપણી ઉન્નતિનો માર્ગ સરલ-સુગમ બનશે. સંયમ એટલે નિજ ઇંદ્રિયનો નિગ્રહ. સંયમ એટલે ક્રોધાદિક કષાયનો નિગ્રહ. સંયમ એટલે મન, વચન અને કાયાનો નિગ્રહ અને સંયમ એટલે હિંસા, અસત્યાદિક પાપનો નિગ્રહ. જેટલે અંશે સંયમનું અધિક સેવન યા પાલન કરાય તેટલે અંશે આપણી ઉન્નતિમાં આપણે અધિક આગળ વધી શકીશું.

ઇંદ્રિયનિગ્રહ એટલે આપણી દરેક ઇંદ્રિયોને અસત્‌માર્ગે પ્રવર્તતાં નિવારીને કબજે રાખવી. ઇંદ્રિયોને કબજે રાખતાં શીખવાથી આપણે કેટલીએ બીનજરૂરી વસ્તુઓ વગર ચલાવી શકીએ, એટલે ક્રોધ, લોભવશ નહિ થતાં સમતા અને સંતોષવડે આપણો જીવનનિર્વાહ સ્વલ્પ વસ્તુઓથી ચલાવી શકીશું. એવી રીતે ટેવાઇ જવાથી આપણી રૂડી સમજ સાથે સંતોષ-

વૃત્તિથી આપણે ઘણા ય પાપ-પ્રપંચાચરણથી સહેજે બચી શકીશું અને ન્યાય, નીતિ અને પ્રમાણિક વ્યવસાયથી કરેલી કમાઇ-વડે સુખપૂર્વક સ્વકુટુંબનિર્વાહ ચલાવવા ઉપરાંત બીજા અલ્પ સત્ત્વવાળા બંધુઓને તથા બહેનોને પણ કંઇક યોગ્ય આલંબન આપવા સમર્થ થઇ શકશું.

ઇંદ્રિયનિગ્રહવડે મન પણ સ્થિર થઈ શકશે, રાગ, દ્વેષ અને કષાયથી દૂર રહેવાશે અને યથાપ્રાપ્તમાં સંતોષ રાખી શકાશે, જેથી ક્ષમા, સમતા, મૃદુતા (નમ્રતા) અને સરલતાદિ ગુણો ખીલી શકશે. વળી ઇંદ્રિય અને કષાયનિગ્રહયોગે મન, વચન અને કાયા અથવા વિચાર, વાણી અને આચારની શુદ્ધિ સાચવી શકાશે.

અસત્-મલિન વિચાર, વાણી અને આચાર ખરી ખંતથી સુધારી લેવા તેનું નામ સંયમ.

મૈત્રી, મુદિતા, કરુણા અને માધ્યસ્થ્ય અથવા ઉપેક્ષાભાવથી વિચારાદિની શુદ્ધિ સહેજે થઇ શકશે. સર્વ કોઈનું હિતચિન્તવન કરવાને બદલે અહિત-અનિષ્ટ ચિન્તવન કરવું, દીન-દુ:ખીને યથાયોગ્ય સહાય કરવાને બદલે તેની ઉપેક્ષા કરવી, સુખી કે સદ્ગુણીને દેખી સંતુષ્ટ થવાને બદલે મનમાં ઇર્ષ્યા કરવી અને અત્યંત ક્રૂર કર્મ કરનારની ઉપેક્ષા કરવાને બદલે તેને અનુમોદન મળે એમ વર્તવું એ ખરેખર વિચાર, વાણી અને આચારની મલિનતા ઉપજાવનાર અને વધારનાર બને છે, એમ સમજી ઉપરોક્ત મૈત્રી, મુદિતાદિ ભાવનાનો દૃઢ આશ્રય કરી વિચારાદિની શુદ્ધિ કરવી ઘટે. એ રીતે આત્મનિગ્રહ કરવાથી હિંસાદિ પાપથી સહેજે નિવર્તી અહિંસાદિકનો લાભ લઈ શકાય છે. આત્મોન્નતિ કરવા ઇચ્છનારે સર્વ પ્રકારની ( કાયિક, વાચિક

અને માનસિક ) હિંસાદિથી દૂર રહેવું જોઇએ. સર્વ જીવોને આત્મ સમાન જ લેખી ગમે તે કાર્ય કરતાં તેમની રક્ષા કરવી જોઇએ. પ્રિય અને હિતરૂપ થાય એવું સત્ય ઉચ્ચારવું જોઇએ અને અપરાધીનું પણ અહિત નહિં ચિંતવતાં તેનું કોઇ રીતે હિત થઇ શકે તો ઠીક એમ કરુણાદષ્ટિથી ચિંતવવું તે કર્ત્તવ્ય છે.

ઉદાર મનથી સ્વાર્થ ત્યાગરૂપ સંયમનું સુસેવન કરવાથી આપણે આપણી ઉન્નતિ સહેજે સાધી શકશું.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૧૪૦ ]

---

## શ્રી તીર્થંકર ભગવાનના કલ્યાણક ઊજવવાનો પ્રસંગ
## જયંતિ અને કલ્યાણકની એકતા.

ભવ્ય સુજ્ઞો ! પ્રમાદ ત્યજો અને આર્થિક સ્થિતિ ઉન્નત કરવાની સાથે સાથે ધાર્મિક દશાને પણ ધ્યાનમાં લ્યો. આજના જમાનામાં ‘ જયંતિ ’ શબ્દ આબાલગોપાળ પ્રસિદ્ધ છે ત્યારે કલ્યાણક શબ્દને આપણામાંની બહુ જુજ વ્યક્તિઓ જ સમજતી હશે. બંને શબ્દોનો અર્થ તાત્પર્યરૂપે એક જ છે. જયંતિ શબ્દ જ્યારે સર્વોત્કર્ષ બતાવે છે ત્યારે કલ્યાણક શબ્દ ત્રણ જગતના જીવોને સુખ આપવાનો ઉત્કર્ષ બતાવે છે. આ બાબત नारका अपि मोदन्ते यस्य कल्याणपर्वसु એ વચનથી શાસ્ત્રસિદ્ધ જ છે. આ સર્વોત્કર્ષનું નામ જ જયંતિ કહો કે કલ્યાણક કહો બંને તાત્પર્યરૂપે એક જ છે. ગુર્વાદિક મહાપુરુષોની જયંતિ ઊજવવામાં પણ વિવક્ષિત સદ્ગુણ વિષયક જ ઉત્કર્ષ બતાવવાનો ઇરાદો રખાય છે. સર્વોત્કર્ષ તો વીતરાગ ભગવાનનો જ દર્શાવાતો હોવાથી ખાસ પારિભાષિક શબ્દ

'કલ્યાણક'થી તેનો વ્યવહાર કરાય છે. આ ઉપરથી સમજી શકાશે કે જયંતિ જ્યારે સાધારણ યા અસાધારણ ગુણો માટે ઊજવાય છે ત્યારે કલ્યાણક અસાધારણ ગુણો માટે જ ઊજવાય છે.

## જયંતિ અને કલ્યાણકની ભિન્નતા

જ્યારે જયંતિ ઊજવવાનો રિવાજ સર્વસાધારણ થઈ પડેલો છે ત્યારે કલ્યાણક તો જેઓએ ચાર ઘાતીકર્મનો ક્ષય કરી, કૈવલ્યદ્વારા લોકાલોકના ભાવ જાણી, સમદૃષ્ટિથી સર્વ પ્રાણીને તેમ જ દેવાદિને બોધ આપી તીર્થંકરપણું સાર્થક કર્યું હોય તેને માટે જ ઊજવી શકાય છે. જયંતિ અને કલ્યાણક એ બંનેમાં ઉદ્દેશ વિષયક ભિન્નતાવાળો હોવાથી આવી રીતે પ્રત્યક્ષ ભેદ છે. કલ્યાણક ઊજવવાથી શું લાભો થાય છે તે હવે તપાસીએ.

## કલ્યાણક ઊજવવાના પ્રકાર

કલ્યાણકોના મેળાવડા કરવાથી તીર્થંકર મહારાજાઓમાં કયા કયા કૈવલ્યાદિ અસાધારણ ગુણો હતા? તે ગુણો તેઓએ કેવી રીતે મેળવ્યા? તેમનું વર્તન અને કથન કેટલું વિલક્ષણ અને અસાધારણપણે અવિસંવાદી હતું? તે જાણવાનું અને કથનાનુસાર તેનું કેટલેક અંશે અનુકરણ કરવાનું બની શકે છે. હાલના સમયમાં વ્યાપારની પ્રવૃત્તિ વિલક્ષણ હોવાને અંગે અવકાશ બહુ જ અલ્પ મળવાથી હમેશાં ચાલતા પૂજાદિ કાર્યોમાં લાભ લઈ બોધ મેળવવાનું બહુ અલ્પ જીવોથી બની શકે છે, ત્યારે ખુદ પોતાના ઈષ્ટદેવના સદ્‌ગુણો અને તેનું ચારિત્ર જણાવી ઉછરતા જૈનવર્ગમાં આસ્તિકતા જમાવવાને માટે આવા મેળાવડાની જરૂરીઆત સુજ્ઞ જનો જોઈ શકશે.

કલ્યાણક ઊજવવા માટેનો પુરાવો જો કે મૂળ આગમમાં જ છે, છતાં પણ ૧૪૪૪ ગ્રંથકર્ત્તા, જેને થયે લગભગ ૧૫૦૦ વર્ષો વીતી ગયાં છે, તે અસાધારણ વિદ્વાન્ હરિભદ્રસૂરિજી મહારાજ યાત્રાપંચાશકમાં કલ્યાણકનો વિષય કઇ રીતે પોષે છે ? અને અન્ય દિવસનાં ધર્મકૃત્યો કરતાં કલ્યાણકના દિવસે કરાતાં ધર્મ-કૃત્યો પર ગાથામાં 'તુ' શબ્દ લખી કેટલો ભાર મૂકે છે ? અને તે જ ગાથાના ટીકાકાર નવાંગી વૃત્તિકાર અભયદેવસૂરિજી તે ઉલ્લેખનું ચમત્કારિક સ્પષ્ટીકરણ પોતાની ટીકામાં કેવી સરસ રીતે આપે છે ? તે નીચે યાત્રાપંચાશકની ગાથાઓ તેનો સારાંશ આપીને જણાવેલ છે, તે વાંચવાથી સુજ્ઞજનોને સત્ય વસ્તુની સાબિતી થશે.

ટીકા તેના અભ્યાસીએ તે ગ્રંથમાંથી વાંચી લેવી. પંચાશકકાર મહાત્મા શ્રી હરિભદ્રસૂરીશ્વરજી કહે છે કેઃ—

## गाथा

ता रह निक्खवणा दिवि, एए उ दिणे पडुच्च कायव्वं ।
जं एसो खलु विसओ, पहाणमो तीए किरियाए ॥

विसयपगरिसभावे, किरियामेत्तंपि बहुफलं होइ ।
सक्किरिया विहु न तहा, इयरम्मि अवियरागिव्व ॥

तित्थगरे बहुमाणो, अब्भासो तह य जीयकप्पस्स ।
देविंदादि अणुगिती, गंभीरपरूवणा लोए ॥

वण्णो य पवयणस्सा, इयजत्ताए णियमेणं ।
मग्गाणुसारिभावो, जायइ एत्तो च्चिय विसुद्धो ॥

## સંક્ષિપ્ત સાર—

જિનેશ્વરોના કલ્યાણકોના દિવસે રથયાત્રાદિ મહોત્સવો કરવાથી, તેના જોનારા અનેક ભવ્યાત્માઓને તીર્થંકર પર, તેમના શાસન પર અને જિનેશ્વરમહારાજે પ્રરૂપેલા ધર્મ ઉપર ભક્તિ, પ્રેમ અને અનુપમ બહુમાન ઉછળે છે, માટે આસ્તિક જનોએ કલ્યાણકના દિવસે રથયાત્રા, પૂજા, પ્રભાવના આદિ જિન-ભક્તિનાં કાર્યો અવશ્ય કરવાં, કારણ કે અન્ય દિવસોની અપેક્ષાએ કલ્યાણકના દિવસો ધાર્મિક કાર્યો માટે અતિ પ્રશસ્ય છે.

ટીકાકાર મહારાજા ઉપરની હકીકતને પુષ્ટિ આપતાં છતાં એટલું વિશેષ કહે છે કે–કલ્યાણક સિવાયનાં દિવસો અના-ગમોક્ત હોવાથી યથાર્થ પૂર્ણ ફળદાયી થતા નથી, પરંતુ કલ્યાણ-કાદિકના દિવસો ખાસ આગમોક્ત હોવાથી અધિક આરાધનીય છે. તે દિવસે કરેલું થોડું પણ ધર્મકૃત્ય મહાફળદાયી થાય છે.

આ જ હકીકતને પુષ્ટિ આપતાં મૂળ ગ્રંથકાર કહે છે કે–જેમ ઉચિત વૃષ્ટિ આદિના સંયોગે અલ્પ ખેતી પણ અધિક ફળ આપે છે અને ઉચિત વૃષ્ટિ આદિના અભાવે અધિક ખેતી પણ નિરર્થક થાય છે, તેમ ઉત્તમ દિવસોએ કરેલી થોડી પણ ધાર્મિક આરાધના અને દ્રવ્યનો વ્યય ભવ્ય જીવોને અતુલ ફળ આપે છે આ હકીકતને વધારે પુષ્ટ કરતાં ટીકાકાર કહે છે કે–જેમ અવીતરાગ પુરુષમાં ગુણપ્રકર્ષનો અભાવ હોવાથી તે પુરુષને પ્રધાનપણે કલ્પી તેની પૂજા, ઉત્સવાદિ કરવામાં આવે તો તે યથેષ્ટ ફળ આપવામાં અસમર્થ બને છે, તે જ પ્રમાણે કલ્યાણકાદિ શાસ્ત્રોક્ત દિવસોને તજી દઈને અન્ય દિવસે કરાતાં પૂજા, ઉત્સવાદિમાં પોતાની કલ્પનાની મુખ્યતા અને સર્વજ્ઞ

આજ્ઞાનો અનાદર હોવાથી તે ઈચ્છિત ફળદાયક થતાં નથી, તેથી શાસનપ્રેમીઓએ કલ્યાણકાદિ દિવસોએ જ બહુધા પૂજા, પ્રભાવના ઉત્સવાદિ કરવાં કે જેથી સ્વપરને અમોઘ ફળદાયી થાય.

આ હકીકતની પુષ્ટિમાં વળી ગ્રંથકાર મહાત્મા કહે છે કે– જિનેશ્વરોના જન્માદિ કલ્યાણકોના દિવસે અથવા તેવા બીજા શાસ્ત્રોક્ત ઉત્તમ દિવસોએ રથયાત્રા, પૂજા, પ્રભાવના વિગેરે ઉત્સવો કરાય તો તે જોઈને અન્યદર્શનીઓને પણ તીર્થંકરાદિ ઉપર બહુમાન ઉપજે છે અને તેવા તથાવિધ ધર્મસ્નેહદ્વારા પરિણામે સત્યધર્મને પણ પામે છે. પૂર્વપુરુષોએ બાંધેલી પ્રણાલિકાનું અનુકરણ થાય છે. ઇંદ્રાદિક દેવો પણ તે દિવસોએ મહોત્સવાદિ કરે છે, તેથી તેઓના સમ્યગાચારનું પણ અનુકરણ થાય છે. ભવ્ય જીવો તેની સવિશેષ અનુમોદના કરે છે તેથી તેમને માર્ગાનુસારીપણું પ્રાપ્ત થાય છે અને કેટલાએક જીવોનું સમકિત પણ નિર્મળ થાય છે.

આ ઉપરથી સુજ્ઞ જનો સમજી શકયા હશે કે કલ્યાણક સિવાયના દિવસોમાં કરેલાં કૃત્ય અને દ્રવ્યનો સદ્વ્યય ત્યારે જ ઉપયોગી થાય છે કે જ્યારે કલ્યાણકના દિવસમાં ખાસ ધાર્મિક અને શાસનપ્રભાવના અપૂર્વ ઉલ્લાસથી અને અસાધારણ દ્રવ્યવ્યયથી કરવામાં આવે. લૌકિક નીતિ પણ તેવી જ હોય છે. એક સદ્‌ગૃહસ્થ વિનાપ્રસંગે લાખો રૂપીઆ ધામધુમ કરી ખર્ચે અને જ્યારે પોતાને ત્યાં લગ્નાદિ પ્રસંગ આવે ત્યારે કંઇ પણ તેવો વ્યય કરે નહિં તો તે આદરપાત્ર બની શકતો નથી, તેમ જ શાસ્ત્રકારની અપેક્ષાએ કલ્યાણકના દિવસનું સ્મરણ માત્ર પણ ન કરનાર અને તેમાં અપૂર્વ વીર્યોલ્લાસ ન

બતાવનાર અન્ય દિવસમાં ઘણી ધામધુમો તેમ જ રથયાત્રાદિ કરે તો પણ આત્મિક ગુણનો પૂર્ણ લાભ પામી શકતો નથી.

દરેક તીર્થંકર મહારાજના પાંચ પાંચ કલ્યાણક જ હોય છે. 'ચ્યવન, જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ.' વર્તમાન ચોવીશીમાં ૧૨૦ કલ્યાણક ઊજવવાની શક્તિના અભાવે પણ વર્તમાન તીર્થાધિપતિ શ્રી મહાવીર મહારાજાના પાંચ કલ્યાણક તો નાના મોટા દરેક જૈન વસ્તીવાળાં ક્ષેત્રમાં ઊજવવા જ જોઇએ. શ્રી સિદ્ધાચળજીમાં-શ્રી પાલીતાણા શહેરમાં શ્રી મહાવીર ભગવાનના પાંચ કલ્યાણક ઊજવવાની સાથે ગિરિરાજ ઉપર શ્રી ઋષભદેવ ભગવાનનાં પાંચ કલ્યાણક ઊજવવાની આવશ્યકતા હોવાથી નીચે લખ્યા મુજબના દિવસે ઊજવવાં જોઇએ, જેનો લાભ સુજ્ઞજનો પોતાની ઉદારતા દર્શાવી આખી જૈન કોમને આપે. કહેવાની જરૂર નથી કે જ્યારે પોતાના ક્ષેત્રમાં કરેલા દ્રવ્યના સદ્વ્યયનો લાભ બહુળતાએ તે જ ક્ષેત્રવાળાઓ લઇ શકે છે ત્યારે આવા અપૂર્વ તીર્થસ્થળમાં કરેલા સદ્વ્યયનો લાભ અવારનવાર આખી જૈનકોમ લઇ શકે છે.

**કલ્યાણકના દિવસો—**

ઋષભદેવ પ્રભુના પાંચ કલ્યાણકના ચાર દિવસો નીચે પ્રમાણે છે—

જેઠવદિ ૪ ચ્યવન, ફાલ્ગુન વદિ ૮ જન્મ અને દીક્ષા, મહા વદિ ૧૧ કૈવલ્ય, પોષ વદિ ૧૩ નિર્વાણ. મહાવીર પ્રભુના પાંચ કલ્યાણકોના દિવસો આ પ્રમાણે છે-અષાડ શુદિ ૬ ચ્યવન, ચૈત્ર શુદિ ૧૩ જન્મ, કાર્તિક વદિ ૧૦ દીક્ષા, વૈશાખ શુદિ ૧૦ કૈવલ્ય, આશ્વિન વદિ અમાવાસ્યા નિર્વાણ.

શ્રી ઋષભદેવ ભગવાનનાં પાંચે કલ્યાણકો પ્રસંગે શ્રી શત્રુંજય-તીર્થ પરની નવ ટુંકમાં આંગી તેમ જ મોટી ટુંકમાં પૂજા, ભાવના, રથયાત્રા વગેરેની વ્યવસ્થા કરવામાં આવે, તેમ જ શ્રી મહાવીર પ્રભુના પંચકલ્યાણક મહોત્સવ વખતે જાહેર ખબર છપાવી પાલીતાણામાં જે વિદ્વાન્ ત્યાગી મહારાજ બિરાજતા હોય તેમના પ્રમુખપણા નીચે મેલાવડો, ભાષણો તેમ જ આંગીપૂજા ભાવના વગેરે કરવામાં આવે.

મહાનુભાવો ! બુદ્ધના ભક્તોની તથાપ્રકારની વસ્તી હિંદુસ્તાનમાં નહિં છતાં પણ હજારો માઈલોથી આવી તેના ભકતો અત્રે તેની જયંતિ ઊજવવાનો જ્યારે લાભ લે છે ત્યારે જે તીર્થંકરની લાખોની સંખ્યામાં રહેલી ભક્ત કોમ આ જ દેશમાં કલ્યાણક ઊજવવા ઉજમાળ ન થાય, એટલું જ નહિં પણ તે કલ્યાણકના દિવસોનું જ્ઞાન માત્ર પણ ન ધરાવે એ કેટલું શોચનીય છે ! જ્યારે પોતાની જાતની અને પોતાનાં બાલબચ્ચાંઓની વર્ષગાંઠ ઊજવવામાં ઉજમાળપણું રહે ત્યારે આવા અપૂર્વ તીર્થમાં તીર્થાધિરાજ શ્રી ઋષભદેવ ભગવાનની વર્ષગાંઠ અને કલ્યાણકો તેમ જ વર્તમાન શાસનાધિપતિ શ્રી વર્દ્ધમાનસ્વામીના કલ્યાણકો ઊજવવામાં પ્રમાદી રહે, એ શું વિચારણીય નથી ? માટે મહાનુભાવ સદ્ગૃહસ્થો ! ઉપરનો પ્રબંધ વાંચી, તેને સંપૂર્ણ લક્ષ્યમાં લઈ અપૂર્વ વીર્યોલ્લાસથી લાભ લેવા ઉત્સુક બનો, અને તે દ્વારા સ્વ અને પરને જ્ઞાનાદિ ગુણની વૃદ્ધિ કરનારા થાઓ.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૧૧૩ ]



# દશ શ્રાવક કુલક

## આણંદાદિક દશ શ્રાવકોનો સંક્ષિપ્ત અધિકાર.

**વાણિજ્યગ્રામ** નગરમાં **આણંદ** નામે ગૃહસ્થ રહેતા હતા. શિવાનંદા નામની તેની ભાર્યા ( સ્ત્રી ) હતી અને દશ દશ હજાર ગાયોથી બનેલાં ૪ ગોકુળ હતાં. ભંડારમાં, વ્યાપારમાં અને વ્યાજ વિગેરેમાં થઇ એકંદર બાર ક્રોડ સોનૈયાની ઋદ્ધિ હતી. તે વીર પરમાત્માના અંતેવાસી શ્રાવક થયા. સમકિતમૂળ શ્રાવકના બાર વ્રત તેણે પ્રભુ પાસે ઉચ્ચર્યાં હતાં. ૧–૨.

ચંપા નગરીમાં **કામદેવ** નામે સુશ્રાવક થયા. તેને ભદ્રા નામે ભાર્યા હતી. છ ગોકુળ અને અઢાર ક્રોડ સોનૈયાનો તે સ્વામી હતો. ૩.

કાશી મધ્યે **ચુલનીપિતા** નામે પરમ શ્રાવક થયા તેને શ્યામા નામે સ્ત્રી, આઠ ગોકુળ અને ચોવીસ ક્રોડ સોનૈયાની ઋદ્ધિ હતી. ૪.

વળી કાશીમાં **સૂરદેવ** નામે વ્રતધારી શ્રાવક થયા. તેને ધન્યા નામે સુંદરી અને અઢાર ક્રોડ સોનૈયાની ઋદ્ધિ હતી. ૫.

આલંભિકા નગરીમાં **ચુલ્લશતક** નામે શ્રાવક થયા. તેને બહુલા નામે પ્રિયા હતી અને કામદેવ શ્રાવક જેટલી સમૃદ્ધિ હતી. ૬.

કાંપિલ્યપુરમાં **કુંડકોલિક** નામે શ્રાવક થયા. તેને પુષ્પા નામની સ્ત્રી અને કામદેવ સમાન સમૃદ્ધિ હતી. ૭.

પોલા ( સંનિવેશ ) મધ્યે **સદ્દાલપુત્ર** નામે કુંભાર જાતિના

શ્રાવક થયા. તેને અગ્નિમિત્રા નામની ભાર્યા અને ત્રણ ક્રોડ સોનામહોરોની ઋદ્ધિ હતી. ૮.

રાજગૃહી નગરીમાં **શતક** નામે શ્રાવક, આઠ ગોકુલ અને ચોવીશ ક્રોડ સોનામહોરોના સ્વામી થયા. તેને તેર સ્ત્રીઓ હતી. તેમાં રેવતી નામની સ્ત્રી આઠ ક્રોડ અને બાકીની એકેક ક્રોડ સોનામહોર લાવી હતી. ૯.

શ્રાવસ્તી નગરીમાં **નંદનીપ્રિય** શ્રાવક થયા. તેને અશ્વિની નામે સ્ત્રી અને આણંદ શ્રાવક સમાન સમૃદ્ધિ હતી. ૧૦.

સાવથ્થી ( શ્રાવસ્તી ) નગરીના વાસી જે **લાન્તકપ્રિય** નામે પરમ શ્રાવક તેને ફાલ્ગુની નામે સ્ત્રી અને આણંદ શ્રાવક સમાન ઋદ્ધિ હતી. ૧૧.

એ દશે ઉત્તમ શ્રાવકો, અગીયાર પડિમાના ધારક, સમ્યગ્દષ્ટિવંત–સમકિતધારી, દ્વાદશ વ્રતના ધારક અને વીર પરમાત્માના ચરણોપાસક હતા.

**સાર**—અન્ય ભવ્યાત્માઓએ યથાશક્તિ તે સર્વનું અનુકરણ કરવા તત્પર થવું જોઇએ.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૧૯૫ ]

---

## સર્વ જીવોની ઉન્નતિ સંબંધી બે મિત્રોનો સંવાદ.

**રતિલાલ**—મિત્ર સુમતિ ! ચરાચર પ્રાણીવર્ગનો મોટો ભાગ વિવિધ દુઃખથી પીડાતો જણાય છે તેનાથી મુક્ત થઈ તેની ઉન્નતિ થાય એવો સરલ ઉપાય જાણવાની મારી ઇચ્છા છે.

**સુમતિ**—દુઃખીવર્ગ પ્રત્યે ખરી દિલસોજીભર્યાં વર્તનથી તેનાં ઘણાં દુઃખ શમી જઇ શાંત થઇ શકે અથવા તો તે કમી અવશ્ય થઇ શકે. ખરી દિલસોજી બતાવનારને તો ચોક્કસ અગણિત લાભ થાય છે.

**રતિલાલ**—કેવા આચરણ કરવાથી ખરી દિલસોજી બતાવી કહેવાય કે જેથી દુઃખીવર્ગનાં દુઃખ ઉપશમે કે દૂર થવા પામે?

**સુમતિ**—હિતકારી પુણ્યમાર્ગનાં પ્રોત્સાહક વિચાર, મધુર સાત્ત્વિક વચન ( ઉપદેશ ), જાતે કષ્ટ સહન કરીને અથવા સ્વાર્થ તજીને પરોપકાર કરવા પ્રવૃત્તિ સેવવાથી આપણે દુઃખી-વર્ગ પ્રત્યે ખરી દિલસોજી બતાવી તેમનાં દુઃખો ઉપશમાવી અથવા કમી કરી શકીએ.

**રતિલાલ**—જીવને અનેક પ્રકારનાં દુઃખ શાથી સહેવાં પડે છે ?

**સુમતિ**—છતી શક્તિએ અથવા છતી સામગ્રીએ સ્વપર-હિતસાધક પ્રવૃત્તિ નહિં કરવાથી, તેની ઉપેક્ષા કરી, અહિત માર્ગનું ( પાપનું ) સેવન કરવાથી, હિતમાર્ગનું સેવન કર-નારને અંતરાય ( વિઘ્ન ) કરવાથી, અને અહિતમાર્ગને ઉત્તેજન આપવાથી, હિતસ્વી જનોની અથવા કોઇના પુન્ય-કાર્યની નિંદા-અવગણના-હાંસી-મશ્કરી કરવાથી, તથા પાપી જનોની કે તેમનાં પાપકાર્યોની ખોટી પ્રશંસા કરવાથી જીવને પોતાના પરિણામ પ્રમાણે માઠાં-અશુભ કર્મ બંધાય છે, જેથી તેને વિવિધ દુઃખ સહેવાં પડે છે અને તેનો આરો જલદી આવતો નથી.

એવાં અવળાં આચરણ જાણીબૂજીને કરવાનો વખત ન જ આવે અને ફરી ફરી ખોટી ખોટી દંભભરી માફી માગવી ન જ પડે.

આજ સુધીમાં જે જે ધર્મકરણી આત્મલક્ષ વગર કેવળ ગતાનુગતિકપણે અથવા પ્રગટ કે પરોક્ષ પૌદ્ગલિક સુખનીઆશાથી કરી હોય તેને માટે મનમાં પસ્તાવો કરો. હવે પછી આપણી યોગ્યતા પ્રમાણે જે જે ધર્મકરણી કરવામાં આવે તે તે આત્મલક્ષથી જ કરવી, એટલે પ્રથમ તો આપણે ચિન્તામણિ રત્ન સમાન ધર્મની પ્રાપ્તિ માટે આપણામાં પરદોષોપેક્ષારૂપ ગંભીરતા, પંચેંદ્રિય પટુતા, દયા, લજ્જા, સૌમ્યતા, લોકપ્રિયતા, કોમળતા, પાપભીરુતા, અશઠતા, દાક્ષિણ્યતા, માધ્યસ્થતા, ગુણાનુરાગિતા, સત્યપ્રિયતા, સુપક્ષતા, દીર્ઘદર્શિતા, વિશેષજ્ઞતા, વૃદ્ધાનુસારિતા, વિનીતતા, કૃતજ્ઞતા, પરોપકારિતા અને ચંચળતા સાથે કાર્યદક્ષતા જેવા સદ્ગુણોનું જરૂર સેવન કરવું જોઇએ. ત્યારપછી અતિ દુર્લભ સમ્યક્ત્વરત્ન પામવા માટે ઉત્તમ ગુરુનો સમાગમ કરી યથાર્થ તત્ત્વની સમજ સાથે શ્રદ્ધા કરવી જોઇએ. પ્રાણાન્તે પણ તત્ત્વમાં અશ્રદ્ધાનરૂપ મિથ્યાત્વ સેવવું ન જોઇએ. ન્યાય–નીતિ–પ્રામાણિકતાદિક માર્ગાનુસારીપણું મક્કમ મને આદરવું અને અન્યાય–અનીતિ–અપ્રમાણિકતાભરી લાલચોને લાત મારવી જોઇએ. તેમ જ સદ્ગુણી સજ્જનસ્વભાવી સાધર્મી બંધુઓ પ્રત્યે અવિહડ પ્રેમ રાખવો જોઇએ અને તેમને માટે પૂરતો પ્રયત્ન કરવો જોઇએ. નિર્મળ જ્ઞાન–વૈરાગ્યયોગે અનુક્રમે હૃદય એટલું બધું વિશાળ બનાવવું જોઇએ કે આખી દુનિયા સ્વકુટુંબરૂપ જ જણાય. પરમ પવિત્ર પ્રભુના શાસનની પ્રભાવના કહો કે ઉન્નતિ તે આવી જ રીતે થઇ શકશે. કિં બહુના ?

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૩૧૩ ]

# લઘુતા ત્યાં પ્રભુતા, નમે તે પ્રભુને ગમે, નમ્રતામાં જ મોટાઇ.

મગરૂરીથી રાવણ અને દુર્યોધન જેવા નૃપતિઓની ભારે ખુવારી થવા પામી છે અને નમ્રતા દાખવવાથી અનેક ભવ્યાત્માઓનો ઉદ્ધાર થયો છે એ વાત એટલી બધી પ્રસિદ્ધ અને ચોક્કસ છે કે તે માટે વધારે પુરાવાની જરૂર રહેતી નથી. તેમ છતાં શ્રીમત્ ચિદાનંદજી મહારાજે જે એક અદ્‌ભુત પદ તે બાબત રચ્યું છે તે મનન કરવા યોગ્ય હોવાથી તેનો અત્ર ઉલ્લેખ કરવો ઉચિત ધાર્યો છે.

લઘુતા મેરે મન માની, લહી ગુરુગમ જ્ઞાન નિશાની;
મદ અષ્ટ જિનુનેં ધારે, તે દુરગતિ ગયે બિચારે.–લઘુતા૦
દેખો જગતમેં પ્રાની, દુ:ખ લહત અધિક અભિમાની.

ઈત્યાદિક બોધદાયક પદમાંથી ચતુરજનોએ લેવા યોગ્ય સાર એ છે કે કોઇ પણ વસ્તુ ગમે તેવી એકબીજાથી સારી–ચઢિયાતી સાંપડી હોય તો પણ તેનો ભૂલેચૂકે ગર્વ કરવો નહિ, પરંતુ પૂર્વે કરેલાં સુકૃતયોગે જ વસ્તુ પ્રાપ્ત થયેલી જાણી, જ્ઞાનીનાં વચન સાચાં માની, ગુણાધિક તરફ નમ્રતા ધારી, વિશેષ સાવધાનીપૂર્વક સુકૃત કમાણી કરવા લક્ષ રાખ્યા કરવું. તેવે સમયે ફુલાઇ જઇ, મદોન્મત્ત બની, જ્ઞાનીનાં હિતકારી વચનોનો અનાદર કરી, સ્વેચ્છાચારી બનવું નહિં. જે કોઇ અજ્ઞાનવશ જાતિમદ, કુળમદ, રૂપમદ, લાભમદ, ઐશ્વર્યમદ, તપમદ, બુદ્ધિમદ અને બળમદ કરે છે તેમને તેથી કશો લાભ મળતો

**રતિલાલ**—વિવિધ દુઃખ ( તાપ ) સહન કરવાથી સુવર્ણની પેઠે જીવાત્માની શુદ્ધિ થાય ખરી કે નહિં ?

**સુમતિ**—પ્રથમ કરેલાં પાપાચરણવડે સંચેલા કર્મના ઉદય વખતે પ્રાપ્ત થતાં વિવિધ દુઃખોને સમભાવે ( હાયવોય કર્યા વગર–અદીનપણે ) સહન કરી લેવાય, તો તેથી અવશ્ય આત્માની શુદ્ધિ થઈ શકે. અન્યથા ( હાયવોય કરી ખેદ દીનતાદિક દાખવવાથી ) તો તે ઉદય આવેલાં કર્મનાં ફળ ભોગવતી વખતે ફરી પાછાં એવાં જ માઠાં–અશુભ નવાં કર્મ બંધાય છે.

**રતિલાલ**—શું કરવાથી શુભ પુન્યબંધ થાય અને શું કરવાથી અશુભ પાપબંધ થયા કરે ?

**સુમતિ**—કરુણાર્દ્ર હૃદયથી અન્ય જીવોનું હિત કરવા તન, મન, વચન કે ધનનો સદુપયોગ ( પરોપકાર ) કરવાથી પુન્યબંધ થાય છે, અને ઉક્ત હિતમાર્ગની ઉપેક્ષા કરી કઠોરતાથી અહિતમાર્ગમાં જ તેનો દુરુપયોગ ( ગેરઉપયોગ ) કરવાથી પાપબંધ થાય છે.

**રતિલાલ**—અહીંયા પ્રગટ સુખદુઃખ વેદતાં જણાય છે તે જ પૂર્વ સંચેલા શુભાશુભ( પુન્ય–પાપ )નું ફળ પૂરતું છે કે એ ઉપરાંત ભવિષ્યમાં પણ અનેરાં સુખદુઃખ જીવને વેદવાનો પ્રસંગ બીજે ક્યાંય મળે છે ?

**સુમતિ**—અહીંયા જે જે સુખ અનુભવાતાં જણાય છે તેથી અસંખ્યગણાં સુખ સ્વર્ગવાસી દેવોના ભવમાં હોય છે, તેથી પણ અનંતગણાં સુખ મોક્ષમાં વર્ણવેલા છે. વળી દુઃખ પણ અહીં કરતાં નરક નિગોદમાં અનંતગણું જાણી પ્રાણીએ ચેતવું જોઇએ.

[ આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૨૧૫ ]

# વીતરાગ શાસનની રક્ષા અને પ્રભાવના આપણાથી શી રીતે થઇ શકે ?

વહાલા બંધુઓ અને બહેનો !

આપ સહુને નમ્રપણે નિવેદન કરવાનું કે આપણા પૂજ્ય પિતા તુલ્ય શ્રી મહાવીર પ્રભુએ આપણા સહુના એકાન્ત હિતને માટે પોતે પુરુષાર્થવડે અઘોર તપસ્યા સાથે અનેક વિષમ ઉપસર્ગો તથા પરિષહો અદીનપણે સહન કરી, નિર્મળ લેશ્યા–ધ્યાન–અધ્યવસાય-યોગે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્ય–શક્તિ પોતામાંથી જ પ્રગટ કરી, એવી જ આત્મસંપદા પ્રગટ કરવાનો ઉત્તમ ઉપાય પોતાના જ જ્વલંત દૃષ્ટાન્તથી આપણને ઉત્તમ રીતે સિદ્ધ કરી બતાવ્યો છે, એટલું જ નહિ પણ સહુ કોઇને અધિકારીપરત્વે જે સાધનમાર્ગ બતાવ્યો છે તે બધાં સાધનમાં મુખ્યપણે જેમ બને તેમ સ્વચ્છંદતા કહો કે પ્રમાદાચરણ તજીને ઉદ્ધત અશ્વ-સમાન મન–ઇન્દ્રિયને દમી–કબજે કરી ક્ષમા, મૃદુતા, સરલતા અને સંતોષવડે ક્રોધાદિક ચારે કષાયોનો નિગ્રહ કરી, ઉદાર અહિંસાદિક આચરણવડે હિંસાદિક પાપસ્થાનકોનો પરિહાર કરી, આપણાં વિચાર, વાણી અને આચારને શુદ્ધ, પવિત્ર, અવિ-કારી બનાવવાના સતત અભ્યાસવડે વીતરાગદશા પ્રાપ્ત કરવા–(પ્રગટ કરવા)નું જ સાધ્ય–લક્ષ રાખવાનું સૂચવેલું છે. તે અગત્યના મુદ્દાની વાત થોડી વાર આંખો મીચી શાંત રીતે વિચારી જોતાં તમને સત્ય પરમાર્થરૂપ લાગતી જ હોય તો અત્યાર સુધી એથી અવળું આચરણ કર્યું હોય યા કરાવ્યું હોય તેને માટે નિષ્કપટપણે પરમાત્મા પ્રભુ પાસે માફી એવા ભાવે માગો કે ફરી પાછાં

નથી, પણ તેઓ આ ભવમાં નહિ તો અન્ય ભવમાં એ જ વસ્તુની ન્યૂનતા અવશ્ય પામે છે એટલું જ નહિ પણ પરની લઘુતા અને આપણી નકામી બડાઈ કરવાથી ભવિષ્યમાં ભારે વિટંબના થવા પામે છે. જે શુભ સામગ્રીવડે સુકૃત કરણી કરી ભવિષ્ય સુધારી શકાય છે તે પોતાની જ મૂર્ખાઈથી હારી જઈ ફરી પાછી તથાપ્રકારની સુકૃત કરણી કર્યા વગર શુભ સામગ્રી પામી શકતા નથી, એમ સમજી શાણા માણસોએ તેવે પ્રસંગે ફળથી ભરેલા આંબાની જેમ અધિક નમ્રતા જ ધારવી ઉચિત છે.

[ આ. પ્ર. પુ ૧૫, પૃ. ૩૧૪ ]

---

## કથની કથવા માત્રથી શું વળવાનું છે ? રહેણીએ રહેવાથી જ સિદ્ધિ છે.

**રૂડી** રહેણીકરણી વગર કેવળ લોકરંજનાર્થે કથની કરવી નકામી છે; કેમકે તેથી કંઈ વળતું નથી. તેવી લૂખી કથનીની કશી સારી અસર શ્રોતા ઉપર ભાગ્યે જ થવા પામે છે. વધારામાં તો તે વખતે તેવી લૂખી કથની કરનારા વાયડામાં ખપે છે, તેથી જ જ્ઞાની પુરુષો પ્રથમ પોતાની જ જાતને સુધારી લેવા ભારપૂર્વક કહે છે; કેમકે તેથી જ પોતાને તેમ જ પરને લાભ થઇ શકે છે. જેની રહેણીકરણી રૂડી હોય છે તેનાં વચનનો પ્રભાવ બીજા ઉપર સારો પડી શકે છે. વખતે તે મૌન ધારણ કરે છે, તો પણ તેનું રૂડું ચારિત્ર–આચરણ દેખી લોકો તેનું અનુકરણ કરતાં શીખે છે. તેથી જ શ્રીમદ્ હેમચંદ્રસૂરીશ્વર જેવા સમર્થ પુરુષે ઠીક જ કહ્યું છે કે–**'જે કોઈ અન્ય જનોને કોરી શિખામણ દેવામાં જ ચતુર હોય તેમને માણસની**

**પંક્તિમાં જ કોણુ ગણે છે? જે કોઇ પોતાની જાતને જ રૂડી શિખામણુ દઈ સુધારી શકે છે તેમને જ ખરા માણુસની પંક્તિમાં અમે લેખીએ છીએ.'** મતલબ કે **परोपदेशे पांडित्यं** બતાવવાથી આપણું કશું વળે એમ નથી.

પોતાની જાતને જ (પોતાને જ) પ્રથમ કેળવી સદ્‌ગુણી બનાવી લેવાથી જ પોતાનું તેમ જ પરનું હિત થઇ શકે છે. ચિદાનંદજી મહારાજે એવા જ ઉત્તમ આશયથી '**કથની કથે સહુ કોઇ, રહેણી અતિ દુરલભ હોઇ**' ઇત્યાદિ બોધદાયક પદ પ્રકાશેલું છે. તે પદ વાંચી–વિચારી સુજ્ઞજનોએ વધારે બોલવાની ટેવ તજી દઇને રહેણીએ રહેવાની ટેવ પાડવી જરૂરની છે. વગરજરૂરનું કે રસાસ્વાદ વગરનું લૂખું બોલવું બીજાને ગમતું નથી, તેથી તે હિત પણુ કરી શકતું નથી. કેવળ તે કષ્ટ–શ્રમરૂપ જ થાય છે. ખરા અનુભવી પુરુષો જે સત્ય અનુભવનું ગાન કરે છે તેની સહૃદય જનો ઉપર જાદુઈ અસર થવા પામે છે. જે દેશ કે સમાજમાં મિથ્યાડંબરી ઓછા અને સત્યનિષ્ઠાવાળા અધિક હોય છે તે દેશ કે સમાજનો ઉદય થયા વગર રહેતો નથી. એથી ઊલટું જે દેશ કે સમાજમાં મિથ્યાડંબરી (ખોટો બકવાદ ને ઢોંગ કરનારા) વધારે અને સત્યનિષ્ઠાવાળા ઓછા હોય છે તે દેશ કે સમાજની અધોગતિ (પડતી) પણુ થયા વગર રહેતી નથી. કોઈ પણુ **ન્યાયાધીશ કરતા ધર્મોપદેશકની જવાબદારી ઓછી નહિ પણુ અધિક છે.** તેમણે પોતે દેખાવમાત્રથી જ નહિ પણુ અંતરથી શુદ્ધ સદ્‌ગુણી બનીને જ અન્યને તેવા થવા શિખવવાનું છે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૩૧૫ ]

## રોગી તથા નિરોગી થવાનાં કારણ સમજી, નિરોગી જીવન ગુજારવાનું આપણા ભાઇબહેનો કયારે શીખશે ?

પ્રકૃતિ વિરુદ્ધ આહારવિહારાદિકનું સેવન કરવાથી કે પ્રકૃતિ વિરુદ્ધ વર્તન કરવાથી શરીરનું આરોગ્ય લથડે છે-બગડે છે અને પ્રકૃતિને અનુકૂળ ખાનપાન, વિહારાદિક સેવન કરવાથી કે અનુકૂળ વર્તન કરવાથી શરીરનું આરોગ્ય સચવાય છે અને વધે છે. શરીર, ઈન્દ્રિય કે મન સહન કરી શકે એટલી અનુકૂળ કાર્યપ્રવૃત્તિ સેવવાથી શરીરાદિકની સુખાકારી જળવાઇ રહે છે-તેમાં પ્રાયઃ કશી સ્ખલના થતી નથી, પરંતુ તે દરેકને જરૂરજોગી પ્રવૃત્તિ તજી શૂન્ય આળસુ થઇ રહેવાથી અથવા પ્રમાણાતીત-ગજા ઉપરાંત કાર્યપ્રવૃત્તિ સેવવાથી પ્રથમ પ્રાપ્ત થયેલી સુખાકારી ( આરોગ્ય ) ગુમાવી દેવાય છે અને દુઃખદાયક અનારોગ્ય પેદા થાય છે. શરીરાદિકને જરૂરનાં સ્વચ્છ હવા-પાણીનું સેવન કરવાથી તેમ જ પુષ્કળ સૂર્યપ્રકાશ જેમાં આવી શકે એવા સ્થળમાં વાસ કરવાથી શરીર આરોગ્ય સુખ-પૂર્વક સચવાય છે અને તેની ઉપેક્ષા કરવાથી શરીરનું આરોગ્ય લથડે છે, જે પાછું પ્રાપ્ત કરવું મુશ્કેલ પડે છે. પ્રકૃતિને અનુકૂળ, પરિમિત, સુખે પચી શકે એવું હલકું અને સાત્વિક ખાનપાન નિયમિત વખતે રુચિપૂર્વક લેતાં સ્વચ્છતાનો નિયમ સાચવીને ચાલતાં પ્રાપ્ત થતી શક્તિનો કલ્યાણ માર્ગે સદુપયોગ કરવામાં આવે તો તેથી શરીરનું આરોગ્ય સારી રીતે જળવાઇ રહે છે એટલું જ નહિં પણ એથી ધાર્યું કામ પાર પાડી શકાય છે. એથી ઊલટા પ્રકૃતિ વિરુદ્ધ, અપરિમિત (માપ વગર), ભારે, રજો, તેમજ તમોગુણ વધારે એવાં મલિન ખાનપાન કરવાથી,

અનિયમિત રીતે રુચિ વગર લેવાથી અનેક વાર આરોગ્ય બગડે છે, જેને પરિણામે મન ઢીલું પડી જતાં કશું ધારેલું કામ પાર પડી શકતું નથી. એક બીજાએ બોટેલાં–એઠાં કરેલાં, સડેલાં કે કોહેલાં ખાનપાન કરવાથી શરીરમાં અનેક પ્રકારના રોગ–વ્યાધિઓ પેદા થાય છે. પ્રથમનું ખાધેલું કે પીધેલું પચે નહિ ત્યાં સુધી બીજું કશું ખાવુંપીવું જોઇએ નહિ. પ્રથમનું પચ્યા પહેલાં કરેલું ખાનપાન ઘણું નુકસાન કરે છે.

ખરી તૃષા લાગે ત્યારે જ જળપાન કરવું અને ભૂખ લાગે ત્યારે જ ભોજન કરવું ગુણકારી થાય છે. તૃષા લાગે ત્યારે ભોજન અને ભૂખ લાગે ત્યારે જળપાન કરવું એ લાભને બદલે નુકસાન કરે છે. તાપમાં તપીને આવેલને તરત ઠંડું ખાવું કે પીવું નુકસાનકારક છે. ઠંડા જળથી સ્નાન કરેલને ગરમ ખાનપાન અને ગરમ જળથી સ્નાન કરેલને ઠંડું ખાનપાન તરત કરવું હાનિકારક છે પ્રકૃતિને બગાડનાર છે.

દૂધ જેવી પ્રવાહી વસ્તુને પણ કઠણ વસ્તુની જેમ ચાવી ચાવીને ગળે ઉતારવી અને કઠણ વસ્તુને પુષ્કળ ચાવી ચાવીને રસરૂપ કરીને પછી જ ગળે ઉતારવી, જેથી જઠર ઉપર બોજો થાય નહિ.

શરીરનું આરોગ્ય સાચવી રાખવા શુદ્ધ હવા, પાણી તથા પ્રકાશની ખાસ જરૂર છે. તેવા જ સ્થાનમાં રહેવાનું પસંદ કરવું કે જ્યાંનાં હવા, પાણી અશુદ્ધ થયેલાં ન હોય તેમ જ સૂર્યાદિકનો પ્રકાશ પૂરતા પ્રમાણમાં આવી શકતો હોય, જેથી ચૈતન્યમાં સહજ જાગૃતિ રહે. વિચાર, વાણી અને આચારની પવિત્રતા કહો કે મન, વચન, કાયાની નિર્મળતા સાચવવારૂપ બ્રહ્મચર્ય પાળવાવડે સ્વવીર્યનું રક્ષણ કરી તેનો કાળજીથી સદુપયોગ

કરવો ખાસ જરૂરનો છે. પોતાના, પોતાની પ્રજાના, કુટુંબના, જ્ઞાતિના, સમાજના, તેમ જ દેશના હિત-શ્રેય-કલ્યાણાર્થે દરેક હાનિકારક રીતરિવાજ તજવા અને લાભદાયક રીતરિવાજ આદરવાની ખાસ જરૂર છે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૨૯૮. ]

---

## અવંચક યોગથી ક્રિયાઅવંચકતા અને ક્રિયાઅવંચતાથી અવંચક ફળપ્રાપ્તિ અવશ્ય થાય છે.

અવંચક યોગ એટલે કપટ વગરનાં સરલતાવાળાં મન, વચન, કાયા અથવા વિચાર, વાણી અને વર્તન; શાસ્ત્ર અવિરુદ્ધ વિચાર, વચન-ઉચ્ચાર તેમ જ તેવું જ આચરણ; આપમતિવાળું-સ્વચ્છંદતાભર્યું કશું જ નહિ, પણ શુદ્ધ અંતઃકરણદ્વારા પ્રેરિત અથવા શાસ્ત્રસાપેક્ષતાવાળું બધું કરવાનું હોય તે. જેવું મનમાં (વિચારમાં) તેવું જ વાણીમાં અને તેવું જ વર્તનમાં હોય એટલે સરલ-અકુટિલ મન, વચન, કાયાનું પ્રવર્તન-આવા પ્રકારનાં સરલ-અવિરુદ્ધ મન, વચન, કાયાના પ્રવર્તનથી જે ક્રિયા-કરણી કરાય તે ક્રિયા-કરણી પણ અવંચક એટલે સાચી-હિતકારી-કલ્યાણ કરનારી સમજવી. એ ક્રિયા-કરણી આત્માનું બગાડનારી નહિ પણ સુધારનારી, સદ્‌ગતિદાયિકા કે પરમાનંદપ્રાપિકા થઈ શકે છે. એવી ક્રિયા તે તદ્‌હેતુ અને અમૃત ક્રિયા કહેવાય છે. બાકીની બીજી વિષ, ગરલ અને અન્યોન્યાનુષ્ઠાન ક્રિયા કેવળ આ લોકના દૃષ્ટસુખને માટે કે પરલોકના દેવાદિકના સુખને માટે કે એક બીજાની દેખાદેખીથી ગતાનુગતિકપણે તે તે ક્રિયા તેનાં ફળ પ્રયોજનાદિક સમજ્યા વગર કે સમજવાની દરકાર કર્યા વગર જ

કરવામાં આવે છે. આ રીતની ક્રિયાજડતાથી આત્માનું કંઈ વાસ્તવિક હિત થવા પામતું નથી; તેથી જ તેવી તુચ્છ ક્રિયા કેવળ અલ્પ ફળવાળી જાણીને તજવા અને ઉપરોક્ત તદ્ધેતુ અને અમૃત ક્રિયા વિશિષ્ટ ફળદાયિકા જાણીને આદરવા પરમ-પુરુષોએ ઉપદેશ્યું છે.

જે આત્મા તરફ લક્ષ રાખી, આત્માને જ નિર્મળ (કર્મરહિત) કરવા, રાગ, દ્વેષ અને મોહાદિક બંધનથી મુક્ત કરવા એટલે જન્મ, જરા, મરણાદિક અનંત દુઃખમાંથી છૂટકારો કરવા અવંચક યોગથી શાસ્ત્રોક્ત ક્રિયા કરવામાં આવે તે જ સાચી હિતકારી કરણી હોવાથી તેનું ફળ પણ શાસ્ત્રોક્ત સાચું હિત–શ્રેય–કલ્યાણ કરનારું થવા પામે છે.

પરમાત્મદશાને પ્રાપ્ત થયેલા વીતરાગ પ્રભુની એકાન્ત હિત-વાણી જેમને અંતરમાં રુચી હોય તે ગમે તો રાજા, પ્રધાન, શેઠ, શાહુકાર કે રંક સેવક હોય, શ્રીમંત કે નિર્ધન હોય, પંડિત કે અપંડિત હોય, સુખી કે દુઃખી હોય, પુરુષ કે સ્ત્રી હોય, દેવ, દાનવ, માનવ કે તિર્યંચ હોય તે સરલ સ્વભાવે મન, વચન, કાયાની શુદ્ધિથી પોતપોતાની યોગ્યતાનુસારે શાસ્ત્રોક્ત કરણી કરવા પ્રયત્ન કરે છે અને રાગદ્વેષાદિક બંધન દૂર કરીને અંતે પરમપદ પ્રાપ્ત કરી શકે છે.

આનો ફલિતાર્થ એ છે કે સત્ય સુખના અર્થી દરેક ભવ્યાત્માએ પ્રથમ તો ચિન્તામણિરત્ન સમાન ધર્મની પ્રાપ્તિ માટે અક્ષુદ્રતા–ગંભીરતાદિક ઉત્તમ ૨૧ ગુણોનો અભ્યાસ કરવો જોઇએ. ઉત્તમ પ્રકારની મૈત્રી, પ્રમોદ, કરુણા અને ઉપેક્ષા યા માધ્યસ્થ્યરૂપ ભાવનાચતુષ્ટયનું સદા ય સેવન કરવું જોઇએ.

ન્યાયસંપન્ન વિભવ, વડીલ જનની સેવા તથા કામ, ક્રોધ, મોહ, મદ, મત્સર અને લોભાદિ દોષનો જય વગેરે માર્ગાનુસારીપણાને મક્કમ રીતે વળગી રહેવું જોઇએ. મિથ્યાત્વ, અવિરતિ વિષય, કષાય, આળસ અને વિકથાદિક પ્રમાદ શત્રુનો સાવધાનપણે પરાભવ કરવો જોઈએ. તત્ત્વાર્થશ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વનું સેવન કરવું જોઈએ. સર્વજ્ઞોક્ત શાસ્ત્રનો અભ્યાસ કરવો, નિજ ઇન્દ્રિય-સમૂહને સ્વચ્છંદપણે ફરવા નહિ દેતાં તેને કબજે રાખી ઉત્તમ પ્રકારની ક્ષમા, મૃદુતા–નમ્રતા, સરલતા અને સંતોષ સહિત યથાયોગ્ય સંયમમાર્ગનું આરાધન કરવું. સુખ, દુઃખ, માન, અપમાનાદિક પ્રસંગે હર્ષ ખેદ નહિ કરતાં સમભાવે રહેતાં શીખવું. શ્વાનવૃત્તિ તજી સિંહવૃત્તિ આદરવી. કોઈના ઉપર નકામો રોષ કે તોષ નહિ કરતાં લાભાલાભમાં અન્યને નિમિત્ત માત્ર લેખવા. જન્મ, મરણનાં કે કર્મનાં બંધન તોડવા માટે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપનું પ્રમાદરહિતપણે સેવન કરવું. સદ્‌ગુરુનો દુર્લભ યોગ પામીને તેમની પવિત્ર આજ્ઞાનું અખંડ પાલન કરવા ઉદ્યુક્ત રહેવું. થોડા પણ પ્રમાદાચરણથી પોતાની બધી બાજી બગડી જાય તેવું આચરણ નહિ કરતાં એક શ્રેષ્ઠ વીરપુત્ર તરીકે સ્વકર્ત્તવ્યનિષ્ઠ થઈ રહેવું.

[ આ. પ્ર. પુ. ૧૫, પૃ. ૨૯૯. ]



# ઇન્દ્રિયાદિ વિકાર-નિરોધ કુલકની સરલ વ્યાખ્યા.

( વિષયકષાયવશ અંધ બની અકૃત્ય કરનાર જીવોને ખાસ બોધ લેવા લાયક )

૧. રાજ્યાદિક ભોગ ( સુખ ) મેળવવા આતુરતાવાળા જીવો આર્ત્તધ્યાનવશ મરીને તિર્યંચગતિમાં ઉપજે છે, અને જાતિમદવડે છકેલા જીવો મરીને કૃમિ-કરમીયાં જેવી ક્ષુદ્ર જાતિમાં ઉપજે છે.

૨. કુળમદને કરનારા હોય તે શિયાળરૂપે અને રૂપમદ કરનારા ઉંટ વિગેરેની યોનિમાં જઇ ઉપજે છે; તેમ જ બળ-મદ કરનારા જીવો પતંગીયા અને બુદ્ધિમદ કરનારા જીવો કૂકડાપણે અવતરે છે.

૩. ઋદ્ધિમદ કરનારા શ્વાનાદિપણે, સૌભાગ્યમદ કરનારા સર્પ અને કાગડાદિરૂપે, તથા જ્ઞાનમદ કરનારા બળદપણે અવતરે છે. એ રીતે આઠે પ્રકારના મદ પરિણામે અતિ દુષ્ટ છે, એમ સમજીને સુજ્ઞજનો મદનો ત્યાગ કરી નમ્રતા ધારણ કરે છે.

૪. ક્રોધી, તામસી વૃત્તિવાળા જીવો અગ્નિકાયમાં એકેન્દ્રિય-પણે, માયાવી-કપટવૃત્તિવાળા જીવો બગલાપણે અને લોભી-લાલચુ જીવો ઊંદરપણે ઉપજે છે. એમ કષાયોવડે બાપડા જીવો ભવભ્રમણ કર્યા કરે છે.

૫. મનદંડવડે જીવો દુષ્ટ મન-પરિણામવાળા તંદુલીયા મચ્છપણે ઉપજે છે અને વચનદંડવડે શુક-પોપટ, તેતર અને લાવરાં વિગેરે પક્ષીપણે ઉપજીને વધ-બંધનોને પામે છે.

૬. કાયદંડવડે જીવો ઘાતકી એવા મહામચ્છ ( મગર-

મચ્છ) અને મંજારપણે ઉપજે છે, અને ત્યાં પણ એવાં અઘોર પાપ કરે છે કે જેથી તે ત્યાંથી મરીને નરકગતિમાં જાય છે.

૭. સ્પર્શઇન્દ્રિયના વિકારથી જીવો જંગલમાં ભૂંડપણે અવતરે છે. જીભની લોલુપતાથી વાઘપણે અને ઘ્રાણવશ બનેલા જીવો સર્પજાતિમાં જન્મ લે છે.

૮. ચક્ષુવિકારવશ જીવો પતંગીયાં અને શ્રવણદોષવશ જીવો હરણીયાં થાય છે. અને એ પાંચે પાછાં ઇન્દ્રિયોના વિકારવડે મૃત્યુવશ થાય છે.

૯. જેમાં વિષય-વૈરાગ્ય, કષાયત્યાગ, ગુણો ઉપર અનુરાગ-પ્રીતિ અને શુભ કરણીમાં અપ્રમાદ-ઉદ્યમ-પુરુષાર્થ જાગૃત હોય તેજ ધર્મ જગતમાં શિવસુખદાયક-શાશ્વત સુખને આપનારો હોઇ ખાસ આદરવા યોગ્ય છે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૨૪૦. ]

---

## ઇરિયાવહીય કુલક-વ્યાખ્યા.

૧. ભવ્યજનોરૂપી ભ્રમરોવડે સદા ય સાદર-અત્યંત પ્રેમ ભક્તિભાવે સેવાયેલા શ્રી વર્ધમાન પ્રભુના ચરણકમળને પ્રણમી-પ્રણામ કરીને ચારે ગતિની સમસ્ત જીવયોનિઓ એટલે જગતના જીવમાત્રને ખમાવવા માટે જેમ શ્રુત-સિદ્ધાંતમાં સાંભળ્યું છે તેમ કુલક રચનારૂપે વર્ણવું છું.

૨. સાત નરકના નારક જીવો પર્યાપ્તા અને અપર્યાપ્તા ભેદે નિશ્ચે ચૌદ પ્રકારના હોય છે. તેમ જ પૃથ્વી, અપ્, તેઉ, વાયુ અને વનસ્પતિ એ પાંચ સૂક્ષ્મ અને સ્થૂલ ભેદે દશ પ્રકારના હોય છે.

૩. વળી તે દશ ભેદ પર્યાપ્તા અને અપર્યાપ્તારૂપે વીશ પ્રકારનાં થાય છે, તથા પર્યાપ્ત અને અપર્યાપ્ત એવા બે ભેદ પ્રત્યેક વનસ્પતિના ભળવાથી એકેન્દ્રિયના એકંદર બાવીશ ભેદો થાય છે. વળી બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય એ ત્રણ પર્યાપ્તા અને અપર્યાપ્તા મળીને છ પ્રકારના હોઇ શકે છે.

૪. જલચર, થલચર, ખેચર, ઉરપરિસર્પ અને ભુજપરિસર્પ, એ પાંચે સંજ્ઞી અને અસંજ્ઞી હોઇ તિર્યંચ પંચેન્દ્રિય જીવોના દશ ભેદ થાય છે. તે દશના પણ પર્યાપ્ત અને અપર્યાપ્ત ભેદવડે વીશ પ્રકાર થાય છે. એ રીતે તિર્યંચ ગતિના બધા મળીને અડતાલીશ ભેદ થાય છે.

૫. સુવિશાલ એવી પંદર કર્મભૂમિના તથા સુખકરી એવી ત્રીશ અકર્મભૂમિના અને છપ્પન્ન અંતર્દ્વીપના—એ બધા મળીને એકસો ને એક મનુષ્યોના સ્થાન--ભેદ છે.

૬. તેમાં ગર્ભજ મનુષ્યો પર્યાપ્તા અને અપર્યાપ્તા હોઈ બસો બે ભેદ, તથા તેમના વમન, પિત્તાદિક અશુચિમાં ઉત્પન્ન થતા અપર્યાપ્તા અસંજ્ઞી (સંમૂર્છિમ) મનુષ્ય પંચેન્દ્રિય ૧૦૧ ભેદે હોય છે એટલે એ બધા મળીને મનુષ્યના ત્રણસો ત્રણ ભેદ થાય છે.

૭. ભુવનપતિની દશ નિકાયોના દશ ભેદ, પરમાધામીના પંદર ભેદ, તિર્યક્જૃંભક દેવના દશ ભેદ, વ્યંતર—વાણ-વ્યંતરના સોળ ભેદ, ચર—ચાલતા અને સ્થિર એવા ( અઢી દ્વીપ સમુદ્ર અંતર્ગત અને તે બહારના ) ચંદ્ર, સૂર્ય, ગ્રહ, નક્ષત્ર અને તારાના દશ ભેદ.

૮. કિલ્બિષ દેવના ત્રણ ભેદ, વૈમાનિકના બાર ભેદ, નવ-

ગ્રૈવેયકના નવ ભેદ, તેમજ લોકાન્તિક દેવોના નવ ભેદ, અને અનુત્તરવાસી ઉત્તમ દેવોના પાંચ ભેદ–તે બધા ય મળીને દેવ-દેવી યુક્ત દેવોના નવાણુ ભેદ થાય છે.

૯–૧૦. તે બધા ભુવનપતિ, વ્યંતર, જ્યોતિષ્ અને વૈમાનિક પર્યાપ્તા અને અપર્યાપ્તા મળીને એકસો અઠાણુ ભેદ દેવતાના થયા. તેમાં પૂર્વલા નરક, તિર્યંચ અને મનુષ્યોના ભેદ મેળવતાં બધા મળીને ૫૬૩ જીવભેદ થયા. તે ૫૬૩ ભેદોને 'અભિહયાદિ' દશ ભેદવડે ગુણ્યા ત્યારે ૫૬૩૦ થયા. તેને 'રાગ અને દ્વેષ' એ બે પદવડે ગુણતાં ૧૧૨૬૦ થયા. તેને 'મન, વચન અને કાયા' એ ત્રણ પદવડે ગુણતાં ૩૩૭૮૦ ભેદ થવા પામ્યા.

૧૧. તેને 'કરવુ, કરાવવું અને અનુમોદવું' એ ત્રણ પદવડે ગુણતાં ૧૦૧૩૪૦ ભેદ થયા. તેને 'અતીત, અનાગત વર્તમાન' એ ત્રણ કાળે ગુણતાં બધા મળીને ૩૦૪૦૨૦ ભેદ ઇર્યાપથિકી સંબંધી થયા.

૧૨. ઉપર જણાવ્યા મુજબ ચારે ગતિ મધ્યે જે જીવો કર્મના ઉદય અનુસારે નવનવી ( ભિન્ન ભિન્ન ) યોનિઓમાં ઉપજેલા હોય તે સર્વ જીવોને, મસ્તક ઉપર બે હાથ ચઢાવી બહુ બહુ પરે ( ત્રિવિધે ત્રિવિધે ) ખમાવું છું; એટલે તેમના પ્રતિ જે કંઇ પ્રતિકૂળ આચરણ મારા જીવે કયારે પણ કોઇ પણ રીતે કરેલું હોય તેનો મિચ્છાદુક્કડં દઉં છું.

૧૩. એ રીતે મોક્ષ મેળવવાને લાયક એવા જે ભવ્ય જીવો, શુદ્ધ મનથી–શુદ્ધ અંત:કરણથી જગતના સમસ્ત જીવો પ્રત્યે થયેલા કોઇપણ પ્રકારના અપરાધ ( મનનો

આમળો મૂકીને ) બહુ બહુ પ્રકારે ખમાવે છે-માફી માગે છે-મિચ્છામિદુક્કડં આપે છે ( અને ઉપલક્ષણથી પોતે પણ તેમના તરફથી થયેલા કોઈપણ પ્રકારના અપરાધની માફી પોતાનું કર્ત્તવ્ય સમજીને ઉદાર-દિલથી આપે છે અને એ રીતે સમભાવ આદરી અરસપરસના દિલ ચોખ્ખાં કરે છે ) તે મહાનુભાવો ભવદુઃખ છેદી, દિવ્ય-દેવતાઇ સુખ પામીને અંતે મોક્ષનગરીનું એકાન્તિક અને આત્યંતિક ( અક્ષય અને અવ્યાબાધ ) સુખ અવશ્ય મેળવે છે.

સારબોધ—સુખના અર્થીજનોએ આળસ-પ્રમાદ તજી, વિવેક-જાગૃતિ રાખવા પ્રયત્ન કરવો જોઇએ.

[આ. પ્ર. પુ. ૧૬. પૃ. ૨૪૧]

---

## સાધુ-નિર્ગ્રંથ યોગ્ય ચરણસિત્તરી અને કરણસિત્તરી.

પાંચ મહાવ્રત-અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય તથા અસંગતા; દશવિધ શ્રમણ ધર્મ-ક્ષમા, મૃદુતા, સરલતા, સંતોષ, તપ, સયમ, સત્ય, શૌચ ( આંતરશુદ્ધિ ), અપરિગ્રહ અને બ્રહ્મચર્ય; સપ્તદશવિધ સંયમ, (૫ ઇન્દ્રિય સંયમ, ૪ કષાય સંયમ ૩ યોગ સંયમ અને ૫ અવ્રત સંયમ, ) અરિહંતાદિક સંબંધી દશવિધ વિનય વૈયાવચ્ચ; નવવિધ બ્રહ્મગુપ્તિઓ-બ્રહ્મચર્યની નવ વાડો; જ્ઞાનાદિક ત્રિક-સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્ર; ૬ બાહ્ય અને ૬ અભ્યંતર દ્વાદશવિધ તપ અને ક્રોધાદિક ચાર કષાયનો નિગ્રહ એ ચરણસિત્તરીના (૭૦) તથા

ચાર પ્રકારની પિંડવિશુદ્ધિ; પાંચ સમિતિ; અનિત્યાદિક

(૧૨) દ્વાદશ ભાવના; સાધુ યોગ્ય (૧૨) દ્વાદશ પડિમા; શ્રોત્રાદિક પાંચ ઇન્દ્રિયનિરોધ; પંચવિંશતિ (૨૫) પ્રતિલેખના-૨૫ પડિલેહણા, ત્રણ ગુપ્તિઓ અને દ્રવ્ય, ક્ષેત્ર, કાળ તથા ભાવરૂપ ચાર પ્રકારના અભિગ્રહ-એ રીતે ૭૦ ભેદ કરણસિત્તરીના જાણવા. મૂળગુણવિષયક ચરણસિત્તરી તથા ઉત્તરગુણવિષયક કરણસિત્તરી જાણવી. આટલી વાત સંક્ષેપરુચિને માટે જણાવી છે. બાકી વિસ્તારના અર્થીજનોએ ગ્રંથાંતરથી યા ગુરુગમથી તે સંબંધી બોધ મેળવવો અને આત્માર્થીએ બની શકે તેટલું તેને અનુસરવા લક્ષ રાખવું.

[અ. પ્ર. પુ. ૧૬ પૃ. ૧૩૯]

---

## શ્રી ગૌતમકુલકનાં સુવર્ણ વાકયો.

(સંક્ષેપરુચિ જીવોને બોધ લેવા લાયક શિક્ષાવચનોનો સંગ્રહ)

૧. લોભી જનો અર્થ-દ્રવ્ય ઉપાર્જન કરવામાં જ (સદા) લુબ્ધ-તત્પર રહે છે.

૨. મૂઢ-અજ્ઞાન-મોહાકુળ જનો કામભોગ સેવવામાં જ મગ્ન રહે છે.

૩. પંડિત-ચતુર-વિવેકી જનો ક્ષમા-ધર્મ સાચવવા અને વૈર-વિરોધને સમાવી સુખશાંતિમાં જ તત્પર હોય છે.

૪. અને મિશ્ર જનો ધર્મ, અર્થ અને કામ એ ત્રણેનું યથાયોગ્ય સેવન કરે છે.

૫. જ્ઞાની-વિવેકી તેજ કે જે વૈર-વિરોધ-કલેશ-કુસંપ ઈર્ષ્યા-અદેખાઈથી દૂર રહે.

૬. સંત–સુસાધુ તે જ કે જે શાસ્ત્ર–મર્યાદા (દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ)ને અનુસરી ચાલે.

૭. સત્ત્વ–શક્તિવંત તે જ કે જે સ્વ ઉચિત કર્ત્તવ્યધર્મ–(Duty) થી ન ચૂકે.

૮. ખરા નિઃસ્વાર્થ બંધુ તે જ કે જે કષ્ટ વખતે પડખે ઊભા રહીને સહાય કરે.

૯. ક્રોધ–કષાયથી અંધ બની ગયેલા જીવો સુખ–શાંતિ મેળવી શકે નહિ.

૧૦. મિથ્યાભિમાનને વશ થયેલા જીવો અંતે શોક–સંતાપને જ પામે.

૧૧. કપટી માણસોને પારકી તાબેદારી, ઓશીયાળી યા ખુશામત જ કરવી પડે.

૧૨. અતિલોભી અને લાલચુ જીવો (કમોતે મરી) નીચી નરકગતિમાં જાય.

૧૩. ક્રોધ–કષાય જીવને ભવોભવ સંતાપે છે તેથી એ જ ઉગ્ર હલાહલ વિષ છે.

૧૪. ભવ્યાત્માને ભવોભવમાં સુખશાન્તિ કરે છે તેથી અહિંસા ( દયા ) જ ખરું અમૃત છે.

૧૫. કટ્ટો દુશ્મન દુઃખ આપી ન શકે એવું દુઃખ અભિમાન આપે છે તેથી અભિમાન જ ખરો શત્રુ છે.

૧૬. ગમે તેવા સંકટમાંથી છોડાવી ઉદ્યમ સુખ સાથે ભેટાડે છે તેથી ઉદ્યમ જ ખરો મિત્ર છે.

૧૭. માયાજાળમાં પડવું, પરવંચના કરવી એથી જ દુર્ગતિનો ભય ઉદ્ભવે છે. ખાડો ખોદે તે જ પડે.

૧૮. પ્રિય અને હિતરૂપ થાય એવું જ સત્ય, સ્વપર-કલ્યાણાર્થીએ સદા ય સેવવા યોગ્ય છે.

૧૯. સઘળાં દુઃખ, લોભમાંથી જ પેદા થતાં હોવાથી લોભ-તૃષ્ણાને જ દુઃખરૂપ કહેલ છે.

૨૦. સમગ્ર સુખો સંતોષમાંથી જ, પેદા થતાં હોવાથી, સંતોષને જ સુખરૂપ કહેલ છે.

૨૧. સૌમ્ય, શાન્ત પ્રકૃતિવાળા સુવિનીત ( સદ્ગુરુને દરેક રીતે પ્રસન્ન કરનાર ) શિષ્યને બહુ સારી બુદ્ધિ ઉપજે છે.

૨૨. ક્રોધી, કષાયી અને દુરાચારી સ્ત્રીપુરુષનો અપજશ ચોતરફ ફેલાય છે.

૨૩. નિરાશાવાદી–હતાશ–નિરુદ્યમી જીવને નિર્ધનતા ભેટી પડે છે.

૨૪. સદુદ્યમી–પુરુષાર્થવંત જીવને દ્રવ્ય અને ભાવ લક્ષ્મી વરે છે–તે ધનાઢ્ય થાય છે, એટલું જ નહિ પણ સદ્ગુણી બને છે અને પોતાના સમાગમમાં આવતા દરેક ભવ્યાત્માઓને દ્રવ્યભાવથી સુખી બનાવી શકે છે.

૨૫. જે કૃતઘ્ન–વિશ્વાસઘાતી હોય તેને મિત્રો તજી જાય છે.

૨૬. અપ્રમત્ત ઋષિરાયને સઘળાં પાપ તજી જાય છે.

૨૭. શુષ્ક–જળ વગરનાં સરોવરોને હંસો તજી જાય છે.

૨૮. કુપિત–રોષથી ભરાયેલ જીવને બુદ્ધિ તજી જાય છે.

૨૯. કોઈને અરુચતી-અણગમતી વાત કહેવી તે વિલાપ તુલ્ય છે.

૩૦. પ્રમાણ–આધાર કે મેળ વગરની ઉપલકિયા વાત કરવી તે પણ વિલાપ તુલ્ય છે.

૩૧. મન સ્થિર ન હોય એવા વિહ્વળ–વ્યાક્ષિપ્ત પ્રાણીને વાત કરવી તે પણ વિલાપ તુલ્ય છે.

૩૨. તેમ જ અવિનીત અથવા દુર્વિનીત શિષ્યને ગમે તેટલું કહેવું–સમજાવવું તે પણ તદ્દન નિરર્થક–નકામું અને ક્વચિત્ અનર્થક હોવાથી વિલાપ તુલ્ય છે.

૩૩. દુષ્ટ જુલમી નાયકો( રાજાઓ કે અધિકારીઓ) પ્રજાને અયોગ્ય રીતે દંડવા તત્પર રહે છે.

૩૪. વિદ્યાધરો મંત્ર સાધવામાં તત્પર રહે છે.

૩૫–૩૬ મૂર્ખ–અજ્ઞાની જનો ક્રોધ કષાય કરવા તત્પર રહે છે જ્યારે સંત–સાધુજનો તત્ત્વ–પરમાર્થ સાધવામાં જ તત્પર રહે છે.

૩૭. ક્ષમા, સમતા, અકષાય એ ઉગ્ર તપની શોભા છે. ( ક્ષમાવડે જ તપ શોભે છે. )

૩૮. સમાધિજોગ–સ્થિર મન, વચન અને કાયયોગ એ વૈરાગ્યની શોભા છે.

૩૯. નિર્મળ જ્ઞાન અને ધ્યાન એ ચારિત્રની શોભા છે. ( તે વડે જ ચારિત્ર શોભે છે. )

૪૦. વિનય–નમ્રતા–મૃદુતા એ શિષ્યની શોભા છે ( વિનય-વડે જ શિષ્ય શોભે છે ).

૪૧. બ્રહ્મચારીને અન્ય આભૂષણની જરૂર નથી, બ્રહ્મચર્ય-રૂપ શ્રેષ્ઠ ભૂષણવડે જ તે શોભે છે.

૪૨. સંયમધારીને દ્રવ્યની કશી જરૂર જ નથી, સંયમ એ જ તેનું પરમ ધન છે.

૪૩. રાજમંત્રી બુદ્ધિબળવડે જ શોભે છે ( અભયકુમાર મંત્રીશ્વરની પેઠે ).

૪૪. પુરુષ એક જ સ્ત્રીવાળો છતાં લજ્જા યુક્ત શોભે છે. લાજ–મર્યાદા જ શોભારૂપ છે.

૪૫. જેનું ચિત્ત અનવસ્થિત–ડામાડોલ રહેતું હોય તેને તેનો આત્મા જ શત્રુરૂપ છે.

૪૬. શીલ સદાચાર જેમના ઉમદા છે તેમનો સર્વત્ર યશ પ્રસરે છે.

૪૭. જેનું મન સ્થિર થતું જ નથી–ભટકતું જ રહે છે તે દુરાત્મા લેખાય છે.

૪૮. જેણે મન અને ઇન્દ્રિયોને વશ કરેલ છે તે જ પવિત્ર આત્મા શરણ કરવા યોગ્ય છે, સ્વશરણે આવેલાને તે પવિત્ર આત્મા જ રક્ષવા સમર્થ થઇ શકે છે.

૪૯. ડહાપણભરી દયારૂપ ધર્મકાર્ય જેવું બીજું કોઇ ઉત્તમ કાર્ય નથી.

૫૦. સ્વાર્થાંધ બની જીવહિંસા કરવી તેના જેવું બીજું કોઇ અપકૃત્ય નથી.

૫૧. કામરાગ, સ્નેહરાગ અને દૃષ્ટિરાગ સમાન કોઇ આકરું બંધન નથી.

૫૨. વીતરાગ શાસન ઉપર પૂર્ણ શ્રદ્ધારૂપ સમકિતરત્નના લાભ સમાન કોઇ ઉત્તમ લાભ નથી. અથવા રત્નત્રયીરૂપ ધર્મ-પ્રાપ્તિ જેવો બીજો પરમ લાભ નથી.

૫૩. પરસ્ત્રીમાં માતા જેવી બુદ્ધિ સ્થાપી રાખી તેની સાથે કદાપિ વિષયભોગ કરવો નહિ.

૫૪. ડાહ્યો દુશ્મન સારો, પણ મૂર્ખ મિત્ર સારો નહિ એમ સમજી મૂર્ખની સોબત કરવી નહિ.

૫૫. મિથ્યાભિમાન–ગર્વ–ગુમાન રાખનારા હલકા માણસની–નીચ જનોની સોબત કરવી નહિ. તેમ જ—

૫૬. પારકા કાન ભંભેરનારા ચાડીયા લોકોની પણ સોબત કરવી નહિ.

૫૭. ક્ષમાદિક ધર્મને સેવનારા સજ્જનોની સોબત–સંગતિ જરૂર કરવી.

૫૮. જે વસ્તુસ્વરૂપને જાણનારા પંડિત હોય તેમને જરૂર શંકા–સમાધાન પૂછવું.

૫૯. જે સાધુજનો આત્મસાધન કરવા ઉજમાળ હોય તેમને આદર સહિત અવશ્ય વંદન કરવું.

૬૦. જે પરસ્પૃહા-મમતા રહિત મહાત્મા હોય તેમને યથોચિત આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર, ઔષધ, ભેષજ વિગેરે વસ્તુ અવશ્ય વહોરાવવી.

૬૧. માબાપ જેમ પુત્રને કેળવે તેમ ગુરુએ સ્વશિષ્યોને ખંતથી કેળવવા જોઇએ.

૬૨. આત્માર્થી ભક્તજનોએ ઇષ્ટદેવ અને ગુરુ ઉપર સરખો પ્રેમ રાખવો જોઇએ.

૬૩. પશુમાં અજ્ઞાન અને અવિવેક હોવાથી મૂર્ખ તથા પશુને સરખા સમજવા.

૬૪. પગલે પગલે દુઃખ અને અપમાનાદિક સહન કરવાના હોવાથી નિર્ધનને જીવતાં છતાં મરણ જેવું દુઃખ થાય છે.

૬૫. ધર્મકળા બીજી કળાઓને જીતી લે છે.

૬૬. ધર્મકથા બીજી કથાઓને જીતી લે છે-બધી કથામાં ધર્મકથા સર્વોપરી છે.

૬૭. ધર્મબળ બીજાં બધાં બળને જીતી લે છે. બધાં બળ કરતાં ધર્મબળ શિરોમણિ છે

૬૮. ધર્મ( ક્ષમા અને સંતોષાદિક )થી પેદા થતું સુખ બીજાં સુખોથી ચઢિયાતું છે.

( સાત વ્યસનો )

૬૯. જૂગાર રમવામાં આસક્ત હોય તેના ધનનો ( નળરાજાની પેઠે ) નાશ થાય છે.

૭૦. માંસભક્ષણુ કરવામાં લોલુપી હોય તેના દયા-કરુણા-દિક ધર્મનો નાશ થાય છે.

૭૧. મદિરાપાન( દારુ પીવા )નું વ્યસન સેવનારની યશ-કીર્તિનો નાશ થાય છે. અને—

૭૨. વેશ્યાના ફંદમાં ફસેલા કમનશીબ મનુષ્યના કુળનો નાશ થાય છે.

૭૩. હિંસા-શિકાર કરવામાં લુબ્ધ બનેલા કમનશીબ મનુષ્યનાં દાન, પુન્યનો નાશ થાય છે.

૭૪. ચોરી કરવાના વ્યસનમાં સપડાયેલ કમનશીબ મનુષ્યના શરીરનો નાશ થાય છે.

૭૫. પરસ્ત્રીમાં લુબ્ધ બનેલા મૂઢની સર્વ વસ્તુનો નાશ થાય છે અને ( રાજા રાવણુની પેઠે ) અધમ ગતિ પ્રાપ્ત થાય છે.

૭૬. નિર્ધનને સુપાત્રમાં દાન દેવાનો પ્રસંગ મળવો બહુ મુશ્કેલ છે.

૭૭. રાજા-નાયક-અધિકારી અવસ્થામાં ક્ષમા-ખામોશ રાખવી બહુ મુશ્કેલ-દુષ્કર છે.

૭૮. સુખમાં ટેવાયેલા સુખશીલને ઈચ્છાનિરોધ કરવો-મનને કાબૂમાં રાખવું દુષ્કર છે.

૭૯. અને યુવાવસ્થામાં ઈન્દ્રિયોને લગામમાં રાખવી તે પણુ અતિ દુષ્કર ( છતાં શકય ) છે.

૮૦. સંસારી જીવમાત્રનું જીવિત અમુક અવધિ–સ્થિતિવાળું જ હોવાથી તે નાશ પામે જ છે.

૮૧. ( એમ સમજી ) સુજ્ઞજનોએ, કેવળ પરમાર્થ સાધનારા સાધુપુરુષોએ ઉપદેશેલા ધર્મને અવશ્ય અનુસરવું.

૮૨. ક્ષમા–દયાદિક ધર્મ જ જીવને સર્વત્ર ત્રાણ, શરણ અને આધારરૂપ છે. એ ઉત્તમ ધર્મને જ સેવી–તેનું સંસેવન કરી ખરું શાશ્વત સુખ મેળવી શકાય છે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૧૪૦ ]

---

## કેવાં કર્મ કરવાથી કેવી અવસ્થા પમાય છે ?

૧. માંસભક્ષણ કરવાવાળો, તંદુલીયા મચ્છની પેઠે દુષ્ટ પરિણામવાળો મિથ્યાદૃષ્ટિ ( વિપરીત બુદ્ધિવાળો ) જીવ મરીને મહાદુઃખથી ભરપૂર નરકમાં ઉત્પન્ન થાય છે.

૨. આર્ત્તધ્યાનવાળા, પરને સંતાપનારા, અતિકપટ કરનારા અને અતિમોહથી–અજ્ઞાનથી ભરેલા જીવો મરીને તિર્યંચપણું પામે છે.

૩. અલ્પ કષાયવાળા, દાતાર, ઉત્તમ પ્રકારે ક્ષમા, વિનય, નમ્રતાને સેવનારા, દાક્ષિણ્યવંત અને સ્વભાવે જ ભદ્રક પરિણામી જીવ મરીને મનુષ્યપણું પામે છે.

૪. અહિંસાદિક મહાવ્રત પાળનારા, અણુવ્રત ધરનારા, વ્રત રહિત છતાં સમ્યક્ત્વને ધારણ કરનારા, જિનપૂજામાં તથા દાનધર્મમાં રક્ત, બાળ–અજ્ઞાન તપવડે અકામનિર્જરા કરનારા

મનુષ્યો તથા તિર્યંચ પંચેન્દ્રિય જીવો દેવ સંબંધી આયુષ્ય-કર્મબંધ યોગ્ય પરિણામની વિશુદ્ધિવડે દેવગતિમાં ઉત્પન્ન થાય છે.

૫. મહાવ્રતધારી સાધુ સૌધર્મ દેવલોકથી માંડી સર્વાર્થ-સિદ્ધ વિમાન સુધી, શ્રાવક અચ્યુત નામના બારમા દેવલોક સુધી અને સમકિત રહિત સાધુયોગ્ય ક્રિયા–તપ–સંયમના બળવડે ગ્રૈવેયક સુધી ઉત્પન્ન થઈ શકે છે.

૬. જાતિસ્મરણજ્ઞાનાદિકવડે સમકિતાદિક ગુણધારી પંચે-ન્દ્રિય તિર્યંચ આઠમા સહસ્રાર દેવલોક સુધી અને પરિવ્રાજકો પાંચમા બ્રહ્મદેવલોક સુધી તથા તાપસો જ્યોતિષ્ક સુધી ઉત્પન્ન થઇ શકે છે.

૭. અજ્ઞાનતપ–કષ્ટ કરનારા, ઉગ્ર રોષ રાખનારા, તપનો ગર્વ કરનારા અને વેરઝેર રાખનારા મરીને અસુરકુમારાદિક દેવનિકાયમાં ઉત્પન્ન થાય છે.

૮. ગળાફાંસો ખાનારા, વિષભક્ષણ કરનારા, અગ્નિમાં અને જળમાં પેસી મરનારા તથા ક્ષુધા, તૃષાથી પીડાતા જીવો વ્યન્તર તરીકે ઉત્પન્ન થઇ શકે છે.

૯. માયા–કપટ વગરની, 'વિનય–નમ્રતાવાળી, સુશીલા, સંતોષી, ક્ષમાયુક્ત, સત્યની ટેકવાળી અને ચપળતા વગરની–સ્થિ-રતાવાળી સ્ત્રી મરીને પુરુષપણું પ્રાપ્ત કરી શકે છે.

૧૦. કૂડાં આળ ચઢાવનાર, જૂઠું બોલનાર, ચપળ સ્વભાવી, વગરવિચાર્યાં કામ કરનાર અને અન્યને છેતરનાર પુરુષ ( મરીને ) સ્ત્રીપણે ઉત્પન્ન થાય છે.

૧૧. જે ક્રૂર પરિણામી હોઇને ઘોડા, બળદ અને ભેંસ પ્રમુખને લિંગ–ઇન્દ્રિયછેદાદિક નિર્લંછન કર્મ કરે છે તેમ જ અતિ આકરો મોહ–ઉન્માદ ધારે છે તેવો જીવ મરીને નપુંસકપણું પામે છે.

૧૨. નાના મોટા જીવની હિંસા કરવામાં રક્ત જે મૂઢ જીવ પરલોક( પાપાદિક )ને માનતો નથી તે અતિ મલિન કર્મ કરનારો માનવી અલ્પ આયુષ્ય–ટૂંકું આવખું ભોગવે છે.

૧૩. શીલવ્રતધારી અને ક્ષમાવંત, દયા–અનુકંપાવાળા, મિષ્ટ–પ્રિય–હિત ભાષણ કરનારા અને જીવહિંસાથી નિવર્તેલા દીર્ઘ–લાંબું આયુષ્ય ભોગવે છે.

૧૪. શય્યા, આસન, વસ્ત્ર, અન્ન, પાત્ર, ઔષધ અને પાણી જે કોઇ પ્રસન્નપણે સાધુજનોને આપે છે તે વિધવિધ જાતની સામગ્રીનો સ્વામી–ભોગી બને છે.

૧૫ જે નિજ વસ્તુનું દાન દેતો નથી, દીધેલું પાછું લઇ લે છે, દાતારને ધન દેતાં વારે છે અથવા અણગમતી વસ્તુ આપે છે તે વિવિધ ભોગસામગ્રીથી વંચિત રહે છે.

૧૬. પોતે ગુણ રહિત છતાં જે આપપ્રશંસા અને ગુણવંતની નિંદા કરે છે તે મિથ્યાભિમાની અને દુઃખદાયક જીવ દુર્ભાગી બને છે–સહુને અનિષ્ટ–અપ્રિય થઇ પડે છે.

૧૭. જે દેવ, ગુરુનો ભક્ત, વિનયવંત, ક્ષમાયુક્ત, પ્રિયભાષી અને સર્વ જનનું હિત કરનાર હોય છે તે સુભાગી–સર્વ જનને ઇષ્ટ–પ્રિય–વલ્લભ બને છે.

૧૮. જે ભણે, સાંભળે, ચિન્તવે અને બીજાને ભણાવે તથા

ઉપદેશ આપે, જ્ઞાનની તથા જ્ઞાની ગુરુની ભક્તિમાં તત્પર રહે તે મરણ પામીને બુદ્ધિશાળી થાય છે.

૧૯. તપસ્વી અને જ્ઞાની મહાશયનું અપમાન કરે અને જ્ઞાન ભણાવનારા તથા સાંભળનારાઓને અંતરાય કરે તે પોતાનાં વિપરીત વર્તનના ફળરૂપે ભવિષ્યમાં દુર્બુદ્ધિ થાય છે.

૨૦. પંખીનાં બચ્ચાંઓને જે વિચ્છોહ–વિયોગ પડાવતો નથી અને જીવો ઉપર દયા કરે છે તેનાં બાળક જીવતાં રહે છે.

૨૧. જે મૂઢ પારકાં છિદ્ર દીઠાં–અણદીઠાં પ્રકાશે છે તે અન્યને ઝંખવાણા પાડવામાં ઉજમાળ હોવાથી જન્માંધ થાય છે.

૨૨. જે લોકસમક્ષ અણસાંભળેલું કહે છે અને ધર્મ-વિરુદ્ધ પ્રરૂપણા કરે છે એવો ચાડીયો અને નિન્દક પરભવમાં બહેરો અને મૂંગો થાય છે.

૨૩. દહન, છેદન, ઘાતનાદિકવડે જીવોને દુઃખ–ત્રાસ ઉપજાવનારો ભવિષ્યમાં બહુ રોગી થાય છે અને અન્યને અનેક રીતે સુખશાતા ઉપજાવનારો નીરોગી થાય છે.

૨૪. જે અન્યને દ્રવ્યોપાર્જન કરતાં અંતરાય કરે કે ચોર–લૂંટારાની જેમ પારકું દ્રવ્ય અપહરી લે છે તેવા પરદ્રવ્યનું અપ-હરણ કરનારો દુઃખ–દારિદ્રને પ્રાપ્ત થાય છે.

૨૫. જે મધપુડાનો નાશ, અગ્નિદાહ અને સ્ત્રી પ્રમુખનો વધ તથા કોમળ વનસ્પતિની વિરાધના કરે છે તે પોતાનાં દુષ્કૃત્યોવડે મરીને પરભવમાં કોઢીયો થાય છે.

૨૬. જે પાડા, ગર્દભ અને ઊંટને અથવા મનુષ્યજાતને અતિ ભાર ઉપડાવી પીડે છે તે કુબ્જ–કુબડા થાય છે.

૨૭. ગુરુ–સાધુની આજ્ઞાનો અનાદર કરનારાઓ આંગળી વગરના અને વામન રૂપ ( ઢીંચકા ) બને છે તથા બાળકોના વિયોગ કરાવનારને પ્રજા–સંતતિ સ્થિર રહેતી નથી.

૨૮. તપ, સંયમયુક્ત સાધુજનોને પ્રત્યે જે કટુ કે અસત્ય બોલે છે તેનું મુખ ગંધાય છે અને જે પગની પાનીવડે જીવ-ઘાત કરે છે ( પાટુ મારે છે ) તે પગે લૂલો, લંગડો થાય છે.

૨૯. માનવભવ, આર્યદેશ, ઉત્તમ જાતિ–કુળ, રૂપ, આરોગ્ય, બુદ્ધિ, ધર્મશ્રવણ, તત્ત્વનિશ્ચય અને રૂડી શ્રદ્ધા વિગેરે ઉત્તમ ધર્મસામગ્રી ખરેખર ભાગ્યયોગે જ પ્રાપ્ત થઇ શકે છે.

૩૦. આ માનવભવમાં જ સંપૂર્ણ તપ સંયમનું આરાધન થઇ શકે તો તેથી અક્ષય સુખરૂપ મોક્ષની પ્રાપ્તિ થઇ શકે. ગૃહસ્થયોગ્ય દયા, સત્ય, શીલાદિક સામાન્ય વ્રતોનું પણ સેવન કરવાથી સદ્ગતિ તો અવશ્ય પ્રાપ્ત થાય છે.

૩૧. અવસર પામી આત્મહિત સાધવામાં આળસ કરે તેને સુખ કયાંથી મળે ?

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૨૧૧ ]



# આત્મા સાથે કર્મનો સંબંધ કેવી રીતે થાય છે? અને તેનો અંત શી રીતે આવે છે?

કર્મ, કુદરત, દૈવ, ભાગ્ય, વાસના, અદૃષ્ટાદિક બધા ય પર્યાય-વાચક નામ છે. તેનો પ્રત્યેક સંસારી આત્મા સાથે અનાદિ સંબંધ કનકોપલના દૃષ્ટાન્તથી સિદ્ધ છે. યદ્યપિ આત્મા પોતાના જ્ઞાનાદિક સ્વાભાવિક ગુણોવડે સ્વપરપ્રકાશક છે, તો પણ જેમ સૂર્યાદિક સ્વયંપ્રકાશક છતાં મેઘાદિકના ગાઢ આવરણવડે આચ્છાદિત થયા હોય તો તે ત્યાંસુધી પરવસ્તુ જોવાનો પ્રકાશ આપી શકતા નથી, પરંતુ તે મેઘાદિક આવરણો દૂર થયે છતે તે પોતાના સ્વાભાવિક પ્રકાશવડે પ્રકાશી રહે છે, તેમ આત્મા સાથે લાગેલાં નાના પ્રકારનાં જ્ઞાનાવરણાદિક કર્મોવડે જ્યાંસુધી આત્મા આચ્છાદિત થયેલો હોય છે ત્યાંસુધી તે પોતાના સ્વાભાવિક જ્ઞાનાદિ ગુણોનો પ્રકાશ કરી શકતો નથી, અને જ્યારે તથાપ્રકારનો અનુકૂળ યોગ મળતાં તે તે જ્ઞાનાવરણાદિક કર્મનો ક્ષયોપશમ થતો જાય છે ત્યારે તે તે જ્ઞાનાદિક સ્વાભાવિક ગુણો સ્વયં પ્રકાશમાન થઇ શકે છે. જેમ પ્રયત્નથી અનાદિ સંબંધવાળા કનકોપલ જુદા પડી શકે છે, એટલે તીવ્ર અગ્નિનો પ્રયોગ કરતાં માટી અને કનક–સુવર્ણ જુદા પડી જાય છે તેમ સર્વજ્ઞ પરમાત્માએ બતાવેલા સમ્યગ્દર્શન (તત્ત્વાર્થ શ્રદ્ધાનરૂપ સમ્યક્ત્વ, તત્ત્વાર્થ અવબોધરૂપ સમ્યગ્જ્ઞાન અને તત્ત્વરમણતારૂપ સમ્યક્ચારિત્રના આસેવનરૂપ યથાર્થ ઉપાયોવડે આત્મા સાથે લાગેલ કર્મરજ ( કર્મમળ ) દૂર થઇ પોતાનું સહજ સ્વાભાવિક રૂપ પ્રગટ થઇ શકે છે; અથવા દૂધ અને જળની જેવો કે અગ્નિ અને લોહગોળકની જેવો જીવકર્મનો સંબંધ છે તે તથા-

પ્રકારના પ્રયત્નવિશેષથી દૂર થઇ શકે છે. જેમ હંસ પોતાની ચંચુવડે દૂધ તથા જળને સહજમાં જુદાં કરી શકે છે તેમ વિવેક-વડે અંતરાત્મા આત્મતત્ત્વ સાથે લાગેલ જડ–કર્મને સહજમાં દૂર કરી પરમાત્મપણું પ્રગટ કરી શકે છે. જેમ જળપ્રયોગવડે અગ્નિને શાન્ત કરી શકાય છે તેમ ક્ષમા–શાન્તિ–સમતાદિ-જનિત ભાવશીતલતાવડે રાગ, દ્વેષ અને મોહજનિત ત્રિવિધ તાપને દૂર કરી આત્માને પરમ શીતળ કરી શકાય છે; પરંતુ જે મુગ્ધ જીવો અજ્ઞાન, મિથ્યાત્વ, કષાય અને અવ્રતાદિક યોગે પોતાના આત્માને વિશેષ મલિન કરતા રહે છે તેઓ તો આ ભવસાગરમાં ખરેખર ડૂબે જ છે. તુંબડાનો સ્વભાવ તરવાનો છે ખરો, પણ જો તેના ઉપર માટીના લેપ લગાડ્યા હોય તો તે જેમ જળમાં ડૂબી જાય છે તેમ આ આત્માઆશ્રંયી સમજી લેવું. જો આત્માને અક્ષયસુખ સાથે જોડવો જ હોય તો વિષયલાલસા તજી, કષાયને કબજે કરી, આળસને પરિહરી, મદોન્માદ દૂર કરી, અને વિકથા કહો કે નકામી કુથલી કરવાનું છોડી દઇ, અપ્રમત્તપણે વીતરાગ પરમાત્માએ જગતના એકાન્ત કલ્યાણ માટે બતાવેલા સમ્યગ્જ્ઞાન–ક્રિયાયોગને આરાધવો જોઇએ. એથી જ જન્મ, જરા, મરણનાં અનંતા દુઃખનો અંત આવશે, અને અનંત અક્ષય અવ્યાબાધ મોક્ષસુખ પ્રાપ્ત થશે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૧૧૪. ]



# શ્રી આત્માવબોધ કુલક-વ્યાખ્યા.

## આત્માર્થી જનોએ ખાસ મનન કરી નિર્ધારી રાખવા યોગ્ય સુવર્ણ વાક્યો

૧. ઉત્કૃષ્ટ પુન્યપ્રભાવવડે અથવા સ્વાભાવિક આત્મજ્યોતિવડે આનંદકારી અને મહેન્દ્રોએ (પણ) નમન કરવા યોગ્ય શ્રી જિનેશ્વરદેવને (ત્રિવિધે) પ્રણામ કરી, ભવદુઃખનો અંત કરવા સમર્થ એવું **આત્માવબોધ કુલક** હું (**જયશેખર**) વર્ણવીશ.

૨. જેમ પ્રભાવડે જ સૂર્યોદય થયાની ખાત્રી થઈ શકે છે પણ તે વગર ગમે તેના શપથ (સોગન) માત્રથી ખાત્રી થતી નથી તેમ તથાપ્રકારના ગુણ-લક્ષણવડે જ આત્માવબોધ થયાની સ્વયમેવ ખાત્રી થવા પામે છે-તેવા ગુણ વગર વધારે બોલવાથી કશું વળતું નથી-ખાત્રી થઈ શકતી નથી.

૩. ઇન્દ્રિયોનું દમન, મનોવિકારનું શમન, તત્ત્વાર્થશ્રદ્ધાન, સ્વપરહિતચિન્તવન, મોક્ષસુખની જ વાંચ્છા, ગુણદોષની ચોખ્ખી સમજ, અને પ્રબળ વૈરાગ્ય-વિષયસુખથી વિમુખતા એ બધા ય અંતરમાં રહેલા આત્માવબોધરૂપી બીજના ઊગેલા સ્પષ્ટ અંકુર-ફૂટેલા ફણગા જાણવા.

૪. જે આત્મસ્વરૂપને-તેના સ્વાભાવિક સુખને જાણે છે તે તુચ્છ વિષયસુખની કામના-વાંછના કરતો નથી. જેને કલ્પવૃક્ષ ફળ્યો હોય તે શું બીજા તુચ્છ-અસાર વૃક્ષની વાંછના કરે ખરો કે? નહિ જ.

૫. આત્મજ્ઞાન( અધ્યાત્મ )માં મગ્ન બનેલાને નરકાદિનાં દુઃખ કદાપિ વેઠવાં પડતાં નથી, કેમકે જે (સમજપૂર્વક) સન્માર્ગે જ ચાલે છે તે શું કૂવામાં પડે ખરો કે? નહિ જ.

૬. જેણે આત્માને ઓળખ્યો નથી-આત્મસ્વરૂપ પિછાણ્યું નથી તેમને મોક્ષ તો દૂર જ છે અને દ્રવ્યસંપદા પણ ઉપાધિ-ક્લેશના કારણરૂપ થાય છે અને તેની આશા-ઇચ્છા-અભિલાષા-મનોરથમાળા અધૂરી જ રહે છે.

૭. જ્યાંસુધી આત્મબોધ થયો નથી ત્યાંસુધી આ ભવસાગર તરવો દુર્લભ છે, મહાસમર્થ મોહને જીતવો દુર્લભ છે અને તૃષ્ણાને તજવી પણ બહુ આકરી છે; પરંતુ સ્વાત્મબોધ યા સ્વસ્વરૂપપ્રકાશ થતાં જ એ બધાં ગમે તેવાં દુસ્તર છતાં પણ સુલભ થઇ જાય છે.

૮. જેણે સુર અને અસુરના ઇન્દ્રોને ( પણ ) અનાથની જેવી દશાને પમાડ્યા છે-ખૂબ સતાવ્યા છે, દીન-રાંક-ભિખારી જેવા નિર્માલ્ય બનાવી દીધા છે તે સબળ કામ પણ અધ્યાત્મ-ધ્યાનરૂપ અગ્નિમાં ભસ્મસાત્ થઈ જાય છે એ શું થોડા આશ્ચર્યની વાત છે ?

૯. જેને બાંધ્યું-સાંકળ્યું છતું છટકી જાય છે-સ્થિર થઇ શકતું નથી અને વાર્યું-દમ્યું-અટકાવ્યું છતાં નિરંકુશપણે ચોતરફ ફરતું-ભટકતું રહે છે તેવું ચંચળ ચિત્ત પણ ધ્યાન-બળે પોતાની મેળે-અનાયાસે સ્થિર થઇ જાય છે.

૧૦. જ્ઞાની ગુરુનાં વચન-બોધથી જેણે શુભ-સુખકારી ધ્યાન-રસાયણ પ્રાપ્ત કર્યું-પીધું તેને જ્વર ત્રિદોષાદિક બાહ્ય વ્યા-ધિઓ તેમ જ રાગ, દ્વેષ અને મોહાદિક અંતરંગ વ્યાધિઓ દુ:ખ દેતાં નથી. વિવિધ વ્યાધિઓ તેનામાં પ્રગટતા કે ફાવતા નથી અને પ્રથમના હોય તે પણ શમી જાય છે.

૧૧. સ્વસ્વરૂપનું જ ચિન્તવન કરવામાં તત્પર રહેતા મહાશયને કોઈ પીડા કરતું નથી અને કદાચ કોઇ કર્મયોગે પીડા કરે તો તેના ઋણમાંથી પોતાને મુક્ત થયેલ માનીને આત્મજ્ઞાનીને દુઃખ સમજાતું નથી.

૧૨. દુઃખની ખાણ જેવા (ભયંકર) રાગદ્વેષો ચંળાચળ ચિત્તમાં હોય છે. જેમ આલાનસ્થંભે બાંધેલો હાથી સ્થિર થાય છે તેમ અધ્યાત્મયોગવડે ચિત્ત પણ પોતાની સ્વાભાવિક ચપળતા તજી સ્થિર થઇ જાય છે.

૧૩. પ્રસન્ન કે અપ્રસન્ન આત્મા (ચિત્ત) જ મિત્ર કે અમિત્ર (દુશ્મન) છે. સ્વર્ગ કે નરક છે તેમ જ રાજા કે રંક પણ એ જ છે.

૧૪. આ જીવે (અનેક વાર) દેવની અને મનુષ્યોની ઋદ્ધિઓ પ્રાપ્ત કરી અને વિષયરસ પણ વારંવાર ભોગવ્યા, પરંતુ તેથી સંતોષ પામ્યો નહિ. સંતોષ વગર કયાંય પણ શાન્તિ વળે ? નહિ જ.

૧૫. જેમ વાદળાંવડે તેજસ્વી સૂર્ય પણ ઢંકાઈ જાય છે તેમ હે જીવ ! તારી મેળે ઉત્પન્ન કરેલાં શરીર, ધન, સ્ત્રી અને કુટુંબસ્નેહવડે તું પણ સત્તાએ (શક્તિરૂપે) લોકાલોક-પ્રકાશક જ્યોતિરૂપ છતાં ઢંકાઈ જાય છે. એટલે સ્નેહજાળવડે તારી શક્તિ (પ્રભાવ) લુપ્તપ્રાય થઇ જાય છે તે તું જો.

૧૬. હે જીવ ! આ તારો દેહ, વિવિધ વ્યાધિરૂપ સર્પ અને વ્યાધિરૂપ વૈરીઓને વશ થવા છતાં તું તેના ઉપર મમત્વ કરીને શું લાભ મેળવવાનો છે ?

૧૭. ઉત્તમ જાતિનાં ભોજન, પાન, સ્નાન, શૃંગાર અને

વિલેપનવડે પોષણ મળ્યા છતાં આ શરીર પોતાના પોષક સ્વામીને છેહ દે છે, તેથી શ્વાન જેટલી પણ કૃતજ્ઞતા તેનામાં જણાતી નથી, તો પછી કયા નિમિત્તે તું તેના ઉપર મોહ–મમત્વ કરે છે.

૧૮. હે જીવ ! અનેક પ્રકારનાં કષ્ટો સહન કરીને તેં જે ધન ઉપાર્જ્યું તે તો તને કષ્ટ માત્ર આપી અંતે અન્યના જ ભોગમાં આવે છે. ધનની મમતાથી તેને મેળવવા માટે તું અત્યંત મહેનત કરે છે અને કશું ખર્ચી શકતો નથી, જેથી તારા મૃત્યુ પછી કે પહેલાં તે બીજાના હાથમાં જાય છે. આ તારી કેવી મૂર્ખાઈ ? તેનો કંઈ વિચાર કરી ઉચિત લાગે તેમ કર.

૧૯. જેમ જેમ મોહ–અજ્ઞાનવશ તું ધન, ધાન્યાદિક પરિગ્રહ (મમત્વ) ઘણો કરતો જાય છે તેમ તેમ અધિક ભારથી ભરેલી નાવની જેમ આ ભવસાગરમાં તું જોતજોતામાં ડૂબી જાય છે. તારે ભવભયમાં ઘણું જ સંકટ વેઠવું પડશે, તેનો કંઈ વિચાર કર.

૨૦. શરીર અને મનની નિર્બળતાને લીધે જેને સ્વપ્નમાં પણ જે જોવા માત્રથી મનુષ્યનું વીર્ય હરી લે છે તે સ્ત્રીને તારી જીવલેણ વ્યાધિ જેવી સમજીને તું તેને તજી દે–તેનો સંગ તજ.

૨૧. હે મુગ્ધ જીવ ! તું ચિત્તની શુદ્ધિ કરવા અભિલાષા રાખે છે, અને તેમ છતાં સ્ત્રીના હાવભાવાદિક વિષયરસમાં તું રક્ત બની જાય છે આ તે તારી કેવી મૂઢતા ? અરે ! ગળીથી મિશ્રિત કરેલા વસ્ત્રમાં શ્વેતતા ટકી શકે ખરી ? કદાપિ નહિ જ.

૨૨. હે જીવ ! મોહરાજાએ તને સ્નેહરૂપી બેડીઓવડે જકડી બાંધીને સંસારરૂપી કારાગૃહમાં નાંખ્યો છે અને તેમાંથી

તું નાશી ન છૂટે એટલા માટે તારી ઉપર પૂરતી દેખરેખ રાખવા કુટુંબકબિલાદિક સ્નેહી સંબંધીઓના બહાને પહેરેગીરો મૂકયા છે, તેમના ઉપર તું આટલો બધો મોહ–રાગ કેમ રાખે છે ?

૨૩. હે આત્મન્ ! તું આવું અંતરંગ કુટુંબ કર કે ધર્મ એ જ પિતા, કરુણા–દયા એ જ માતા, વિવેક એ જ ભ્રાતા ( ભાઈ ), ક્ષમા–સમતા એ જ પ્રિયા–સ્ત્રી અને જ્ઞાનદર્શન-ચારિત્રાદિક ગુણ એ જ સુપુત્ર.

૨૪. અતિ લાલનપાલન કરાયેલી ( ચિર–પરિચયવાળી ) કર્મપ્રકૃતિરૂપી સ્ત્રીએ હે જીવ ! તારામાં પુરુષાર્થ છતાં તને બંધનોથી બાંધીને ચાર ગતિમાં ભમાડ્યો છે તેથી શું તને લેશમાત્ર પણ લજ્જા–શરમ આવતી નથી ?

૨૫. રે જીવ ! તું જાતે જ કર્મ કરે છે અને તે વડે તું ચાર ગતિમાં ભટકે છે. તેમ છતાં અરે આત્મવૈરી ! તું અન્યને શા માટે દોષ આપે છે ?

૨૬. હે આત્મન્ ! તું એવું કામ કરે છે, એવા બોલ બોલે છે અને એવા વિચારો કરે છે કે જેથી તું અનેક કષ્ટમાં આવી પડે છે. આવી આપણા ઘરની ગુપ્ત વાત અન્યની આગળ કહી શકાય નહિ. ( એથી પોતાની જ જાંઘ ઉઘાડી થાય અને લોકોમાં હાંસી થાય. આ પ્રમાણે અંતરાત્મા, બહિરાત્માને અથવા સુમતિ, કુમતિને વશ પડેલા પોતાના સ્વામી–ચેતનને કહે છે )

૨૭. હે ચેતન ! પાંચે ઇન્દ્રિયોરૂપી પ્રબળ ચોરો દુષ્ટ મન-રૂપી યુવરાજને મળી જઇ, પોતપોતાના વિષયરસમાં આસક્ત

બની તારી મૂળ મૂડીરૂપ જ્ઞાન, દર્શન, ચારિત્ર અને વીર્યાદિક સ્વાભાવિક સ્થિતિ-મર્યાદાને લોપે છે.

૨૮. તેઓએ વિવેકરૂપી હિતસ્વી મંત્રીને હણી નાખ્યો, દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર પ્રકારનું ધર્મચક્ર ભેદી-ભાંગી નાંખ્યું, જ્ઞાન અને ક્રિયારૂપી ધન લૂંટી લીધું અને તને પણ કુગતિરૂપ કૂવામાં નાંખી દીધો.

૨૯. આટલો બધો વખત તું મોહરૂપ નિદ્રાને વશ, મડદાલ જેવો પુરુષાર્થહીન બની ગયો હતો તે વાત, જો હવે તું ગુરુમહારાજનાં હિતવચનથી ખરેખર જાગ્યો જ હો તો, શું નથી જાણતો ? જાણે છે જ.

૩૦. હે ચેતનરાય ! તું લોકપ્રમાણ અસંખ્ય પ્રદેશનો સ્વામી છે, તેમ જ અનંત જ્ઞાન અને વીર્ય-શક્તિવાળો છે, તો તું ધર્મ-ધ્યાનરૂપ સિંહાસન ઉપર બેસીને સ્વરાજ્યસ્થિતિની ચિન્તા કર એટલે કે તું તારી મૂળ શક્તિને સંભારી, કાયરતા તજી, રાજ્યમર્યાદા સાચવ, સાવચેત થા.

૩૧. હવે જો તું જાગ્યો છે-સ્વસ્વરૂપ સમજ્યો છે તો હે આત્મરાજ ! તું તારું ચૈતન્ય-વીર્ય ફોરવ, પ્રમાદ રહિત અ-પ્રમત્ત થા. પછી જો કે દુષ્ટ મનરૂપી યુવરાજ કે મોહરાજાદિક કોણ તને રાજ્યભ્રષ્ટ કરી શકે છે ? પોતાનું રાજ્ય સંભાળવા સાવધ થયેલા એવા તને રાજ્યભ્રષ્ટ કરવાની કોનામાં તાકાત છે ? કોઈનામાં નથી.

૩૨. હે ચેતન ! પુરુષાર્થસાધ્ય શિવનગર સ્વાધીન છતે આ સંસારરૂપ કારાગૃહમાં કેમ વસે છે ? જેમાં તું જ્ઞાનમય

છતાં જડ જેવો અને સ્વામી–નાયક–રાજા–મહારાજા છતાં ચોર જેવો થઇ રહ્યો છે.

૩૩. વળી જે( સંસાર )માં કષાયરૂપી ચોરટા, મહાઆપદાઓરૂપી દુષ્ટ હિંસક જાનવરો અને વિવિધ વ્યાધિઓરૂપી મોટી નદીઓ સદા વિદ્યમાન છે. વળી જેમાં–

૩૪. ચિન્તારૂપી દુર્ગમ અટવીઓ, મુગ્ધ સ્ત્રીઓરૂપી અતિ અંધકારમય ગુફાઓ, ચાર ગતિરૂપ અનેક ખાણો અને આઠ મદરૂપી ઊંચા પર્વતના શિખરો (જેમાં સ્પષ્ટ જણાય છે). વળી જેમાં–

૩૫. મિથ્યાત્વરૂપી રાક્ષસ અને મનના દુષ્ટ પરિણામથકી પેદા થતી મમતારૂપી મોટી શિલાઓ છે. એવા સંસારરૂપી પર્વતને હે ચેતન ! હવે તું ધ્યાનરૂપી વજ્રવડે ભેદી નાંખી સંસારનો શીઘ્ર અંત કર.

૩૬. જે મહાનુભાવને આત્મજ્ઞાન જાગ્યું છે તે મોક્ષસુખને આપનારું નિશ્ચય જ્ઞાન જાણવું અને બાકીનું જ્ઞાન ગમે તેટલું અધિક પ્રમાણમાં મેળવેલું હોય તો પણ તે આજીવિકા પૂરતું ફળ આપનારું જાણવું.

૩૭. જેમ યથાર્થ બોધરહિતપણે પ્રયોજાયેલા હિતકારી ઔષધથકી વ્યાધિ ઊલટો વધે છે અથવા નવો પેદા થાય છે તેમ એકાન્ત હિતકારી આત્મબોધ રહિત મૂઢ જનો જેમ જેમ ઘણું ઘણું ભણે છે તેમ તેમ તેમનું ચિત્ત ગર્વ–અભિમાનવડે ઉભરાય છે. મતલબ કે મૂઢ–મોહાતુર જીવોને શ્રુતજ્ઞાન પણ અજ્ઞાનપણે પરિણમે છે અને તેથી તેમને લાભ–હિત થવાને બદલે નુકસાન–અહિત જ થાય છે.

૩૮. પોતાના આત્માને બોધ કર્યા વગર એટલે આત્મબોધ મેળવ્યા વગર જે કોઈ અન્ય જનોને બોધ આપવા મંડે છે તેને પણ જડ-મૂર્ખ જ જાણવા. કહો કે જ્યારે સ્વજનવર્ગ ભૂખ્યો રહેતો હોય ત્યારે દાનશાળા (સદાવ્રત) માંડવાનું શું પ્રયોજન હોય ? કશું જ નહિ.

૩૯. કેટલાએક લોકો અન્ય જનોને બોધ આપે છે અથવા સ્વરોદય, હઠયોગ કે જ્યોતિષશાસ્ત્રના અભ્યાસથી કાળજ્ઞાન જાણે છે, સૂત્ર ભણે છે અને સદા ય સ્વસ્થાન ( ઘરબાર વિગેરે ) મૂકીને ( તજીને ) બહાર ફરતા જ રહે છે; પરંતુ આત્મબોધ-સ્વસ્વરૂપની ઓળખાણ થયા વગર તેમને મોક્ષ-સુખની પ્રાપ્તિ તો થતી જ નથી.

૪૦. કદાપિ કોઈને પણ નિન્દવો નહિ-નિંદા કરવી જ નહિ, તેમ જ પોતાનાં વખાણ કરવાં નહિ એટલે આત્મશ્લાઘા ( સ્વ-પ્રશંસા ) પણ કરવી જ નહિ, પરંતુ સમભાવ રાખવો એટલે ગમે તે કાર્ય પ્રસંગે કર્તૃત્વ અભિમાન નહિ કરતાં સાક્ષીભાવે વર્તવું-વર્તતા રહેવું એ જ આત્મબોધ અથવા અધ્યાત્મજ્ઞાનનું ઊંડું રહસ્ય છે.

૪૧. હે ચેતનરાય ! જો આત્મવિજ્ઞાન ( આત્માનુભવ ) ઇચ્છતો જ હો તો તું પારકી ભાંજગડ ( પંચાત ) તજી દે, આત્મગુણના અભ્યાસવડે પોતાના આત્માને જ રાજી કર ( સંતોષ આપ ) અને નકામી વાતો-વિકથા કરવાનું પણ તજી દે. ગમે તેમ કરીને સ્વાત્મહિત સંભાળ.

૪૨. હે વિચક્ષણ ! તું એવું ભણ, એવું ગણ, એવું વાંચ,

એવું ધ્યાન કર, એવો ઉપદેશ આપ અને એવું આચરણ કર કે જેથી થોડો વખત પણ તું આત્મારામમાં ( સહજ સમાધિ-રૂપ નંદનવનમાં ) આનંદ-અનુભવ કરી શકે. એ જ તારો પરમધર્મ-પરમકર્ત્તવ્ય સમજ.

૪૩. આ પ્રમાણે ગુરુશ્રીએ ઉપદેશેલું શ્રેષ્ઠ તત્ત્વ-સ્વરૂપ સમજીને હે મહાશય ! તેમાં તું પ્રબળ પ્રયત્ન કર કે જેથી કેવળલક્ષ્મી ( સર્વજ્ઞતા ) મેળવીને તું **જયશેખર**-આઠે કર્મરૂપી શત્રુઓનો સંપૂર્ણ જય કરનારો-થઇ શકે. ( છેવટે પ્રકરણકારે જયશેખર શબ્દવડે સ્વનામનિર્દેશ કરેલો છે. )

**સારાંશ** કે આપણે સહુએ આત્મજ્ઞાન સંપાદન કરવા પૂરતું લક્ષ રાખવું જ જોઇએ.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૧૧૫. ]

---

## અહિંસા યાને દયાધર્મ.

**જીવદયાપ્રતિપાલકપણાનો** દાવો કરનારા દરેકે દરેક જૈન તેમ જ જૈનેતરોએ, ગમે તેવી સ્થિતિમાં રહેલા હોય તો પણ તેમણે પ્રથમ અહિંસા યા દયાનું સ્વરૂપ જાણવું જોઇએ. તત્સંબંધી યથાર્થ જ્ઞાન મેળવનાર જ તેનું યથાર્થભાવે સેવન કરી શકે છે, તેથી તેનો અત્યુત્તમ લાભ લેવાના અર્થીજનોએ આ વિષયને જેમ બને તેમ અધિક પરિચિત (-અભ્યસિત ) કરવો. હિંસાનો ત્યાગ કરવો-હિંસાથી દૂર રહેવું અથવા હિંસા સંબંધી દોષો લાગે એવાં દુષ્ટ કારણો સમજીને દૂર તજવાં એનું નામ અહિંસા યા દયા કહેવાય છે. તેથી હિંસા

તે શું ? અને તેનાં કારણ કયા કયા છે તે જાણવું જિજ્ઞાસુઓને બહુ જરૂરનું છે. આ સંબંધમાં **શ્રીમાન્ હેમચંદ્રાચાર્ય-કૃત યોગશાસ્ત્રના પ્રથમના ચાર પરિચ્છેદોમાં** ઘણું મુદ્દાસર વિવેચન કરાયું છે. સંક્ષેપમાં " **प्रमत्तयोगात् प्राणव्यपरोपणं हिंसा** " એ હિંસાનું લક્ષણ કહેલું છે. તેમ જ **શ્રીમાન્ અમૃતચંદ્રાચાર્યપ્રણીત 'પુરુષાર્થસિદ્ધિ ઉપાય' નામના ગ્રંથમાં કહ્યા મુજબ** 'ક્રોધાદિક કષાયયુક્ત મન, વચન, કાયાના યોગ( વ્યાપાર )થી દ્રવ્યભાવ પ્રાણોનો ઘાત કરવો તે ખરેખર હિંસા કહેવાય છે.' અર્થાત્ ક્રોધ, માન, માયા અને લોભ (Anger etc.) યુક્ત પરિણામથી [ તેમ જ ઉપલક્ષ-ણથી મદ (intoxication), વિષય (Sensual desires), નિદ્રા (Idleness) અને વિકથા (False gossips) વિગેરે પ્રમાદા-ચરણથી ] મલિન થયેલાં મન, વચન અને કાયાવડે સ્વપરનાં ( પોતાના તેમ જ પારકા ) દ્રવ્યભાવ પ્રાણનો ઘાત કરવો–વિયોગ કરવો તે જ **હિંસા** કહેવાય છે. ચક્ષુ આદિ પાંચ ઇંદ્રિયો, મન, વચન અને કાયાનાં બળ, શ્વાસોશ્વાસ અને આયુષ્ય એ દશ **દ્રવ્યપ્રાણ** કહેવાય છે, તથા જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ અને વીર્ય પ્રમુખ **ભાવપ્રાણ** લેખાય છે. તેમનો એક અથવા બીજી રીતે વિનાશ કરવો તેને શાસ્ત્રકાર **હિંસા** કહે છે. અને તેમ કરનાર હિંસક લેખાય છે એમ સમજી ઉક્ત હિંસાથી અથવા એવા દુષ્ટ કારણોથી નિવર્તનાર અહિંસા યા દયાધર્મનાં અધિકારી ગણાય છે. વળી સંક્ષેપથી કહેવાયું છે કે–અસત્ય બોલવું, ચોરી કરવી, પશુવૃત્તિ ( મૈથુનક્રીડા ) સેવવી, મમતા-વશ બની જડ વસ્તુઓનો સંચય કરવો, રાત્રિભોજન કરવું, અભક્ષ્યનું ભક્ષણ કરવું તેમ જ રાગ, દ્વેષ અને કલહ કરવા,

ખોટાં આળ ચઢાવવા, ખોટી ચાડી ખાવી, ઇષ્ટાનિષ્ટ સંયોગે હર્ષ ખેદ કરવો, પરનિંદા કરવી, માયાવીપણે જૂઠું બોલવું અને તત્ત્વપરીક્ષા કર્યા વગર અસ્થાને અંધશ્રદ્ધા અથવા વિપરીત શ્રદ્ધા કરવી તે સર્વ, સ્વચ્છંદ આચરણરૂપ પ્રમત્ત-પણાથી, આત્માનાં વિશુદ્ધ પરિણામરૂપ **ભાવપ્રાણની** રક્ષા કે પુષ્ટિ થવા દેવામાં અવરોધ યા અંતરાય કરે છે તેથી તે હિંસારૂપ જ લેખાય છે, એમ સમજી સુજ્ઞ ભાઇબહેનોએ એ બધા ય પ્રમાદાચરણ કહો કે સ્વચ્છંદાચરણ અવશ્ય પરિ-હરવા જ. જૈનોમાં તેમ જ જૈનેતરોમાં પોતપોતાનામાં પાપોની માફી માગવાના જ શુભાશયથી જ નિર્મિત કરેલી જે કોઇ પદ્ધતિ હોય છે તે સંબંધે અંતરલક્ષ રાખી ઉપયોગ સહિત તે તે પાપાચરણો પોતાથી બનતાં સુધી ફરી થવા ન પામે એવી શરતે જ હોય છે. અત્યાર પહેલાં મોહ કે અજ્ઞાનવશ થઇ ગયેલાં પાપ–દોષ યા અપરાધની માફી માગવાના હેતુરૂપ તે પ્રણાલિકા હોય છે. તેનો જો યથાર્થ રીતે આદર કરાય તો ઉક્ત હિંસા સંબંધી મહાદોષથી ઘણા જીવો બચવા પામે એ નિર્વિવાદ જણાય છે. પૂર્વોક્ત હિંસા સંબંધી લક્ષણનું જો લક્ષપૂર્વક મનન કરવામાં આવે તો તેનો જે ખરો આશય સ્પષ્ટ થાય છે તે જ ખુલ્લા શબ્દમાં હિતબુદ્ધિથી ઉક્ત શાસ્ત્રકાર નીચે મુજબ દર્શાવે છે. સર્વપ્રાણીવર્ગને નિજ આત્મા સમાન લેખી, સાવધાનપણે સંભાળ રાખી ચાલનારને રાગ–દ્વેષાદિક દોષના આવેશ વગર કવચિત્ કદાચિત્ સ્વશરીર સંબંધી કોઇ જીવને વ્યથા, પીડા યા પ્રાણ-હાનિ થઇ જાય તો તથાપ્રકારે વ્યથા, પીડા કે પ્રાણહાનિ માત્રથી ખરેખર તે હિંસા કરેલી લેખાય નહિં પણ રાગાદિક-વિકારને વશવર્તી એવી પ્રમત્ત ( યતના રહિત ) અવસ્થામાં

વર્તતા સાક્ષાત્ કોઇ જીવ પ્રાણહાનિરૂપ મરણને પામે યા ન પામે તો પણ તેને હિંસા સંબંધી દોષ લાગે જ; કારણ કે કષાયવશ થયેલો જીવ પ્રથમ પોતે જ પોતાને ( પોતાનાં ભાવપ્રાણોને ) હણે છે; પછી અન્ય પ્રાણીઓની ( દ્રવ્યભાવ ) હિંસા થાય કે ન પણ થાય. મતલબ કે ' હિંસાથી નિવર્તવાના સંબંધમાં અનિગ્રહ ( નિયમ રહિતપણે વર્તન ) અને હિંસા કરવામાં સાક્ષાત્ પ્રવૃત્તિ ( મન, વચન, કાયાથી ) એ બન્ને પ્રકારે હિંસા લાગે છે, તેથી પૂર્વોક્ત પ્રમાદયુકત મન, વચન, કાયાના યોગ વર્તતે છતે કાયમ હિંસાદોષ લાગે છે. યદ્યપિ હિંસાદોષમાં પરવસ્તુ તો કેવળ નિમિત્તમાત્ર છે અને નિજ કિલષ્ટ ( કષાય યુક્ત ) પરિણામ જ 'વાસ્તવિક ઉપાદાન કારણ છે, તો પણ પરિણામવિશુદ્ધિ સાચવી રાખવા માટે મૂર્ચ્છા-મમતાદિક પેદા કરનારા અને વધારનારા પરિગ્રહાદિક હિંસાનાં સ્થાનકોનો ત્યાગ કરવો જરૂરનો છે. ખોટાં કારણ સેવવાથી ખોટું જ કાર્ય-પરિણામ આવે છે. આ હેતુથી જ મોક્ષના તીવ્ર અભિલાષી મુમુક્ષુજનો દ્રવ્યભાવ ઉભય પરિગ્રહને તજે છે. દ્રવ્યપરિગ્રહ ધન, ધાન્ય, રજત, સુવર્ણાદિકરૂપ અને ભાવપરિગ્રહ અહંતા-મમતા( મૂર્ચ્છા )રૂપ-એ ઉભય પરિગ્રહના પરિહારથી જ તેઓ ભાવનિર્ગ્રંથ કહેવાય છે. મતલબ કે સાપની કાંચળીની પેઠે બાહ્ય ( દ્રવ્ય ) પરિગ્રહનાં ત્યાગમાત્રથી તેમનો મોક્ષ થતો નથી. જ્યારે તે સાથે અહંતા અને મમતારૂપ અંતરનું ઝેર જતું રહે છે ત્યારે જ ખરી મોક્ષપ્રાપ્તિ થઇ શકે છે. ઉપર જણાવેલાં વચનોનો મર્મ બરાબર સમજી શકાય તો પછી ઉપદિષ્ટ શાસ્ત્રકથન સમજવું-માનવું સુલભ થઇ પડે છે કે કોઇ એક જીવ સાક્ષાત્ પ્રાણહાનિરૂપ હિંસા કર્યા

વગર પણ તથાપ્રકારના હિંસાનાં પરિણામથી હિંસાદોષના ફળને પામે છે, અને અન્ય કોઈ શુભાશયી જીવથી હિંસા સંબંધી તેવા કિલષ્ટ પરિણામને અભાવે ક્વચિત્ કોઇ જીવની હિંસા સાક્ષાત્ થઈ ગયા છતાં તેને તે થયેલી ( સાક્ષાત્ ) હિંસા સંબંધી દોષનું ફળ ભોગવવું પડે નહિ. વળી તીવ્ર કષાય યુક્ત કરેલી થોડી હિંસા પણ તેના કરનારને પરિણામકાળે ઘણું મોટું ફળ આપે છે ત્યારે મંદ કષાય પરિણામથી કરેલી ( થયેલી ) મહાહિંસા પણ તેના કરનારને ઉદય ( વિપાક ) સમયે અલ્પમાત્ર ફળ આપી વિરમે છે. વળી સાથે જ કરાયેલી એક જ જાતની હિંસા વિપાકકાળે એકને તેના તીવ્ર કષાય પરિણામથી આકરું ફળ આપે છે ત્યારે બીજાને મંદ કષાય પરિણામના કારણથી મંદ ફળ આપે છે. કોઇને કિલષ્ટ પરિણામ હોવાથી હિંસા નહિ કર્યા છતાં ( ફક્ત તેવી તક નહિ મળ્યાથી ) તે હિંસા પ્રથમથી જ ફળે છે, કોઈને ઉક્ત હિંસા કરી છતી જ ફળે છે–ફળ આપે છે, અને ઉક્ત હિંસા કરવાનો આરંભ માત્ર કર્યા છતાં તે હિંસા સાક્ષાત્ કર્યા વગર પણ તેના કષાય પરિણામ પ્રમાણે ફળ આપે છે. મતલબ કે હિંસા તેના કરનારના તીવ્રાદિક કષાય પરિણામાનુસારે તીવ્રાદિક ફળ આપે છે. -કોઇ એક જ જણ જીવહિંસા કરે છે છતાં ઉક્ત હિંસાનું અનુમોદન કરતાં ઘણા જીવો તે હિંસાના ફળભાગી થાય છે, તેમ જ વળી ઘણા ( સુભટાદિકો ) હિંસા કરે છે ત્યારે તે સર્વ હિંસાનું ફળ (હાર, જીત વિગેરે) હિંસા કરવાનો હુકમ આપનાર રાજા પોતે જ ભોગવે છે. કોઇ એક જીવ મલિન અધ્યવસાયથી અન્યને મારવા જતાં તેના પુન્યપ્રાબલ્યથી બૂરું ( ભૂંડું ) કરવા જતાં

ઊલટું તેનું ભલું જ થઇ જાય છે, પણ હિંસા કરવા જનારને તો તેના માઠા ( કિલષ્ટ ) પરિણામથી હિંસાનું માઠું જ ફળ ઉદયકાળે મળે છે તેમાં લેશમાત્ર સંશય નથી. એટલે કે હિંસા કરનારને કેવળ હિંસાનું જ ફળ મળે છે, ત્યારે બીજાને એ જ હિંસાસમયે ઉત્તમ ક્ષમાદિક પરમ અહિંસક ભાવ ઉલ્લસ્યાથી વિશાળ અહિંસા(પરમદયા)જન્ય મોક્ષફળની પ્રાપ્તિ થઇ શકે છે. કોઇએકને હિંસા શુદ્ધ પરિણામથી અહિંસાફળને આપે છે અર્થાત્ સર્વજ્ઞ વચનાનુસારે વર્તનાર શ્રાવકોને શુદ્ધ દેવ, ગુરુ, ધર્મ અને સાધર્મી જનોની નિઃસ્વાર્થ સેવા-ભક્તિ કરતાં ઉદાર આશયયોગે પણ સદારંભ પ્રસંગે સચિત્ત પુષ્પ જળાદિ વાપરતાં તેમાં તેની દેખીતી હિંસા થયા છતાં વીતરાગ પ્રભુના વચનાનુસારે સંયમમાર્ગને પાળતા, અને ગ્રામાનુગામ વિહાર કરતા માર્ગમાં આવતી નદી પ્રમુખને નિરુપાયપણે ઉતરતા નિર્ગ્રંથ મુનિરાજની પેઠે તે તે જીવો પર પરમ કરુણાબુદ્ધિ વર્તતી હોવાથી પરિણામે [ સરવાળે ] હિંસાદોષ લાગતો નથી પણ સરેરાશ અહિંસા-દયાનું જ ફળ મળે છે. તેમ જ કોઇ રોગીને હિતબુદ્ધિથી ઔષધોપચાર કરતાં દૈવયોગે તે રોગીનું મરણ નિપજે તો પણ વૈદ્યને હિતબુદ્ધિથી હિંસાનું નહિ પણ અહિંસા યા દયાનું ફળ પ્રાપ્ત થાય છે.

છેવટે શાસ્ત્રકાર જણાવે છે કે ઉક્ત હિંસાના અનેક ભેદો હોવાથી તે સઘળા ભેદો નયજ્ઞાનના નિધાનરૂપ સ્યાદ્વાદી ગુરુ સમીપે સાદર સમજી લેવા યોગ્ય છે.

હિંસાના સઘળા ભેદ શુદ્ધ ગુરુગમ્ય જાણનાર ભવ્યાત્મા ખરેખર અહિંસાના નિર્ભય અને સુખદાયી માર્ગને દૃઢ પ્રતીતિ-

પૂર્વક સેવી–આદરી શકે છે. **સ્વરૂપ**, હેતુ અને **અનુબંધ**, **દ્રવ્ય** અને **ભાવ** તેમ જ **નિશ્ચય** અને **વ્યવહાર** તથા સ્વ અને પર સંબંધી હિંસા તેમ જ અહિંસાના ભેદો પાડી શકાય છે. જેટલા પ્રકાર હિંસાના તેટલા બધા ય પ્રકાર અહિંસાં યા દયાના હોઇ શકે છે. બાહ્ય દેખાવરૂપે થાય તે **સ્વરૂપ**, **હેતુ સાધ્ય** થાય તે હેતુ અને સરેરાશ પરિણામરૂપે નિપજે તે **અનુબંધ**, દ્રવ્યપ્રાણને લક્ષીને થાય તે **દ્રવ્ય** અને ભાવ-પ્રાણને લક્ષીને થાય તે **ભાવ**, તેમજ નિજ આત્માને લક્ષીને થાય તે **સ્વ** અને પરઆત્માને લક્ષીને થાય તે **પરહિંસા** કે **અહિંસા** લેખી શકાય. પ્રથમ વિસ્તારથી જણાવેલા આશયો ઠીક ઠીક સમજી લેવાશે તો ઉપરના ભેદો સુસ્પષ્ટ ખ્યાલમાં આવશે આ લેખમાંથી મુખ્ય સારાંશ લેવા યોગ્ય એ છે કે જેમ બને તેમ સુખશીલતા તજી વિષયાસક્તિ અને કષાયાદિકને વશ થયા વગર નિજ આત્મનિગ્રહ કરીને નિર્મળ આશયે સાથે ઉદાત્ત ભાવનાથી સહુ કોઇ જીવોને નિજ આત્મા તુલ્ય લેખી સમભાવે વ્યવહારમાં જ સર્વ પ્રકારે સુખ શાન્તિ ને સ્વપરહિત સમાયેલું છે એવા જ ઉદાર આશયથી સદા સર્વદા ઇચ્છવા યોગ્ય છે કે "જગતવર્તી સહુ પ્રાણીઓને સુખ શાન્તિ હો ! સહુ કોઇ પ્રાણીવર્ગ પરોપકારરસિક બનો ! દોષમાત્ર વિલય પામો અને લોકો સર્વત્ર સુખી થાઓ !"

વળી આવા અતિ પવિત્ર હેતુથી જ સહુ કોઇ સત્ય સુખાર્થી જનોએ મૈત્રી પ્રમુખ ઉદાર ભાવનાઓનો આશ્રય કર્ત્તવ્ય છે. પરહિતચિન્તવન તે **મૈત્રીભાવના**, પરદુઃખ દૂર કરવા અનુકૂળ વ્યાપાર તે **કરુણાભાવના**, પરસુખસમૃદ્ધિ અને ગુણ-

ગૌરવ દેખીને તેમ જ સાંભળીને સંતુષ્ટ થવું તે **પ્રમોદભાવના** અને અન્યના અનિવાર્ય દોષો સુધરી ન શકે એવી સ્થિતિમાં જણાય ત્યારે તેને કર્મવશ સમજી, રાગદ્વેષથી દૂર રહી, સ્વ-કર્ત્તવ્યમાં સાવધાન રહેવું તે **મધ્યસ્થભાવના** યા ઉપેક્ષા-ભાવના કહેવાય, એમ સહુ કોઇ સજ્જનોએ ઉક્ત ઉત્તમ ભાવના સદા સર્વદા સેવવા–આદરવા યોગ્ય છે.

[ આ. પ્ર. પુ. ૧૨, પૃ. ૧૮૪ ]

---

## જીવદયા અથવા અનુકંપાના ખર્ચ સંબંધી થતો ઊહાપોહ અને તેનું પરિણામ

**દયાળુ** ગણાતી જૈન અને અન્ય કોમોમાં પર્યુષણાદિક માંગલિક પ્રસંગે અનેક આરંભ-સમારંભનાં કામ બંધ રાખી-રખાવી '**અમારી**' પળાવવામાં આવે છે. **કુમારપાળ રાજા** પોતાના ૧૮ દેશોમાં પોતાના હુકમથી અને બીજા ૧૪ દેશોમાં મિત્રતાદિકના બળથી કાયમ **અમારી** પળાવતા હતા. **અકબર બાદશાહ** પ્રમુખ **મુસલમાન રાજાઓએ** પણ **જૈન આચાર્યોનાં અદ્દભુત જ્ઞાન** અને **ચારિત્ર્યના પ્રભાવથી** એક વર્ષમાં લગભગ ૬ માસ પર્યન્ત કાયમ **અમારી** પળાવવા પોતાનાં સમસ્ત રાજ્યમાં ફરમાનો કર્યાં હતાં. એ વખતે અને જ્યાં સુધી જૈનોમાં એકસંપી હતી તેમ જ જૈનોનો પુન્યોદય જાગતો હતો ત્યાંસુધી સર્વ પ્રાણીવર્ગને અભય આપવારૂપ **અમારી** સર્વત્ર સારી રીતે પળાતી હતી. અત્યારે મેળવેલાં ફરમાનોનો અમલ કરાવવા જેટલી તાકાત પણ જૈનો ધરાવે છે? અંદર અંદર કલેશ–કુસંપવડે પોતાની વીર્યશક્તિ વ્યર્થ ગુમાવી

દેતી જૈનકોમ પ્રથમથી સહેજે મળેલાં અને કરોડો જીવોને સુખદાયક ફરમાનોના યથાર્થ અમલ કરાવવા પ્રત્યે પણ ઓછી દરકાર કરે છે એમ કચ્છના સામાન્ય અનુભવ ઉપરથી જણાય છે. જીવદયા સંબંધી પ્રથમ ભુજના રાજાએ કરી આપેલા ફરમાનો દીવા જેવા છે, પણ તેનો અમલ કરાવવાની દરકાર કોને છે? આપણી બેદરકારીનો લાભ લઇ બીજા નિર્દય લોકો અન્યથા આચરણ કરતા જણાય છે. અને કરે ત્યારે લોકો બૂમો પાડે તેમાં વળે શું? વખત વીત્યા પછી અને હક્ક ગુમાવ્યા પછી રાજાઓ કે અધિકારીઓ પણ દાદ દેતા નથી તેમાં ખરો દોષ કોનો? દુષ્ટ પ્રમાદનો જ યા બેદરકારીનો. 'સાપ ગયા ને લીસોટા રહ્યા' એ ન્યાયે આપણે પર્યુષણાદિક પર્વ પ્રસંગે જીવદયાની ટીપો કરી, નાણાં એકઠાં કરી, કસાઇને ત્યાં જઇ થોડાંક જાનવરોને છોડાવી દઇએ એટલે જીવદયાનું કામ પૂરું થયું માનીએ. એ રીતે બધા ય સ્થળે ખર્ચાતા નાણાંનો સરવાળો કરીએ તો કદાચ પ્રતિવર્ષ હજારો બલ્કે લાખોનો થાય. આ સિવાય પાંજરાપોળનું ખર્ચ ગણીએ તો કદાચ કરોડની રકમ થવા પામે. અત્યારે નિર્ધન અવસ્થા ભોગવતી જૈન પ્રજા આટલી ગંજાવર રકમ ખર્ચી છેવટે આ લોકમાં કે પરલોકમાં સંતોષકારક સુખદાયક પરિણામ મેળવી શકે તો તો બહુ સારું, પણ જો હૃદયમાં વિવેકદીપક પ્રગટાવી વસ્તુસ્થિતિ અવલોકે તો ગરીબડી થઇ પડેલી પોતાની પ્રજાનો જ ઉદ્ધાર કરવા જૈનકોમે આટલી ગંજાવર રકમ કેળવણીના માર્ગે ખર્ચી દ્રવ્યની સફળતા કરી લેવી જોઇએ.

[આ. પ્ર. પુ. ૧૩, પૃ. ૧૭]

---

## આજીવન યાત્રા સફળ કરી લેવા હરેક પ્રસંગે સુજ્ઞ જનોએ રાખવી જોઇતી ચીવટ, અને પ્રમાદાચરણથી દૂર રહેવાની અનિવાર્ય અગત્ય (આત્મજાગૃતિ.)

૧. દારુના પીઠામાં જેમ અનેક દારુડીયા એકઠા થાય છે તેમ જેમાં અનેક જાતનાં પાપ આવી મળે છે તેવાં પ્રસિદ્ધ ૧૮ પાપસ્થાનકોનો પરમાર્થ સમજી, સુખના અર્થી જનોએ તેનો પરિહાર કરી, સ્વગુણનો પ્રકાશ થાય એવી સ્તુત્ય પ્રવૃત્તિ કરવી, કરાવવી અને અનુમોદવી. ગુણકારી કરણીની નિંદા તો કદાપિ કરવી નહિં.

૨. મદ્ય–ઉન્માદ ઉપજાવનાર ખાનપાન, વિષય–આસક્તિ, ક્રોધાદિ કષાય, આલસ્ય અને વિકથાદિ પ્રમાદભર્યાં આચરણથી જેમ બને તેમ કાળજીપૂર્વક અળગા રહી, મન અને ઇન્દ્રિયોનો યોગ્ય નિગ્રહ કરી તપ, જપ, સંયમનું સારી રીતે સેવન કરી લેવું.

૩. જિનેશ્વર જેવા સમર્થ દેવ, નિર્ગંથ–સાધુ જેવા સમર્થ ગુરુ અને સર્વજ્ઞ વીતરાગભાષિત વિશુદ્ધ ધર્મરૂપ ત્રણ તત્ત્વને પામી પોતાનું જીવન આદર્શરૂપ કરવા દઢ પ્રયત્ન સેવવો. ઉત્તમ આલંબન મેળવી ઉદારાશય થવું–ઉચ્ચ જીવન કરવું.

૪. સંસારની અનિત્યતા, અસારતાદિક સારી રીતે ચિન્તવી વૈરાગ્ય ધારવો અને ક્ષમાદિક સ્વાભાવિક ગુણોની રક્ષા તથા પુષ્ટિ થાય તેમ મૈત્રી, મુદિતા ( પ્રમોદ ), કરુણા અને માધ્યસ્થરૂપ રૂડી ભાવનાઓનો આશ્રય કરવો.

૫. સ્ત્રીઓ જેમ કાંચકીવડે માથામાંથી જૂં અને લીંખોને પૃથગ્ કરે છે તેમ સત્ય સુખના અર્થી જનોએ **આત્મનિરીક્ષણ** યોગે નજરે પડતા દોષમાત્રને દૂર કરવા. આત્મસુધારણાનો એ જ ઉત્તમ ઉપાય છે.

૬. સમતા ગુણનો જમાવ કરે અને રાગદ્વેષાદિક દોષ-જાળને દૂર કરે એ જ લક્ષ્યથી **સામાયિકનો** અભ્યાસ રાખવો સુજ્ઞ જનોને ઉચિત છે.

૭. નહિં કરવાનું કરવાથી, કરવા યોગ્ય નહિં કરવાથી, અશ્રદ્ધા કરવાથી તેમ જ માર્ગવિરુદ્ધ કથન કરવાથી જીવ દોષપાત્ર થાય છે. જાણતાં કે અજાણતાં થયેલા દોષની આલોચના અંતઃકરણથી કરી, ફરી તેવા દોષથી અળગા રહેવા દૃઢ પ્રયત્ન કરનાર સુજ્ઞ જનો **પ્રતિક્રમણવડે** આત્મશુદ્ધિ કરી શકે છે.

૮. જેનાથી સમ્યગ્ જ્ઞાન, દર્શન અને ચારિત્રગુણને પુષ્ટિ મળે એ જ **પૌષધ.** આહારલોલુપતા તજી, શરીરમમતા તજી, બ્રહ્મચર્ય સેવવા દૃઢ પ્રતિજ્ઞા કરી, પાપવ્યાપારનો પરિહાર કરી, કાયમ ન બની શકે તો પર્વને દિવસે પ્રેમપૂર્વક પૌષધ કરનાર સુજ્ઞ જનો અવશ્ય સુખી થાય છે.

૯. અનિત્યાદિક બાર ભાવના, મૈત્રી પ્રમુખ ચાર ભાવના અને પાંચ મહાવ્રતની પચીશ **ભાવના ભાવવાથી** પોતાનું જ હિત થાય છે ત્યારે અનેક ભવ્યાત્માઓ ધર્મમાં જોડાય, દૃઢ થાય એવું સદાચરણ સેવનાર, સેવરાવનાર અને અનુમોદનાર સુજ્ઞ જનો **શાસનપ્રભાવનાનો** લાભ મેળવે છે.

[ આ. પ્ર. પુ. ૧૩, પૃ. ૧૮. ]

# ઉપમિતિ ભવપ્રપંચા કથા અંતર્ગત કેટલાએક ઉપયુક્ત વચનોનો અનુવાદ.

૧. મહાપુરુષનું સાન્નિધ્ય ( તેમની સમીપતા ) અતિશય ચમત્કારી હોય છે.

૨. કુશીલ જનોની દૃષ્ટિ અતિ વિષમ–હાનિકારક હોય છે.

૩. મોક્ષપર્યંત સહાયકારી પુન્યાનુબંધી પુન્યનો જોગ મળવો અતિ દુર્લભ છે.

૪. નીચ કાર્ય કરવાનો સંકલ્પ જીવને ખરા સુખથી બેનસીબ રાખે છે.

૫. ભવિષ્યનો વિચાર કરી કોઇ કાર્ય કરવામાં વગર વિચાર્યું ઝંપલાવવું નહિં.

૬. મોહદોષના જોરથી જીવ મહાહાનિકારક વિષયભોગ-વડે છળાયા કરે છે.

૭. મહાત્માઓ અનુચિત કાર્યથી પાછા જ ઓસરતા રહે છે.

૮. સદ્‌વિચાર વગર અયુક્ત-અસત્ કાર્ય સત્‌કાર્ય જેવું ભાસે છે.

૯. ગુરુજનોના વચનનું ઉલ્લંઘન કરવું ન ઘટે.

૧૦. અશક્ય વસ્તુના વિષયમાં પુરુષનો અપરાધ લેખાતો નથી.

૧૧. અહિંસા, સદ્ધ્યાનની પ્રાપ્તિ, રાગાદિક દોષોનો નિગ્રહ, તેમ જ સાધર્મી જનો પ્રત્યે નિઃસ્વાર્થ પ્રેમ–વાત્સલ્ય એ જ સદુપદેશનું રહસ્ય છે.

૧૨. અજ્ઞાનયોગે જ હિંસાદિક દોષ માત્રમાં જીવો પ્રવૃત્તિ કરતાં રહે છે.

૧૩. અજ્ઞાન દોષથી મલિન થયેલ આત્મા પાષાણ જેવો જડ લેખાય છે.

૧૪. ખરી સરલતા આદરવાથી હૃદયની ઘણી શુદ્ધિ થઇ શકે છે.

૧૫. આપબડાઇ, પારકી નિંદા અને પૂર્વે સેવેલ વિષય-વિલાસના વખાણ એ સાધુજનોના ચારિત્રને ભારે નુકસાન-કારક નીવડે છે.

૧૬. જે મનનો નિગ્રહ કરી શકે છે તે જ આત્માનું ખરું હિત કરે છે.

૧૭. સજ્જનોની પ્રીતિ અવિહડ–પ્રાણાન્ત સુધી નભે એવી હોય છે.

૧૮. સદ્ગુરુ પ્રત્યે વિનયથી વર્તવું એ સજ્જનોને ઉચિત જ છે.

૧૯. નિર્ગુણી પ્રત્યે સજ્જનો તો રાગદ્વેષ રહિત ઉદાસીનતા જ ધારણ કરે છે.

૨૦. સારા–સદ્ગુણી પતિ સાથે કન્યાને જોડવાથી ચિંતા-મુક્ત થઇ શકાય છે.

૨૧. મુખમાં સમાય એવું મંદ હાસ્ય, લજ્જા સહિત કોમળ ભાષણ, અને વિકાર રહિતપણે અન્યને નિરખવું એ કુલીન સ્ત્રીઓને ઉચિત છે.

૨૨. હાથકંકણને અરીસાની જરૂર રહેતી નથી.

૨૩. કર્ત્તવ્ય કર્મમાં જોડાએલા નોકરોએ સ્વામીઓને છેતરવા ન જોઇએ.

૨૪. કર્મથી દુઃખ પેદા થયું હોય તેમાં ખેદ–શોક કરવો શા કામનો ?

૨૫. માતાને કલેશ–સંતાપ ઉપજાવનારા એવા પુત્રના જન્મથી સર્યું.

૨૬. દીર્ઘદૃષ્ટિથી વિચારી કામ કરનારને શું શું શ્રેય ન સંભવે ?

૨૭. મહાનુભાવો દુઃખ પામતા પ્રાણીઓ પ્રત્યે દયાળુ હોય છે.

૨૮. પંડિત જનો સમયસૂચકતા વાપરી ડહાપણથી કામ કરે છે.

૨૯. કુપાત્ર માટે ગમે તેટલો પ્રયાસ કર્યા છતાં અંતે ખેદ જ પેદા થાય છે.

૩૦ સત્સંગનું મૂલ્ય આંકવાને દુનિયામાં કોણ સમર્થ છે ?

૩૧. ક્રોધના પૂરા આવેશમાં કરેલ સમાધાન કલહને વધારનાર થાય છે.

૩૨. ભોજન સન્મુખ છતાં હાથ હલાવ્યા વગર કોણ જમી શકે છે ?

૩૩. ગમે તેટલો પરિશ્રમ કર્યા છતાં કૂતરાની પૂંછડી વાંકી ને વાંકી રહે છે, સીધી થતી નથી.

૩૪. ઊંટ કયાં અને આરતિ કયાં ? સર્વત્ર ગુણો જ પૂજાય છે; અર્થાત્ ઊંટની આરતિ ન હોય.

૩૫. ગુણ જ જયાં ત્યાં પૂજાય છે. એમાં સંબંધનું કશું કારણ નથી.

૩૬. અધિક ગુણીને જોઈ મહાત્માઓ પ્રમોદ પામે છે.

૩૭. ગુરુજનો સહાયરૂપ થાય છે ને માર્ગદર્શક પણ હોય છે.

૩૮. હે ચિત્ત! આત્મામાં રમણતા કરીને તું જલદી ચિંતા-મુક્ત થા.

૩૯. મનનો ઉદ્વેગ મટાડવા અને મિત્ર સજ્જનોને સંતોષવા તેના જાણકાર વિચક્ષણ પુરુષો શ્રેષ્ઠ–ઉત્તમ પ્રહસન જ કરે છે.

૪૦. અંદરમાં મેલું–દુષ્ટ મન સ્નાનાદિકવડે શુદ્ધ થઈ શકતું નથી.

૪૧. સંસારનો પાર પામવાને સૌથી પ્રથમ આપણું ચિત્ત જ શુદ્ધ કરવાની જરૂર છે.

૪૨. સ્નેહપૂર્ણ સજ્જનને જોવાથી ચિત્ત સ્નેહથી દ્રવિત થઈ જાય છે.

૪૩. ચિંતામણિ મેળવનાર દરિદ્રી ન હોય.

૪૪. સજ્જનનો સમાગમ થતાં જડ પણ સંતુષ્ટ થાય છે.

૪૫. 'બાપ તેવા બેટા' એ કહેવત પ્રાયે સત્ય હોય છે.

૪૬. તત્ત્વ( પરમાર્થ )માર્ગને નહિ જાણનારા જ માંહોમાંહે વિવાદ કરી વિનાશ પામે છે.

૪૭. તત્ત્વશ્રદ્ધાવડે પુનિત આત્માને સંસારમાં રઝળવું પડતું નથી.

૪૮. અજ્ઞાન ચેષ્ટા તજી દેવી–તેનું સેવન કરવું નહિ.

૪૯. દુષ્ટ સંબંધ–પરિચય તજવો અને સદાચારીનું સંસેવન કરવું.

૫૦. માણસ જેટલું જોવે છે તેટલું જ જાણે છે.

૫૧. જે સદા સુગુરુની સેવા–ઉપાસના કરતાં રહે છે તે ભાગ્યશાળી જનો જ્ઞાનવાન બને છે, નિર્મળ શ્રદ્ધારત્નને પામે છે અને ઉત્તમ આચાર પાળવામાં એક્કા બને છે.

૫૨. સંતોષ-પ્રસન્નતાવડે જનો શું શું શુભ કાર્ય નથી કરી શકતા?

૫૩. જીવદયા, વૈરાગ્ય, વિધિયુક્ત ગુરુપૂજન અને વિશુદ્ધ એવી શીલ (સદાચાર) વૃત્તિ એ પુન્યાનુબંધીપુન્યજનક છે.

૫૪. જગતમાં દયા હિત કરનારી, સર્વ ગુણને પેદા કરનારી અને દોષમાત્રને ટાળનારી તેમ જ ધર્મના રહસ્યરૂપ છે.

૫૫. મહામોહ અને પરિગ્રહ–મમતા ખરેખર ત્રાસદાયક છે.

૫૬. પાપાચરણથી જ દુઃખ માત્ર ઉત્પન્ન થાય છે.

૫૭. સહુ કોઈનું મન સંપાદન કરવું ખરેખર દુર્લભ છે.

૫૮. આ ભવ–અટવીમાં સાધુવંદન સદ્દભાગ્યે જ પ્રાપ્ત થાય છે.

૫૯. દુષ્ટ રાગાદિક દોષોની સંગતિ પરિણામે દુઃખદાયી જ છે.

૬૦. દુષ્ટ–પાપીજનોને શિક્ષા કરવી એ રાજાનો ધર્મ છે.

૬૧. માત–પિતાના ઉપકારનો બદલો કેમે કરી વળી ન શકે.

૬૨. જગતમાં જુગાર જીવોને સર્વ અનર્થ ઉપજાવનાર છે.

૬૩. નબળાની સોબતથી નુકસાન જ અને સારાની સોબતથી ફાયદો જ સંભવે છે.

૬૪. ભાગ્યશાળી જનોને જ વધારે યાદ કરાય છે.

૬૫. ધર્મોપકાર કરનાર સાધુજનોનું મૂલ્ય જ કરી ન શકાય.

૬૬. ધીર પુરુષો સ્વબુદ્ધિ–ચક્ષુથી પરિણામ જોઇ શકે છે.

૬૭ દુર્જનોનો સંગ ન જ કરવો, સજ્જનોનો જ સંગ કરવો.

૬૮. ક્રોધથી તેજ પ્રતાપની વૃદ્ધિ થતી નથી, પણ તેજ ઘટે છે.

૬૯. પુન્યોદય વગર જીવનું કાંઇ પણ વાંછિત ફળતું નથી.

૭૦. અમૃતના પાત્રમાં કદાપિ કડવાશ હોતી નથી જ.

૭૧. જુગારીઓને અહીં કે પરલોકમાં કયાંય સુખ નથી.

૭૨. તારે ખરો માર્ગ મૂકવો નહિ અને શત્રુઓને પરાસ્ત કરવા.

૭૩. મોહ( શત્રુ )ને દાબી નાંખવા જેવો બીજો કોઇ મહોપકાર નથી.

૭૪. જાતિવંત–કુલિન પુરુષોને પરસ્ત્રીગમન ઉચિત નથી.

૭૫. સ્વાભિમાની જનોને અપમાનકારી સાથે રહેવું તે જ યોગ્ય નથી.

૭૬. ભાગ્યહીનને રત્નોનો ભંડાર સાંપડતો જ નથી.

૭૭. સહેજે કરાય એવા કાર્યમાં પણ પ્રમાદી ઠપકાપાત્ર બને છે.

૭૮. ઉચિત મર્યાદાનું કદાપિ ઉલ્લંઘન કરવું નહિ.

૭૯. સહોદર–સગાભાઇથી થતો પરાભવ ક્ષમાવાન પણ સહી ન શકે.

૮૦. શુદ્ધાત્મા એવો સજ્જન દુર્જનનાં દુરાચરણો ખાત્રી-પૂર્વક જાણી શકતો નથી.

૮૧. સજ્જનો દોષિતને પણ અકાળે તજતા નથી.

૮૨. જયાંસુધી ચિત્તનું સમાધાન કરી આપનાર ન મળે ત્યાંસુધી આ ભવચક્રમાં જીવને લેશમાત્ર સુખ સંભવતું નથી.

૮૩. નીરાગી મહાશયને દુઃખ ભણી દ્વેષ કે સુખ પ્રત્યે સ્પૃહા થતી નથી.

૮૪. બહારની વસ્તુઓ તો નિમિત્ત માત્ર છે.

૮૫. લક્ષણહીન ( દરિદ્રી )ને ચિન્તામણિરત્ન પ્રાપ્ત થતું નથી.

૮૬. સજ્જન–સાધુજનો કેવળ નિર્વિકારી હોય છે.

૮૭. પ્રાણીઓની દૃષ્ટિ જન્માન્તરની સંગતિને જાણનાર–યાદ રાખનાર જણાય છે, કેમ કે તે પ્રિયને દેખીને વિકસે છે અને અપ્રિયને દેખીને રોષી બને છે.

૮૮. શાન્ત આત્માઓને જે સ્વાભાવિક આંતરસુખ સાંપડે છે તે દેવોને કે ઇન્દ્રોને પણ સંભવતું નથી.

૮૯. સાધુજનોને આત્મશ્લાઘા કરવી ઘટે નહિ, તે કરે જ નહીં.

૯૦. અધમ જનો ઉચિત આચરણ પણ કરતા નથી.

૯૧. ગમે તેટલું સમજાવ્યા છતાં મૂઢ જન અકાર્ય કરતાં અટકતો નથી.

૯૨. બીજાએ કરેલું અકાર્ય જો અણનિષેધ્યું તો તે અનુમોદ્યું સમજવું.

૯૩. કૃપાળુ સજ્જનો પારકાં દુ:ખ જોઈ ( સહન કરી ) શકતા નથી.

૯૪. શક્તિ હોય તો સુજ્ઞ માણસે પરોપકાર કરવો જ, પરંતુ પરોપકાર કરવાની શક્તિ ન જ હોય તો સ્વહિત સાધવા બને તેટલો આદર કરવા ચૂકવું નહિ.

૯૫. પરસ્ત્રીને સમીપે આવતી જોઈને સજ્જનો નીચી દૃષ્ટિ રાખીને ચાલે છે.

૯૬. અરસપરસની અનુકૂળતાવડે જ વર–વધુનો પ્રેમ સચવાય છે.

૯૭. સાધુજનો નમી પડેલા પ્રત્યે દયાળુ, દીન જનોને ઉદ્ધારવા ઊજમાળ અને નિ:સ્વાર્થ પ્રેમી જનો માટે પ્રાણાર્પણ કરનારા હોય છે.

૯૮. ગુરુની સ્તુતિ તેમની સમક્ષ કરાય, મિત્ર અને બંધુ-ઓની સ્તુતિ તેમની પાછળ કરાય, નોકર–ચાકરની પ્રશંસા કામ કર્યા બાદ કરાય અને સ્ત્રીઓની મૃત્યુ પામ્યા બાદ કરાય; પણ પુત્રોની તારીફ તો કરાય જ નહિં.

૯૯. પ્રભુનું પ્રભુત્વ આજ્ઞામાં છે.

૧૦૦. પ્રસ્તાવ રહિત કાર્ય વિચક્ષણ નર આરંભે જ નહિં.

૧૦૧. પાપી જનોની વાતો કરવાથી આપણું પાપ વધે છે.

૧૦૨. પાપ ઘણું કરીને ઢાંકયું ન રહે—જાહેરમાં આવે જ.

૧૦૩. ચિન્તામણિ પામી સાચવી જાણનાર દરિદ્રી કેમ જ રહે?

૧૦૪. પુણ્યને પણ સોનાની બેડી જેવું કહ્યું છે.

૧૦૫. દોષરૂપી મળને શુભ ક્રિયારૂપ જળવડે દૂર કરવો.

૧૦૬ પૂર્વભવના અભ્યાસથી જ પ્રાયે પ્રાણીઓના અનેક ભાવ વર્તે છે.

૧૦૭. ઉદ્યમ કરનારને અને નહિ કરનારને પૂર્વભવમાં જેવું (શુભાશુભ) કર્મ ઉપાર્જ્યું હોય તેવું જ અહીં પ્રાપ્ત થાય છે.

૧૦૮. જ્ઞાન અને ક્રિયાના યોગે જ ફળસિદ્ધિ થવા પામે છે.

૧૦૯. હઠાગ્રહથી ( તેની વગરઈચ્છાએ ) પણ અન્યનું હિત–શ્રેય કરવું.

૧૧૦. બ્રહ્મચર્ય, દયા, દાન, નિઃસ્પૃહતા, સત્ય, તપ અને ઉદાસીનતા એ સઘળાં સત્ત્વની સંવૃદ્ધિ કરનારાં છે.

૧૧૧. મહાકાર્ય સાધવાની શરૂઆત કરનારને પણ વચમાં વિઘ્નો પેદા થાય છે.

૧૧૨. મહાત્માઓ ભક્તિવડે વશ થઈ જાય છે.

૧૧૩. અરે ભાઈઓ! ઉત્સાહ લાવીને ખરા ધર્મ–માર્ગમાં આદર કરો.

૧૧૪. અહીં જિનાગમનો યોગ પામી સુજ્ઞજનોએ શીઘ્ર સ્વમળશુદ્ધિ કરવી.

૧૧૫. મહાશયો અન્ય જનોના આનંદની વૃદ્ધિ માટે થાય છે.

૧૧૬. મહાપુરુષના સમાગમથી ઉત્તમ માર્ગની પ્રાપ્તિ થાય છે.

૧૧૭. ઇંદ્રિયોરૂપી ચોરો મનુષ્યોનો સઘળો ધર્મરૂપી ખજાનો ચોરી જાય છે.

૧૧૮. તત્ત્વવેત્તાએ ધન પ્રાપ્ત થયે છતે મૂર્ચ્છા–મમતા અને ગર્વ ન જ કરવો, પણ સારા પાત્રમાં વિવેકથી તેનું દાન દેવું અને ભોગમાં પણ લેવું.

૧૧૯. જે સારું કામ હોય તે મૂઢ જનો નથી કરતા અને માઠું–ભૂંડું કાર્ય તો વાર્યા છતાં પણ કરે છે.

૧૨૦. રાજા તથા પ્રજાનું જેવું સત્ત્વ હોય તેવા ગુણ સમજવા.

૧૨૧. નિયતિવશાત્ જે શુભાશુભ સાંપડે તેમાં હર્ષ, ખેદ કરવો નકામો છે.

૧૨૨. જ્યાંસુધી માણસ નિરુદ્યમી રહે છે ત્યાંસુધી લક્ષ્મી વેગળી વસે છે.

૧૨૩. જે માતા જડ, આળસુ, નસીબ ઉપર વિશ્વાસ રાખી બેસનાર અને સત્ત્વપરાક્રમ વગરના બાળકને જન્મ આપે છે તેને જ રોવું–રુદન કરવું પડે છે.

૧૨૪. જે અહીં ઘરમાં પરાભવ પામ્યા હોય છે તે બહાર પણ પરાભવ પામે છે.

૧૨૫. જે ક્રોડોગમે બાહ્ય શત્રુઓને જીતી શકે તે પણ તત્ત્વજ્ઞાન વગર અંતરશત્રુઓને જીતવા સમર્થ થઇ શકતો નથી.

૧૨૬. રસનાલુબ્ધ બનેલો જીવ લેશ પણ ચેતી શકતો નથી.

૧૨૭. રાગાદિકથી વ્યાકુળ થયેલું ચિત્ત વિષયરસમાં પ્રવર્તે છે અને વિવિધ વિષયોમાં પ્રવૃત્ત થયેલા જીવને કર્મનો સંચય વધતો જાય છે.

૧૨૮. લોભીને અર્થ આપવાવડે, ક્રોધીને મધુર ભાષણવડે, કપટીને વિશ્વાસ પમાડવાવડે, અભિમાનીને નમ્રતાવડે, ચોરને અંકુશવડે અને પરસ્રીલંપટને સારી બુદ્ધિનો ઉપયોગ કરવાવડે વિદ્વાનો વશ કરી શકે છે.

૧૨૯. પંડિતજનોએ જગતના વ્યવહારમાર્ગનું ઉલ્લંઘન ન કરવું.

૧૩૦ પ્રાણીઓની ચિત્તવૃત્તિઓ જુદા જુદા પ્રકારની હોય છે.

૧૩૧. વિદ્યા અને ધ્યાનયોગમાં સ્થિરતા અતીવ હિતકારી નીવડે છે.

૧૩૨. સદ્‌વિદ્યાની વૃદ્ધિયુક્ત સદ્ધ્યાનયોગે ક્ષમાદિક સદ્‌ગુણ સેવવાવડે રાગદ્વેષાદિક ઉપદ્રવો શીઘ્ર નષ્ટ થઇ જાય છે.

૧૩૩. ઉદાર આશયવાળા અને અમૃત સમાન સારબોધ આપનારા આચાર્ય ભગવંતો હોય છે.

૧૩૪. અલ્પજ્ઞ પુરુષ શાસ્રના વિભાગ ( ઉત્સર્ગ—અપવાદ, નિશ્ચય વ્યવહાર, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવાદિક) જાણી શકતો નથી.

૧૩૫. વિચારીને કામ કરનાર અશક્ય અર્થમાં કેમ પ્રવર્તે?

૧૩૬. વિષવૃક્ષને વધવા દેવું જ નહીં. પ્રથમથી છેદી નાખવું.

૧૩૭. ખરેખર સંત-સાધુજનો રાગદ્વેષાદિક વિકાર રહિત હોય છે.

૧૩૮. ગુરુનો વિનય સાચવવા તત્પર રહેનારી કાયા, ગુરુના ગુણ ગાનારી વાણી અને ગુરુના ગુણમાં રંગાયલું મન ખરેખર પ્રશંસવા યોગ્ય છે. (સદ્ગુરુ શુદ્ધ દેવ સમાન સત્કારવા યોગ્ય છે.)

૧૩૯. સંતજનો દાક્ષિણ્યતાથી જ અન્યકૃત પ્રાર્થના અવગણતા નથી.

૧૪૦. દોષિતમાં પણ ગુણનો આરોપ કરી લેનાર અને સહુને આનંદ ઉપજાવનાર અચિન્ત્ય ચિન્તામણિ જેવો અજબ ગુણ સજ્જનોની પ્રકૃતિમાં હોય છે.

૧૪૧. ગુણી જનો પ્રત્યે પક્ષપાત કરવો મહાપુરુષોને ઉચિત છે.

૧૪૨. પરવશતા માત્ર દુઃખરૂપ છે. સુકૃત્યોવડે પાપ માત્ર દૂર થાય છે.

૧૪૩. સર્વ કંઈ સત્ત્વમાં રહેલું છે. મહાપુરુષોનું બધું મહાન્ હોય છે.

૧૪૪. આત્મવશ બધું સુખરૂપ છે. જેવી ભવિતવ્યતા હોય છે તેવા જ સહાયક મળી આવે છે.

૧૪૫. સ્વકાર્ય-સ્વાર્થની ઉપેક્ષા કરીને પરોપકાર કરવા સંતો સહેજે ઉદ્યમી હોય છે.

૧૪૬. સાધુજનો સ્વપ્ને પણ સ્વકાયાનું સુખ વાંછતા નથી.

૧૪૭. સજ્જનો આરંભેલું કાર્ય તજી દેતા નથી. સારી રીતે પરખી લીધેલું હોય તે જ કાર્ય કરે છે.

૧૪૮. શંકિત અર્થ છતે કાળ વિલંબ કરવાથી સુખી થવાય છે.

૧૪૯. પાપી લોકો સાથે સંબંધ રાખવો તે સર્વ પ્રકારના અનર્થને પેદા કરનાર જાણવો.

૧૫૦. ક્ષત ( ઘારા ) ઉપર ક્ષાર નાંખવા જેવું કાર્ય કૃપાળુ સજ્જનો તો કદાપિ ન જ કરે.

૧૫૧. ક્ષમા–સહનશીલતા–સમતા વગરના સઘળા ગુણો શોભા આપતા નથી.

૧૫૨. જ્ઞાનીનાં રૂપ( આકૃતિ )થી જાતિ ઓળખાય છે, જાતિથી શુભાશુભ આચરણ જણાય છે, સદાચારથી ગુણો પ્રકાશે છે અને સદ્ગુણોવડે સત્ત્વ ઝળકી નીકળે છે.

( આ. પ્ર. પુ. ૧૮, પૃ. ૨૭૩ તથા ૨૯૭ )

---

## મૂર્ખ શતક

૧. અધિકારધારી કામદાર ઉપર સ્નેહબદ્ધ આશા રાખનાર.

૨. મંત્રી નિર્દય–દયાહીન હોવા છતાં નિર્ભયતા માનનાર.

૩. કૃતઘ્નનું હિત કરી તેની પાસેથી પ્રત્યુપકારની આશા રાખનાર.

૪. નિર્ગુણ(બેકદર)ની પાસે ગુણ–લાભ મેળવવા ઈચ્છનાર.

૫. શરીર નીરોગી છતાં દવા દારુ કરતો રહી શરીર બગાડનાર.

૬. શરીરે રોગીષ્ટ છતાં પથ્ય પાળવામાં ઉપેક્ષા કરનાર.

૭. લોભવશ ખર્ચના ભયથી સ્વજન કુટુંબી સાથે સંપ રાખવાને બદલે તેમની સાથે કલેશ–કુસંપ કરનાર.

૮. તથાપ્રકારનાં વચનયોગે મિત્રથી વિરક્ત થઇ જનાર.

૯. ગુણ–લાભ મળવાના પ્રસંગે આળસ કરનાર.

૧૦. પૈસાપાત્ર છતાં કલેશ–કુસંપમાં પ્રીતિ રાખનાર.

૧૧. કોઇ જ્યોતિષી( જોશી )ના કથન ઉપરથી રાજ્યની ઈચ્છા રાખી સ્વઉચિત આચરણની ઉપેક્ષા કરનાર.

૧૨. મૂર્ખ–નિટોળની સલાહ મુજબ ચાલનાર.

૧૩. દુર્બળ–અનાથ–ગરીબને પીડા ઉપજાવવામાં બહાદુરી લેખનાર, સંરક્ષણ કરવાને બદલે તેને સતાવનાર.

૧૪. પ્રગટ–પ્રસિદ્ધ દોષ( કલંક )વાળી સ્ત્રી ઉપર પ્રીતિ રાખનાર–તેની સાથે અનુચિત વ્યવહાર કરનાર.

૧૫. વિદ્યા–વિજ્ઞાન–કળાનો અભ્યાસ કરવામાં મંદ આદર કરનાર ( ઉત્સાહ વગરનો–મંદ ઉત્સાહી ).

૧૬. અન્યાયે કમાણી કરી સંચય કરેલ દ્રવ્યને ઉડાવી દેનાર.

૧૭. વિવેકશુન્યતાવડે રાજાદિક જેવો દબદબો રાખનાર.

૧૮. જાહેર રીતે રાજાદિક મોટા લોકોની નિંદા કરનાર.

૧૯. દુઃખ આવી પડતાં દીનતા અને ચિંતા કરનાર.

૨૦. સુખી સ્થિતિમાં ઉન્માદવશ દુર્ગતિને વિસરી જનાર અને સ્વેચ્છા મુજબ ગમે તેવાં નિંદ્ય કામો કરનાર.

૨૧. નજીવા, તુચ્છ લાભની ખાતર હદ ઉપરાંત ખર્ચ કરી નાંખનાર, લેવાનું દેવું કરનાર.

૨૨. પરીક્ષા-ખાત્રી કરવા ખાતર ઝેર ખાનાર.

૨૩. સુવર્ણસિદ્ધિ પ્રમુખ પ્રાપ્ત કરવાની લાલચે પોતાના પાસેની મૂડી ગુમાવી નિર્ધન-દરિદ્ર બની જંનાર.

૨૪. ધાતુ-રસાયણ ખાઇને સ્વવીર્ય-ધાતુનો નાશ કરનાર.

૨૫. પોતાનામાં મોટાઇ માની (કલ્પી) મોટા ગુણીજનોથી અતડો રહેનાર. હુંપદ લાવી કોઇને હિસાબમાં નહિ ગણુ-નાર-મદ, અહંકાર, ગર્વ કરી અંતે નીચો પડનાર.

૨૬.. ક્રોધ-કષાયવશ થઇ આત્મઘાત કરવા તત્પર થનાર.

૨૭. નિત્ય જ્યાં ત્યાં વિના પ્રયોજને ગમનાગમન કરનાર અથવા જેમાં કશું વળે તેમ ન હોય એવાં નકામાં કામ કરનાર.

૨૮. ઘા વાગ્યા છતાં યુદ્ધનો તમાશો જોવા ઇચ્છનાર.

૨૯. સમર્થ-બળીઆ સાથે બાથ ભીડી ( કલેશ કરી ), વૈર બાંધી સ્વશક્તિ( અર્થ બળાદિક )નો ક્ષય કરી નાખનાર.

૩૦. અલ્પ મૂડી છતાં ભારે મોટો ( ખોટો ) આડંબર રાખનાર.

૩૧. પોતાને પંડિત માની લઇ અહંકારવશ જ્યાં ત્યાં જેમ તેમ બકવાદ–વાદવિવાદ–વિતંડાવાદ કરનાર.

૩૨. પોતાને શૂરો (બહાદૂર) લેખી બેદરકાર બની કોઈની કશી બીક (ભીતિ) નહિ રાખનાર.

૩૩. આપસ્તુતિ કરવાવડે અન્ય જનોની હલકાઈ કરનાર.

૩૪. હાસ્યગર્ભિત વચનોવડે અન્યનાં મર્મને ભેદનાર.

૩૫. નબળી સ્થિતિવાળા પાસે સ્વદ્રવ્યરક્ષણાર્થે થાપણ મૂકનાર (અને પછી પાછું ન મળે ત્યારે પસ્તાવો કરનાર).

૩૬. શંકાશીલ કાર્ય કરવામાં સ્વદ્રવ્યનો વ્યય કરી દેનાર.

૩૭. વગરવિચાર્યું ખર્ચ કરી હિસાબ જોઈ મનમાં ખેદ–શોક કરનાર, અતિ ઉડાઉ બનનાર.

૩૮. નસીબ ઉપર આધાર રાખી સ્વપુરુષાર્થ તજી દેનાર.

૩૯. પોતે નિર્ધન છતાં વાતનો રસીઓ બની સ્વોચિત વ્યવસાયમાં ચિત્ત પરોવી કામ નહિ કરનાર.

૪૦. માત, પિતા, અતિથિ પ્રમુખની ભક્તિ કરવી ભૂલી જનાર.

૪૧. પોતે નમ્રતા ક્ષમાદિક ગુણરહિત છતાં કુળનો મદ કરનાર.

૪૨. કઠોર સ્વર છતાં (સભા સમક્ષ) ગાયન કરવા બેસનાર.

૪૩. સ્ત્રીના ભયથી (ઉચિત) કાર્ય નહિ કરનાર.

૪૪. કૃપણતાવડે દરિદ્રી જેવી દશાને સેવનાર.

૪૫. પ્રગટ દોષવાળા દુષ્ટ જનોની પ્રશંસા કરનાર.

૪૬. પોતાના અપલક્ષણવડે સભામાંથી બહિષ્કૃત થનાર.

૪૭. સંદેશો પહોંચાડવા કાસદી કરનાર છતાં સંદેશો જ ભૂલી જનાર (શૂન્ય હૃદયનો બેકાળજીવાળો).

૪૮. ખાંસીનું દર્દ છતાં ચોરીનું સાહસ કરનાર.

૪૯. જશ, કીર્તિ માટે ભોજન પાછળ પુષ્કળ ખર્ચ કરનાર.

૫૦. પોતાની પ્રશંસા કરાવવા માટે થોડું જમી ઊઠી જનાર.

૫૧. તુચ્છ ફળાદિક અથવા શાકાદિક ખાવામાં અતિ આસક્તિ રાખનાર.

૫૨. કપટભર્યાં ચાટુ વચનથી (ખુશામતથી) છેતરાઇ જનાર.

૫૩. વેશ્યાની પેઠે શત્રુ સાથે કલેશ-કંકાસ કરનાર.

૫૪. બે જણ ખાનગી વાત કરતાં હોય ત્યાં વગરરજાએ જનાર.

૫૫. રાજાની મહેરબાની પામી, તે કાયમ ટકી રહેશે એમ માની બેસનાર અને ખરે વખતે છેતરાઈ જનાર.

૫૬. અન્યાય-અનીતિનો માર્ગ આદરી મોટાઇ ( પ્રભુતા ) મેળવવા ઇચ્છા રાખનાર.

૫૭. પોતે નિર્ધન-દ્રવ્યહીન છતાં પૈસાવડે બની શકે એવાં કાર્ય કરવાની અભિલાષા રાખનાર.

૫૮. જશ કીર્તિના લોભથી અજાણ્યા-અપરિચિત (કાર્ય અથવા મનુષ્યાદિક )નો સાક્ષી-જામીન-ટ્રસ્ટી થવારૂપ જોખમ ખેડનાર.

૫૯. ગુપ્ત-ખાનગી રાખવા જેવી વાત જ્યાં ત્યાં પ્રગટ કરી દેનાર ( અને પાછળથી પસ્તાવો કરનાર ).

૬૦. હિતશિક્ષા ( શિખામણ ) આપનાર ઉપર નકામો મત્સર ( રોષ ) કરનાર.

૬૧. પાત્રાપાત્રની પરીક્ષા વગર વિવેક રહિત સહુ ઉપર વિશ્વાસ રાખનાર.

૬૨. યથાર્થ લોકવ્યવહારને નહિં જાણનાર ( અને નહિં પાળનાર ).

૬૩. ભિક્ષુક-પરોપજીવી છતાં ગરમાગરમ તાજી રસોઈ ખાવાની ઇચ્છા રાખનાર.

૬૪. ગુરુપદ ધાર્યા છતાં સ્વઉચિત કરણીમાં શિથિલતા-મંદતા આદરનાર.

૬૫. કુકર્મ-નીચ-નિંદ્ય કાર્ય કરતાં છતાં લગારે લજ્જા ( શરમ ) નહિં રાખનાર, પ્રગટપણે લાજ-શરમ તજી નીચ કર્મ કરી બડાઇ મારનાર ( અને પશુ જેવું જીવન જીવનાર ).

૬૬. ઠાવકું મોઢું રાખીને બોલવાને બદલે ( ખડખડ ) હસતો હસતો બોલનાર.

આ મૂર્ખ શતકનો ભાવાર્થ સમજી જે ભવ્યજનો પારકાં છિદ્ર નહિં જોતાં પોતાની ભૂલો શોધીને સુધારશે તે જરૂર સુખી થશે.

( આ. પ્ર. પુ. ૧૮. પૃ. ૩૦૦ )



# પ્રશ્નોત્તર રત્નમાલિકા.

## (શ્વેતામ્બર ગુરુશ્રી વિમલેનરચિતા.)

૧. પ્ર૦–આદરવા યોગ્ય શું ?

ઉ૦–ગુરુની હિતશિખામણ (શિક્ષા).

૨. પ્ર૦–તજવા યોગ્ય શું ? ઉ૦–ન કરવાના કામ (અકાર્ય).

૩. પ્ર૦–ગુરુ કોણ ? ઉ૦–તત્ત્વજ્ઞ તેમ જ પરહિત કરવા ઉજમાળ.

૪. પ્ર૦–વિદ્વાનોએ શીઘ્ર શું કરવું ?

ઉ૦–ભવપરંપરાનો ઉચ્છેદ (જન્મમરણનો અંત.)

૫. પ્ર૦–મોક્ષનો ઉપાય શો ?

ઉ૦–સમ્યગ્ (યથાર્થ) જ્ઞાન અને સદ્દર્શન.

૬. પ્ર૦–પરભવ જતાં ભાતુ શું ?

ઉ૦–ભાવ સહિત દાન, શીલ અને તપ ( ધર્મ ).

૭. પ્ર૦–આ લોકમાં પવિત્ર કોણ ?

ઉ૦–જેનું મન પવિત્ર–નિર્મળ હોય તે.

૮. પ્ર૦–પંડિત કોણ ? ઉ૦–વિવેકવાન્.

૯. પ્ર૦–વિષ ( હલાહલ ઝેર ) કયું ?

ઉ૦–ગુરુનું અપમાન ( આશાતના ).

૧૦. પ્ર૦–મનુષ્યપણાનો સાર શું ?

ઉ૦–સ્વપરહિત સાધવા સદા સાવધાનતા.

૧૧. પ્ર૦–મદિરાના પેઠે મૂર્ચ્છિત કરનાર કોણ ? ઉ૦–સ્નેહ–રાગ.

૧૨. પ્ર૦–આત્મધન લૂંટનારા ચોર કોણ ?

ઉ૦–શબ્દ, રૂપ, રસાદિ વિષયો.

૧૩. પ્ર૦–ભવને વધારનાર કોણ ? ઉ૦–તૃષ્ણા.

૧૪. પ્ર૦–અહિતકારી દુશ્મન કોણ ? ઉ૦–પ્રમાદ–આળસ જ.

૧૫. પ્ર૦–જગતના જીવો શાથી બીહે છે ( કંપે છે ) ?

ઉ૦–મરણથી.

૧૬. પ્ર૦–જાતિઅંધથી આકરો કોણ ? ઉ૦–રાગાન્ધ.

૧૭. પ્ર૦–ખરો શૂરવીર કોણ ?

ઉ૦–સ્રીના કટાક્ષ બાણથી જે અવ્યથિત ( અપરાજિત ) છે.

૧૮. પ્ર૦–કર્ણપુટવડે પીવા યોગ્ય અમૃત શું ? ઉ૦–સદુપદેશ.

૧૯. પ્ર૦–પ્રભુતાનું મૂળ શું ?

ઉ૦–કોઈની પાસે પ્રાર્થના ( દીનતા ) ન કરવી તે.

૨૦. પ્ર૦–અતિ ગહન–ગૂઢ શું ? ઉ૦–સ્રીચરિત્ર.

૨૧. પ્ર૦–ચતુર કોણ ?

ઉ૦–જે સ્રીચરિત્રથી ન છેતરાય–ઠગાય–ખંડાય તે.

૨૨. પ્ર૦–દારિદ્ર કયું ? ઉ૦–અસંતોષ.

૨૩. પ્ર૦–લઘુતા કઈ ? ઉ૦–યાચના.

૨૪. પ્ર૦—ખરું જીવિત ( જીવતર ) કયું ?

ઉ૦—નિર્દોષ ( પાપ-કલંક-રહિત ).

૨૫. પ્ર૦—જડતા કઇ ?

ઉ૦—છતી શકિત-બુદ્ધિએ આળસ કરવું (અભ્યાસ ન કરવો તે).

૨૬. પ્ર૦—જાગતો કોણ ?

ઉ૦—વિવેકી (જેને હિતાહિતનું યથાર્થ ભાન થયું હોય તે).

૨૭. પ્ર૦—નિદ્રા કઇ ? ઉ૦—જીવની મૂઢતા ( અજ્ઞાનદશા ).

૨૮. પ્ર૦—અતિ ચપલ શું ?

ઉ૦—જોબન ( જુવાની ), લક્ષ્મી અને આયુષ્ય.

૨૯. પ્ર૦—ચંદ્રના કિરણ જેવા શીતળ કોણ ?

ઉ૦—સજ્જન—સત્પુરુષો જ.

૩૦. પ્ર૦—ખરી નરક કઇ ? ઉ૦—પરવશતા—પરતંત્રતા—પરાધીનતા.

૩૧. પ્ર૦—ખરું સુખ કયું ? ઉ૦—સર્વસંગત્યાગ—વૈરાગ્ય.

૩૨. પ્ર૦—સત્ય કયું ? ઉ૦—પ્રાણીને હિતરૂપ થાય તે.

૩૩. પ્ર૦—પ્રાણીમાત્રને પ્રિય શું ? ઉ૦—નિજ પ્રાણ.

૩૪. પ્ર૦—ખરું દાન કયું ? ઉ૦—ફળની ઇચ્છા રહિત દેવાય તે.

૩૫. પ્ર૦—ખરો મિત્ર કયો ?

ઉ૦—પાપથી નિવર્તાવે અને ધર્મમાં જોડે તે.

૩૬. પ્ર૦—ખરું આભૂષણ કયું ? ઉ૦—શીલ—સદાચરણ.

૩૭. પ્ર૦–વાણીનું ભૂષણ શું ?

ઉ૦–પ્રિય અને પથ્ય( હિત )રૂપ સત્ય.

૩૮. પ્ર૦–અનર્થકારી શું ?

ઉ૦–અસ્તવ્યસ્ત ( અવ્યવસ્થિત ) મન.

૩૯. પ્ર૦–સુખ–શાંતિકારી શું ? ઉ૦–સર્વ હિત ચિન્તવનરૂપ મૈત્રી.

૪૦. પ્ર૦–સર્વ દુઃખનાશક શું ?

ઉ૦–સર્વવિરતિ ચારિત્ર ( આત્મનિગ્રહ ).

૪૧. પ્ર૦–અંધ કોણ ? ઉ૦–અકાર્યમાં રક્ત રહે તે.

૪૨. પ્ર૦–બધિર (બહેરો) કોણ ?

ઉ૦–હિતવચન ન સાંભળે તે.

૪૩. પ્ર૦–મૂંગો કોણ ? ઉ૦–અવસરે પ્રિય બોલી ન જાણે તે.

૪૪. પ્ર૦–મરણ કયું ? ઉ૦–મૂર્ખપણું–મૂઢતા.

૪૫. પ્ર૦–અમૂલ્ય શું ? ઉ૦–જે ખરી તકે દેવાય તે.

૪૬. પ્ર૦–મરણ પર્યન્ત સાલે શું ?

ઉ૦–છાનું કરેલું અકાર્ય (પાપ).

૪૭. પ્ર૦–કયાં ઉદ્યમ કરવો ?

ઉ૦–વિદ્યાભ્યાસ, સદ્ઔષધ અને દાનમાર્ગમાં.

૪૮. પ્ર૦–ઉપેક્ષા કયાં કરવી ?

ઉ૦–દુર્જન, પરસ્ત્રી અને પરધન વિષે.

૪૯. પ્ર૦–સદા શું ચિન્તવવું ?

ઉ૦–સંસારની અસારતા.

૫૦. પ્ર૦–વહાલી કોને કરવી? ઉ૦–કરુણા, દાક્ષિણ્યતા અને મૈત્રી.

૫૧. પ્ર૦–કંઠે પ્રાણ આવે તો પણ કોને વશ ન થવું ?

ઉ૦–મૂર્ખ, ખેદ, ગર્વ અને કૃતઘ્નને.

૫૨. પ્ર૦–પૂજ્ય કોણ ?

ઉ૦–સદાચરણવંત–સુચારિત્રી ( અખંડ ચારિત્રવંત ).

૫૩. પ્ર૦–કમનસીબ કોણ ?

ઉ૦–કુશીલ–દુઃશીલ અથવા ચારિત્ર–આચારભ્રષ્ટ.

૫૪. પ્ર૦–જગતને કોણ જીતી શકે ?

ઉ૦–સત્ય અને ક્ષમાવંત પુરુષ.

૫૫. પ્ર૦–દેવો પણ કોને ભાવપૂર્વક અત્યન્ત નમે છે ?

ઉ૦-દયાપ્રધાન-અત્યંત દયાળુ પ્રાણીને.

૫૬. પ્ર૦–સુજ્ઞજનોએ શાથી વિરકત રહેવું ?

ઉ૦–સંસારઅટવી થકી.

૫૭. પ્ર૦–પ્રાણીઓ કોને વશ થઇ રહે ?

ઉ૦–સત્ય અને પ્રિયભાષી વિનીત જનને.

૫૮. પ્ર૦–પ્રત્યક્ષ અને પરોક્ષ લાભ માટે કયાં સ્થિતિ કરવી ?

ઉ૦–ન્યાયના માર્ગમાં.

૫૯. પ્ર૦–વિજળી જેવાં ચપળ કોણ ?

ઉ૦–દુર્જનની સંગતિ–ગોષ્ઠી અને સ્ત્રીજાતિ.

૬૦. પ્ર૦–કલિકાળમાં પણ મેરુપર્વત જેવા નિશ્ચળ કોણ ?

ઉ૦–સત્પુરુષો–સજ્જનો.

૬૧. પ્ર૦–છતે પૈસે શોચવા યોગ્ય શું ?

ઉ૦–કૃપણતા–કંજુસાઇ–બખીલાઇ.

૬૨. પ્ર૦–ઘણું ઓછું ધન છતાં પ્રશંસવા યોગ્ય શું ?

ઉ૦–ઉદારતા.

૬૩. પ્ર૦–પ્રભુતા–અધિકાર છતાં પ્રશંસવા યોગ્ય શું ?

ઉ૦–સહનશીલતા–ક્ષમા–નમ્રતા.

૬૪. પ્ર૦–ચિંતામણિ રત્ન જેવી દુર્લભ કઇ ચાર વસ્તુ જ્ઞાની પુરુષો વિશેષ વખાણે છે ?

ઉ૦–(૧) પ્રિય–મિષ્ટ વચન સહિત દાન, (૨) ગર્વ–મદ રહિત જ્ઞાન, (૩) ક્ષમા સહિત શૌર્ય અને (૪) ત્યાગ વૃત્તિ–ઉદારતા સહિત લક્ષ્મી. એ ચાર શુભ વસ્તુનો સંયોગ પ્રાપ્ત થવો દુર્લભ છે.

ઉપરોકત નિર્દોષ પ્રશ્નોત્તરમાળાને જે ભવ્યાત્માઓ કંઠગત કરશે તેઓ અન્ય આભરણો વગર પણ વિદ્વાનોની સભામાં શોભા પામશે. નિર્મળ રત્નમાળની જેવી આ પ્રશ્નોત્તરમાળા વિમલ નામના શ્વેતામ્બર ગુરુશ્રીએ વિરચી છે તે કંઠગત કરી છતી

કોને વિભૂષિત ન કરે ? એટલે કંઠગત કરનાર–હૃદયે ધારનાર સહુકોઈ ભવ્યાત્માઓને તે વિભૂષિત કરે જ. ઘણી સુગમતાથી ગંભીર પ્રશ્નોનો ઉત્તર આ લઘુ ગ્રંથમાં આપેલ છે તેના ઉપર સારી રીતે મનન કરી હંસવત્ સારગ્રાહી બની સહુ કોઇ સ્વશ્રેય સાધો.

[ આ, પ્ર. પુ. ૧૫, પૃ. ૫૫ ]

---

## જૈન કોમની પડતી માટે જવાબદાર કોણ ? તેની ચડતી કેમ થઇ શકે ?

**બહારથી** લોકો જૈન કોમને પૈસેટકે સુખી સમજે છે, પણ તેમની એ સમજ ઉપરઉપરના દેખાવ ઉપરથી બંધાયેલી હોય છે. શહેરોમાં આગેવાન જૈનો મોજશોખ માણતા દેખાય, ભોગવિલાસ વિલસતા જણાય અને ઈચ્છા મુજબ બે પૈસા અનુકંપાબુદ્ધિથી કે ધર્મબુદ્ધિથી કે દેખાદેખીથી વાપરતા દેખાય તેથી બીજા લોકો આખી જૈન કોમ પણ સુખી જ હશે એવું અનુમાન કરી લે એ બનવાજોગ છે.

અત્યારે જૈન કોમના આગેવાનો, સાધુઓ કે શ્રાવકોની બેપરવાઈથી, બેદરકારીથી કે પ્રમાદથી જૈન કોમનો મોટો ભાગ ગરીબ સ્થિતિમાં આવી ગયો જણાય છે. નિર્ધન અવસ્થાને કારણે આજીવિકાની ચિન્તાને લઇ કેટલોક ભાગ ધર્મકર્મ પણ વિસરી જતો જોવાય છે. કેટલાંક ખાનદાન કુટુંબો લાચારભરી સ્થિતિમાં આવી જવાથી તેમને ઉદરપૂર્તિ પણ ભાગ્યે જ થવા પામે છે. તેમ છતાં શ્રીમંત ગણાતા લોકો જે ભોગવિલાસ કરવા ટેવાયેલા છે. તેમાં જ મશગૂલ રહી તેમની ભાગ્યે જ દર-

કાર કરતા દેખાય છે એ શું શરમની વાત નથી ? વધારે શરમની વાત તો એ છે કે તે બાપડા પ્રમાદી શ્રીમંતો પોતે શાથી પૈસો પામ્યા ? તેનો તથા ભવિષ્યમાં–ભવાન્તરમાં પોતે શી રીતે સુખ સાધન પામી શકશે ? તેનો ખ્યાલ સરખો પણ ભાગ્યે જ કરે છે. શત્રુંજય માહાત્મ્યમાં શ્રી ધનેશ્વરસૂરીશ્વર સ્પષ્ટ જણાવે છે કે ' ધર્મના પ્રભાવે લક્ષ્મીલીલા પ્રમુખ પામીને જે કોઈ શખ્સ એ જ ઉપગારી ધર્મનો અનાદર કરે છે, તે સ્વ-સ્વામી દ્રોહ કરનાર પાતકીનું શ્રેય ભવિષ્યમાં શી રીતે થવા પામશે ? ' સૂરીશ્વરનાં આ વચન બહુ મર્મભરેલાં અને મનન કરવા લાયક હોવાથી પ્રમાદશીલ જનોએ આંખ ઉઘાડી વિચારવા અને લક્ષમાં લેવા યોગ્ય છે. પૂર્વજન્મમાં સારાં સુકૃત કરી આ જન્મમાં તેનાં ફળરૂપે લક્ષ્મી પ્રમુખ ઋદ્ધિ પ્રાપ્ત કરેલી છે પણ જો પ્રાપ્ત થયેલી રૂડી સામગ્રીવડે આ ભવમાં જો કંઈ પણ સુકૃત કમાણી કરી લેશે નહિ તો ભવિષ્યમાં તેને બહુ પસ્તાવું પડશે, લાચારી ભોગવવી પડશે અને આગળ ઉપર દુઃખે દહાડા કાઢવા પડશે; કેમકે ' કરણી એવી પાર ઉતરણી ' અને ' વાવવું એવું લણવું ' એ સ્પષ્ટ વાત છે, એકડેએક જેવી છે અને પોતે જ ઠાવકી રીતે એમ બોલે પણ છે; છતાં પરોપકારનાં કામમાં બહુ પશ્ચાત્ પડી જાય છે અને બહુધા ઉપેક્ષા પણ કરે છે. ઘણે ભાગે આવી દુઃસ્થિતિ જોવાય છે. કદાચ કોઇ શ્રીમંત જૈન બે પૈસા ખર્ચવા ઇચ્છે તો તે કૃપણતાને લઇને કરે થોડું અને લોકમાં દેખાડે ઘણું. અથવા જો વધારે દ્રવ્ય ખર્ચે તો તેવા કોઇ ઉદારદિલના સજ્જન–સાધુ પુરુષોની સલાહ કે ઉપદેશની ઓછી દરકાર રાખીને મનમાનતી રીતે ખર્ચી નાંખે છે. કાં તો જમણવાર કરે છે અને કાં તો જેથી

મ્હોટાઇ મળે એવી બાબતમાં ખર્ચ કરે છે. આગેવાન શ્રીમંતોની આવી વર્તણુકથી કોમને બહુ સહન કરવું પડે છે. અભણ શ્રીમંતોને કેળવણીની કદર હોતી નથી અને હોય તો પ્રમાણમાં બહુ જ અલ્પ. તેથી જૈન કોમની ઉન્નતિ જે કાર્યવડે થવી સંભવિત છે તેવા કેળવણી જેવા કાર્યમાં તેવા શ્રીમંતો ભાગ્યે જ કંઇ ખર્ચ કરી શકે છે, જૈનોની કેટલીક જ્ઞાતિઓમાં કેટલાંક ફંડ પણ હોય છે પણ વિવેકની ખામીથી તેનો સંતોષ ઉપજાવે એવી રીતે વ્યય થતો નથી. પછી દિવસે દિવસે દ્રવ્યનો નાશ થાય છે યા તો એક અથવા બીજી રીતે ખવાઇ જાય છે. નિર્નાયક ટોળાની જેમ આવા આગેવાનોને કોઇ સમર્થ પૂછનાર, સમજાવનાર કે ઠેકાણે પાડનાર પણ ભાગ્યે જ મળે છે. આ રીતે જૈનકોમના બહોળા દ્રવ્યનો તો નાહક–નકામો નાશ થયા કરે છે. દ્રવ્યનો ફોગટ વિનાશ થતો અટકાવી તેને સમયોચિત અતિ અગત્યના [ વ્યવહારિક, નૈતિક અને ધાર્મિક કેળવણી-વાળા ] માર્ગે જ ખર્ચવા જૈન કોમમાં પૂજાતા મનાતા આગે-વાન સાધુઓ જો એકમતથી આગેવાન શ્રીમંતોને ઉપદેશ આપે તો ખર્ચની દિશામાં સુધારો થવો સંભવિત છે ખરો, પણ ‘ વો દિન કબકે મીયાં કે પાઉંમેં જુતીયા ? ’ સાધુઓના એવા વિચાર થાય એવું આપણું સૌભાગ્ય કયાંથી કે જેથી તેઓ સમયને ઓળખી આડેઅવળે રસ્તે ખર્ચાતી જૈનોની લક્ષ્મીનો વિવેકસર કલ્યાણકારી માર્ગે ખર્ચવા એકસંપથી ઉપદેશ આપે ? જો તેઓ એ પ્રમાણે વર્તે તો તેમનું માન ઘટવાને બદલે ઊલટું વધવાનું. સાથેસાથ જૈનસમાજનો ઉદ્ધાર થાય, ધર્મની પ્રભાવના થાય અને સહુનું શ્રેય જ થાય.

[ આ. પ્ર. પુ. ૧૩. પૃ. ૨૩ ]

# આત્મકલ્યાણ સાધવાની સંક્ષિપ્ત શિખામણો.

૧. હે મુગ્ધ જીવ ! રાઈ અને સરસવ જેવડાં પરાયાં છિદ્રને તું જુએ છે અને બીલાં જેવડાં મોટાં પોતાના છિદ્ર( દોષ )ને દેખતો છતો પણ દેખતો નથી, અર્થાત્ પોતાનામાં રહેલા અનેક અવગુણોને નહિ સુધારતાં પારકાં જ છિદ્ર તાકતો ( શોધતો ) ફરે છે, એ તારી મૂર્ખાઇને તું કેમ જોતો-જાણતો કે લક્ષ્યમાં લેતો નથી ? મૂઢ ! ચેત ! ચેત !! તું મોટો દેખાઇને કેમ ખોટો ઠરે છે અને શાહુકાર કહેવાતા છતાં દેવાળું કેમ કાઢે છે ?

૨. હે ભવ્યાત્મન્ ! મનુષ્યપણું, આર્ય ક્ષેત્ર, ઉત્તમ જાતિ, ઉત્તમ કુળ, પાંચે ઇંદ્રિયો પરિપૂર્ણ, નિરોગી શરીર, દીર્ઘ આયુષ્ય, પરહિતપરાયણ બુદ્ધિ, ધર્મશાસ્ત્રનું શ્રવણ તથા અવધારણ, તત્ત્વાર્થશ્રદ્ધા અને તપસંયમમાં પ્રયત્ન આટલાં બાર વાનાં આ મનુષ્યલોકમાં પ્રાપ્ત થવાં અત્યંત દુર્લભ છે.

૩. (૧) ચુલ્લગ-પરિપાટી ભોજન ( ૨ ) પાસગ-પાસા ( ૩ ) ધાન્ય ( ૪ ) યૂપસ્તંભ ( ૫ ) રત્ન ( ૬ ) સ્વપ્ન ( ૭ ) ચક્ર રાધાવેધ ( ૮ ) ચર્મ-કચ્છપ ગ્રીવા ( ૯ ) યુગ-ધૂસરું ( ૧૦ ) અને પરમાણુ-એ શાસ્ત્રોક્ત દશ દૃષ્ટાંતે મનુષ્યભવ પામવો મહાદુર્લભ છે. કદાચ દેવપ્રભાવથી ઉપરોક્ત દશ વાત બને પણ મનુષ્યભવની ફરીને પ્રાપ્તિ થવી તો ખરેખર દુર્લભ જ છે.

૪. તેમ છતાં આશ્ચર્યની વાત એ છે કે આલસ્ય, મોહ, અવજ્ઞા, અહંકાર, ક્રોધ, પ્રમાદ-નિદ્રાદિ, કૃપણતા, ભય, શોક, અજ્ઞાન, વ્યાક્ષેપ, કુતૂહલ-ઇંદ્રજાલ પ્રમુખ અવલોકન અને ખેલ-

તમાસા રમતગમતના કારણે અતિદુર્લભ મનુષ્યભવ પામીને પણ જીવ સંસારનો પાર પમાડનારી એવી હિતકારી શાસ્ત્રવાણીને સાંભળતો નથી–સાંભળવાનો ઉદ્યમ પણ કરતો નથી.

૫. મદ્ય, વિષય, કષાય, નિદ્રા અને વિકથા એ પાંચ દુષ્ટ પ્રમાદને વશ પડેલા પ્રાણીઓ સંસારમાં રઝળે છે, જન્મ-મરણના ફેરામાંથી મુક્ત થઈ શકતા નથી. ઉક્ત પાંચ પ્રમાદનું સ્વરૂપ સારી રીતે સમજી સુજ્ઞજનોએ તેનો અવશ્ય ત્યાગ કરવો ઉચિત છે તેથી તેનું સંક્ષિપ્ત સ્વરૂપ નીચે દર્શાવવામાં આવે છે જે અત્યંત ઉપયોગી થઈ પડશે.

(૧) જેનાથી પરવશ થઈ જઇ (બેભાન બની) કાર્યાકાર્ય, વાચ્યાવાચ્ય તેમ જ ગમ્યાગમ્યનો કશો વિવેક રહી શકતો નથી તેવું **મદ્યપાન** (Intoxication) કદાપિ કરવું નહિ. મદ્યપાનના પરિણામે દ્વારિકા નગરી અને યાદવોનો નાશ થયો હતો તે હકીકત સુપ્રસિદ્ધ છે.

(૨) ભોગવતી વખતે મીઠા લાગતા પણ પરિણામે ઝેર જેવા **વિષયો** વિવેક રહિત જનોને જ પ્રિય લાગે છે, વિવેકી જનો તો તેનાથી દૂર રહેવા જ પ્રયત્ન કરે છે.

(૩) જેનાવડે કલુષિત થયેલા આત્માને કર્મ ચોંટે અને લાંબો વખત ટકે એવા ક્રોધ, માન, માયા અને લોભ એ ચારે **કષાયોને** ક્ષમા, મૃદુતા, સરલતા અને સંતોષવડે સુજ્ઞ-જનોએ ખાળવા–ટાળવા જરૂર પ્રયત્ન કરવો જોઈએ. સંસારને વધારનાર એ ચાર કષાયો જ છે.

(૪) તે કષાયોને વશ થવાથી જીવ આ લોકમાં તેમ જ

પરલોકમાં ખરાબ અવસ્થા પામે છે, કેમ કે નિદ્રાવશ થયેલ પ્રાણી અગ્નિ પ્રમુખ ઉપદ્રવથી વિનાશ પામી જાય છે. વળી તેને વશ થયેલ પ્રાણી ધર્મકાર્યોમાં ચિત્તને જોડી શકતો નથી, તેથી જ 'ધર્મી પુરુષો જાગતા ભલા અને અધર્મી માણસો ઊંઘતા ભલા' કહ્યા છે; કેમ કે ધર્મી માણસો તેથી ધર્મ કરી શકે અને અધર્મી હોય તે પાપથી બચી શકે.

(૫) જેથી કશું સ્વપરહિત થતું નથી એવી નકામી અને વિરુદ્ધ વાતો કરવાથી પાપ જ બંધાય છે, તેથી જ્યાં સુધી મન પરાઇ વાતો કરવાની ટેવ ન તજે ત્યાં સુધી તેને વિશુદ્ધ ધ્યાનમાં જ પરોવી દેવું શ્રેષ્ઠ છે. શૂરવીર, પરાક્રમી, પુરુષાર્થ-વંત (જિતેંદ્રિય) જનોનું જ શીઘ્ર કલ્યાણ થઇ શકે છે.

[ આ. પ્ર. પુ. ૧૪, પૃ. ૭૧ ]

---

## શ્રી વીતરાગપ્રણીત પવિત્ર ધર્મમાર્ગ

શુદ્ધ દેવ, ગુરુ, ધર્મની નિષ્પક્ષપણે બને તેટલી ખંત અને ધીરજથી ( શ્રુત, શીલ, દયા અને તપવડે ) પરીક્ષા કરી તેનો દૃઢતાથી સ્વીકાર કરવો કે જેથી તેનાથી કદાપિ ઠગાવાનો પ્રસંગ આવે નહિ, પરમતની વાંછા થાય નહિ તેમ જ ફળ માટે પણ અધીરજ—આતુરતા થવા પામે નહિ ( **વ્યવહાર સમકિત** ).

સત્તા—શક્તિરૂપે આત્મા જ શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મરૂપ છે. અનંત જ્ઞાનાદિક ગુણસંપદાનો સ્વામી છે. રાગ—દ્વેષાદિક વિભાવ ઉપયોગે જ તે અન્યથા ( વિપરીત ) જણાય છે. તે રાગાદિક વિભાવનો ત્યાગ કરી નિષ્કષાયતારૂપ નિજ સ્વભાવ—

પરિણતિને આદરવાથી એ જ આત્મા શુદ્ધ સ્ફટિક જેવો નિર્મળ (વ્યક્તપણે) થઈ રહે છે, તેથી નિજ આત્મતત્ત્વનું યથાર્થ જ્ઞાન કરી તેમાં દઢ પ્રતીતિ–વિશ્વાસ રાખી સમતા–સ્થિરતારૂપ નિજ સ્વભાવમાં રમવું એ જ સ્વકર્ત્તવ્ય છે (**નિશ્ચય સમકિત**).

નાના મોટા સહુ જીવોને આત્મ સમાન લેખી સરલ વ્યવહારી થવું. સહુનું હિત ચિંતવનરૂપ **મૈત્રીભાવ**, દુઃખી જનોનું દુઃખ દૂર કરવારૂપ **કરુણાભાવ**, સુખીને–સદ્‌ગુણીને દેખી પ્રમુદિત થવારૂપ **પ્રમોદભાવ** અને અતિ કઠોર પરિણામી જીવ પ્રત્યે **ઉપેક્ષા (ઉદાસીનતા)** ભાવ રાખી જિનેશ્વર દેવે કહેલા દયાના સિદ્ધાંતને યથાશક્તિ સફળ કરવો. ઉપરોક્ત સફળ ભાવને જ આગળ કરીને સત્ય, અસ્તેય (અચૌર્ય), બ્રહ્મચર્ય અને અસંગતાદિક વ્રતોનું પરિપાલન કરવા દઢ લક્ષ્ય રાખવું.

પ્રિય અને પથ્ય એવું તથ્ય (સત્ય) પણ જરૂરી પ્રસંગે બોલવું, સત્ય પ્રતિજ્ઞાવંત બનવું, ડહાપણભરી પ્રતિજ્ઞા જ કરવી અને તેનો પૂરા તોરથી નિર્વાહ કરવો, કાયર બની કરેલી પ્રતિજ્ઞાનો ભંગ ન જ કરવો, તુચ્છ સ્વાર્થની ખાતર સત્યનો ભંગ કરવો નહિ પણ ગમે તે ભોગે સત્યનું જ પાલન કરવું.

ક્રોધ, લોભ, ભય કે હાસ્યવશ થઈ અસત્ય બોલવું નહિ, ભવભીરુ બની સત્યપરાયણ જ રહેવું. ન્યાય, નીતિ અને પ્રમાણિકપણાનું ધોરણ મક્કમપણે આદરી કોઈ પણ પ્રકારે પરવંચના કરવી નહિ. પૈસો અગિયારમો પ્રાણ લેખાય છે તે અપહરવાથી સકળ પ્રાણ અપહરવા જેવું જણાય છે. માલીકની રજા વગર કોઈ પણ ચીજ સ્વેચ્છાએ ભોગવટા માટે લેવી તે પ્રગટ અન્યાય છે. માલીકની રજાથી જરૂરી વસ્તુ લઈ શકાય

છે. રાગાદિકે પરપરિણતિ તજી સ્વભાવમાં રમણતાવાળા બનવું તે નિશ્ચય બ્રહ્મચર્ય, અને તે રાગાદિકના કારણરૂપ વિષયસંગ માત્ર વર્જી દેવો તે વ્યવહારથી બ્રહ્મચર્ય કહેવાય છે. વિવેકી ગૃહસ્થો પણ પરસ્ત્રીને માતૃતુલ્ય લેખે છે તો પછી સંત મહાત્મા એવા સુસાધુજનોનું તો કહેવું જ શું ? તેઓ તો વિષયવાસનાને ઉન્મૂલન કરવાનો જ યત્ન કરે છે.

બ્રહ્મચર્યનો પ્રભાવ અચિંત્ય છે. વિષયાભિલાષને જીતી લેનાર દુઃખમાત્રને દૂર કરી શકે છે અને અંતે સ્વર્ગ તથા અપવર્ગ–મોક્ષને પ્રાપ્ત થાય છે. બ્રહ્મચર્યથી પ્રત્યક્ષ અને પરોક્ષ અનેક લાભ સંભવે છે. વિજયશેઠ, વિજયાશેઠાણી, સુદર્શન શેઠ, સીતા, સુભદ્રા, જંબૂસ્વામી અને સ્થૂલભદ્રાદિક તેના ઉત્તમ દૃષ્ટાંતરૂપ છે.

પરિગ્રહ અનર્થનું મૂળ છે. પરિગ્રહવશ મમતાવડે જીવ ભારે દુઃખ વેઠે છે. લિંગધારી જનો પણ માયામાં લપટાઇ પોતાની પાયમાલી કરી નાંખે છે, તેથી તેમણે કંચન અને કામિનીથી સદંતર અળગા જ રહેવું જોઇએ. ગૃહસ્થ જનોએ પણ સંતોષવૃત્તિ આદરી ઇચ્છાનું પ્રમાણ કરવું ઘટે છે. ધન–ધાન્યાદિક નવવિધ બાહ્ય પરિગ્રહ સાથે મિથ્યાત્વકષાયાદિ ચૌદ પ્રકારનો અભ્યંતર પરિગ્રહ તજનાર મહાશય જ ખરેખર સ્થિર–અક્ષય એવા મોક્ષસુખનો અધિકારી થઇ શકે છે. ઇચ્છાપ્રમાણવાળો સંતોષી શ્રાવક ન્યાયદ્રવ્યવડે પવિત્ર શાસનની પ્રભાવના કરી શકે છે તથા મૂળવ્રત સાથે ઉત્તરવ્રત–( ગુણવ્રત અને શિક્ષાવ્રત )ને પણ સુખપૂર્વક સેવી–આરાધી સ્વજન્મની સાર્થકતા કરી શકે છે.

[ આ. પ્ર. પુ. ૧૫, પૃ. ૧૬૮ ]

---

## હવે પણ કંઇ ચેતી શકાય કે નહિ ?

**સાચું જીવિતવ્ય ઇચ્છનારાઓએ તો અવશ્ય ચેતવું જ જોઇએ.**

**શ્રીમાન્** હરિભદ્રસૂરીશ્વરજી વ્યાજબી જ કહે છે કે જો તમારે તમારું ચૈતન્ય ટકાવવું જ હોય, સુખી અને સમૃદ્ધિવંત બનવું જ હોય તો સર્વજ્ઞ સર્વદર્શી પરમાત્મા પરમતત્ત્વનું આરાધન કરો. એકાંત હિતકારી પ્રભુની આજ્ઞાઓનો અભ્યાસ કરો અને સ્વશક્તિનું ગોપન કર્યા વગર તે પવિત્ર આજ્ઞાઓનું પાલન કરો. જેમ સદ્વૈદ્યની આજ્ઞા મુજબ ચાલવાથી વ્યાધિનો વહેલો અંત આવે છે તેમ સર્વજ્ઞદેવના વચનને અનુસરીને ચાલવાથી જરૂર સર્વ દુઃખનો, અરે ! જન્મમરણનો સર્વથા અંત આવે છે.

પરન્તુ તેમ કરવા પહેલાં અનાદિપ્રિય એવી સ્વચ્છંદતા તજવી પડે છે. સ્વચ્છંદપણે કુપથ્ય સેવનાર કદાપિ વ્યાધિનો અંત કરી શકે ખરો ? નહિ જ, તેવી રીતે મદ ( Intoxication ), વિષયાસક્તિ ( Sensual Appetite ), કષાય ( Anger, pride etc. ), આલસ્ય ( Idleness ) અને વિકથા ( Gossips ) વગેરે સ્વચ્છંદ પ્રવૃત્તિનું સતત સેવન કર્યા કરવાથી જન્મ-મરણાદિક અનંત દુઃખનો કદાપિ અંત આવી શકે જ નહિ.

અજ્ઞાન, મિથ્યાત્વ અને મોહ–મમતાવશ મૂઢ પ્રાણીઓ પોતાની વિપરીત પ્રવૃત્તિને સાચી અને સુખદાયક લેખી અધિકાધિક દુઃખના વમળમાં પડ્યા કરે છે. આ ભયંકર વિપરીતતાનું તેમને ગમે તે રીતે યથાર્થ ભાન થવું જોઇએ, અને તેમાંથી પોતાનો ઉદ્ધાર કરવા જ્ઞાની મહાશયોનાં એકાંત હિતકારી વચનોનું આલંબન લઇ, અનાદિની સ્વચ્છંદતાને

તિલાંજલિ આપી પોતાની શક્તિનું લેશમાત્ર ગોપન કર્યા વગર સદાચારપરાયણ રહેવું જોઇયે.

સ્વાર્થાંધતાથી વગરવિચાર્યે અનેક પ્રકારની પ્રતિકૂળતા અન્યના માર્ગમાં ઊભી કરતાં વિરમવું જોઇએ, કેમકે તે જ પ્રતિકૂળતા સ્વપરની ઉન્નતિના માર્ગમાં અવરોધં-અંતરાયકારક થઇ પડે છે, અને ક્ષણિક સુખ મેળવવાની ધૂનમાં અપાર દુઃખના ડુંગર ઊભા કરવામાં આવે છે.

રાવણ કે દુર્યોધનાદિકના દાખલા તપાસશો તો ઉપરના કથનની સત્યતા સચોટ સમજાશે અને તમે તેવાં અપકૃત્યો કરતાં અટકશો, એટલું જ નહિ પણ રાજસી અને તામસી વૃત્તિઓને ટાળી, સાત્વિક વૃત્તિ આદરી ભૂતકાલીન તેમ જ વર્તમાનકાલીન અનેક ઉત્તમ આદર્શપુરુષોની જેમ તમે પણ એક ઉત્તમ આદર્શજીવન ગાળવા તત્પર થશો, અને અન્ય અનેક ભવ્યાત્માઓને પણ સ્વજીવન સુધારણામાં ઉમદા દૃષ્ટાંત-રૂપ થવાને ભાગ્યશાળી થઇ શકશો. સ્વજીવનની સાર્થકતા કરવા ઇચ્છનારને વધારે શું કહેવું ?

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૭૬ ]

---

## જેવું વાવશો તેવું લણશો-જેવું કરશો તેવું જ પામશો.

હરેક જીવ સુખ અને જીવિત ચાહે છે, કોઇ દુઃખને કે મરણને ચાહતા નથી; તેમ છતાં કર્મના અચળ કાયદા મુજબ તો જે

જેવું આચરણ ( સારું કે માઠું ) કરે છે તેવું જ ફળ પામે છે. આજે જ કરેલી કરણીનું આજે જ પૂર્ણ ફળ મળી જતું નથી, પરંતુ તે કાળ પરિપાક થતાં મળી શકે છે.

ઉગ્ર પુણ્યપાપનું જે તાત્કાલિક ફળ દેખાય છે તે તો તેના નમૂનારૂપ અલ્પાંશ માત્ર સમજવું, તેનું સંપૂર્ણ ફળ વેદવાનો સમય તો હજી હવે જ આવવાનો છે. એક માણસે બહુ અનીતિ આદરી, વિશ્વાસભંગ કરી, ઠગવિદ્યા કરી કેટલુંક દ્રવ્ય પ્રાપ્ત કર્યું પણ તે પાપ પ્રગટ થતાં તેને બહુ સખ્ત શિક્ષા થાય છે ત્યારે લોકો પણ તેનો તિરસ્કાર કરવાપૂર્વક બોલે છે કે તેને તેના ઉગ્ર પાપનું પ્રત્યક્ષ ફળ મળ્યું.

જો કે એ વાત ખરી છે તો પણ એ શિક્ષા ઉપરાંત હજી તેને ભવિષ્યમાં ( ભવાંતરમાં ) તેના બહુ માઠાં ફળ ભોગવવાનાં બાકી રહેલાં છે. એ જ રીતે અતિ ઉદારતાથી નિઃસ્વાર્થપણે જે સુકૃત્યો કરે છે તેને તાત્કાલિક લોકસત્કારાદિ ફળ મળે છે, પરંતુ તેની કરણીનું મુખ્ય–પારમાર્થિક ફળ તો ભવિષ્યમાં બીજું ઘણું ઉમદા પ્રકારનું મળી શકે એમ છે. આ વાતની ખાત્રી કરવા અનેક પુરાવા મળી શકે છે. એક જ બાપના અથવા એક જ સાથે, એક જ ગામમાં કે એક જ કુળમાં ઉત્પન્ન થયેલા બે અથવા વધારે જીવો એક સરખાં અંગોપાંગને પામ્યા છતાં સુખ–સમૃદ્ધિમાં એક બીજા કરતાં ઓછા કે અધિક પ્રમાણમાં પ્રગટ દેખાય છે. એક જન્મથી જ દુઃખી–રોગી બીજો સર્વાંગ સુખી–નિરોગી, એક જ્ઞાની બીજો અજ્ઞાની, એક રાજા–અધિકારી ત્યારે બીજો રંક–નોકર વગેરે પ્રગટ વિષમતા દેખાય છે, તે સઘળું પૂર્વકૃત શુભાશુભ કરણીનું જ ફળ છે.

એટલું જ નહિ પણ એથી પુનર્ભવની પણ સિદ્ધિ થઈ શકે છે. એક તરતનું જન્મેલું બાળક જન્મતાં જ અહીં કોઇના પણ શિખવ્યા વગર જ સ્તનપાન કરવા મંડે છે, તે શું તેના પૂર્વભવના સંસ્કાર વગર જ બને છે ? જીવ જેવી જેવી કરણી જેવી જેવી ભાવનાથી કરે છે તેને તેનું શુભાશુભ ફળ તરત નહિ તો કાળ પરિપક્વ થતાં મળે જ છે. પ્રથમ પડેલા શુભાશુભ સંસ્કારો નિમિત્ત પામીને ઉદ્‌ભૂત થઇ જીવને સુખ–દુઃખરૂપે પરિણમે છે તેથી શાણા ભાઈબહેનોએ શુભ અભ્યાસ કરવા સદા ય લક્ષ્ય આપવા ચૂકવું નહિ.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૩૭ ]

---

## સદ્‌ભાવનાનો અલૌકિક ચમત્કાર અને તે આપણી નસેનસમાં પ્રગટાવવાની અનિવાર્ય જરૂર.

**સમાજનું** કે પવિત્ર શાસનનું ખરું હિત હૈયે ધરનાર દરેક વ્યક્તિને સદ્‌ભાવના એ પોતાનો મુદ્રાલેખ હોવો જોઈએ, અને તેને પોતાની નસેનસમાં લખી લેવો જોઈએ.

મુગ્ધ જીવો અજ્ઞાનવશ માયિક સુખમાં મુંઝાઇ રહે છે–જેમ શ્વાન શુષ્ક હાડકાને ખાવામાં મઝા માને છે–સુખ સમજે છે, પણ તેમાં પરિણામે દુઃખ જ મેળવે છે. સહુ કોઇ સુખને જ ચાહે છે પરંતુ તે સુખ ક્ષણવિનાશી નહિ પણ અવિનાશી હોવું જોઇએ, અસાર નહિ પણ સારભૂત હોવું જોઇએ. તેવું ખરું સારભૂત અવિનાશી સુખ તો આત્મામાંથી જ મળી શકે છે. મુગ્ધ–અજ્ઞાની જીવ તે મેળવી શકતો નથી, જ્ઞાની–વિવેકી આત્મા જ તે મેળવવા ભાગ્યશાળી બને છે.

યથાર્થ જ્ઞાન–સમજ, યથાર્થ શ્રદ્ધા–પ્રતીતિ અને યથાર્થ વર્તનવડે જ તેવું વાસ્તવિક સુખ મેળવી શકાય છે. પ્રત્યેક આત્મામાં અનંત ગુણરાશિ ( ખરી ઝવેરાત ) છુપી રહેલી છે, તેની બરાબર માહીતિ, તેવો દૃઢ વિશ્વાસ અને આત્મામાં જ છપી રહેલી અનંત ગુણરાશિને પ્રગટ કરી લેવા સર્વજ્ઞ વચનાનુસારે દૃઢ પ્રયત્ન એ જ સત્ય સુખપ્રાપ્તિનો અમોઘ ઉપાય છે.

અજ્ઞાન અને મોહવશ જીવ ખરો માર્ગ ભૂલી, ખોટો માર્ગ પકડી લઇ સ્વચ્છંદપણે ચાલવામાં જ ચતુરાઇ સમજે છે; તેથી જ તે સુખને બદલે દુઃખમાં જ ગબડતો જાય છે. ખરેખરી દિલગીરી ઉપજાવે એવી આ દુઃખદાયી સ્થિતિમાંથી પ્રત્યેક જીવનો ઉદ્ધાર કઇ રીતે થાય એવું હિત ચિંતવન કરવારૂપ **મૈત્રીભાવ**, તેના દુઃખનો અંત આણવા તનથી, મનથી, વચનથી કે ધનથી દરેક શકય એવો દૃઢ પ્રયત્ન કરવારૂપ **કરુણાભાવ**, કોઇ પણ સુખી કે સદ્ગુણીને દેખી કે સાંભળી દિલમાં પ્રમોદ ધરવારૂપ **મુદિતાભાવ** અને ગમે તેવા નીચ–નિંદ્ય કર્મ કરનારને પણ કેવળ કરુણાદૃષ્ટિથી સમજાવી ઠેકાણે પાડવાનું બની ન જ શકે ત્યારે પણ તેને કર્મવશ લેખી, રાગ–દ્વેષ રહિતપણે તટસ્થ રહી સ્વકર્ત્તવ્યપરાયણ થઇ રહેવારૂપ **માધ્યસ્થ્યભાવ** સ્વપરને અત્યંત હિતકારી છે.

સંસાર–પરિભ્રમણના ઉપાદાનકારણરૂપ રાગ, દ્વેષ અને મોહાદિકનું સર્વથા ઉન્મૂલન કરવા અને અક્ષય–અજરામર મોક્ષસુખ મેળવવા ઇચ્છનાર દરેક વ્યક્તિએ ઉક્ત સદ્ભાવના સ્વહૃદયમાં સદા ઉદિત જ રાખવી જોઇએ. એથી જ આપણે એકયતા ઉપજાવી સ્વપરહિત સરલતાથી સાધી શકશું અને અંતે પરમ શાંતિ પણ મેળવી શકશું.

મલિન–વિરોધી વિચાર, વાણી અને વર્તનવડે જે કુસંપ અને અશાંતિ ઉપજાવી સ્વપરના અહિતમાં જ વધારો કરવામાં આવે છે અને તેથી બચવા જેમ બને તેમ ઉજ્જવળ–અવિરોધી વિચાર, ઉચ્ચાર અને વર્તન આદરવાની આપણે સહુને અનિવાર્ય જરૂર છે, એવી સ્પષ્ટ સમજ અને પ્રતીતિ રાખી સ્વપર શ્રેય-સાધક પ્રયત્ન કરવા સહુ કોઇ બંધુઓ અને બહેનોએ સાવધાનતા રાખવી ઉચિત છે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૫૯ ]

---

## જૈન બંધુઓને ખાસ ઉપયોગી સૂચનાઓ.

ઘણાએક જૂના પુરાણા વખતથી દયાળુ જૈનો પાંજરાપોળો સ્થાપીને ખોડાં, અપંગ અને અનાથ એવા પશુઓનું પાલન કરતા આવ્યા છે, અને જો કે પ્રથમ કરતાં અત્યારની તેમની આર્થિક સ્થિતિ એટલી બધી સારી નથી, તેમાં એકંદર ઘણો જ ઘટાડો થયેલો જણાય છે, તો પણ તેઓ લાજે–શરમે નહિ તો દયાની ખાતર પણ માની લીધેલા અને માથે પડેલા એ બોજાને ખેંચ્યા કરે છે, એટલું જ નહિ પણ પર્યુષણાદિ પર્વ પ્રસંગે પુષ્કળ દ્રવ્યનું ઉઘરાણું કરી કસાઇ લોકો પાસેથી પણ ઘણાંએ પશુ–પંખીઓને છોડાવી, પાંજરાપોળમાં મૂકી તેના ખર્ચમાં વિશેષ વધારો કરે છે.

આ બધા ય ખર્ચોને તેમ જ બીજા કંઇક આગંતુક ખર્ચને તેઓ ગમે તે રીતે પહોંચી વળે છે. મિષ્ટાન્ન માલ જમવા જમાડવા પાછળ લાખોના ખર્ચ તેમ જ નાના મોટા મહોત્સવ નિમિત્તે પણ અઢળક ખર્ચ કરાય છે. આમ છૂટીછવાઇ અનેક

દિશાઓમાં જૈનોના દ્રવ્યનો પુષ્કળ વ્યય થાય છે, પરંતુ સ્વસમાજનો ઉદ્ધાર થાય, સમાજની સ્થિતિ સર્વ રીતે સુધરે અને જે જૈનસમાજે પ્રથમ જાહોજલાલી કરી બતાવી પોતાનું એકછત્ર રાજ્ય સ્થાપ્યું હતું તેવી જ નહિ તો તેની કંઇ ઝાંખી થવા પામે એવી સમાજની સ્થિતિ સુધારવા માટે હવે જૈનોએ વિચારપૂર્વક વિવેકથી ખાસ જરૂરી દિશામાં જ દ્રવ્યનો વ્યય કરવો જોઇએ. પાંજરાપોળો પાછળ બેસુમાર દ્રવ્યનો અને વખતનો વ્યય કરવા ઉપરાંત તનતોડ મહેનત કરવામાં આવે છે, તેમ છતાં તેના સાધ્ય અને હેતુનું અચોક્કસપણું રહી જવાથી તથા વ્યવસ્થાની કેટલીક ખામી હોવાથી તેનાથી ભાગ્યે જ કોઇને પૂરો સંતોષ ઉપજતો હશે ?

બાકી તેનાં જે પરિણામો વખતોવખત બહાર આવતાં સંભળાય છે તેથી ખેદ તો અનેક સહૃદય જનોને પેદા થતો હશે. તે પશુ-પંખીઓ કરતાં અસંખ્યગુણી ચઢતી પંક્તિના લેખાતા મનુષ્યો તરફ એટલી અનુકંપા કેમ દાખવવામાં આવતી નથી ? સામાન્યતઃ માનવજાતિમાં પશુ કરતાં વધારે સમજ, ગુણની કદર અને સદ્‌ગુણનું અનુકરણ કરવાની શક્તિ રહેલી છે તેની કોણ ના કહી શકે એમ છે ? જો સીદાતી સ્થિતિમાં આવી પડેલા સકળ માનવો ઉપર અનુકંપા કરવાનું બની ન શકે તો તેમાંનાં ખાસ આસ્તિકવર્ગ ઉપર અને તેમ પણ ન બની શકે તો સ્વધર્મી બંધુઓ ઉપર અનુકંપા શા માટે નથી આવતી ? જો કદી આવે છે તો તે પશુ-પંખીઓ ઉપર આવે છે એટલી જ આવે. છે.

પશુ-પંખીઓની અનુકંપામાં જેમ સહુ જૈનો સ્વસ્વશક્તિ

અનુસારે રસપૂર્વક ભાગ લે છે તેમ આ સ્વધર્મી બંધુઓની સ્થિતિ સુધારવા અને તેમને ઊંચી પંક્તિ ઉપર મૂકવા લે છે ખરા? નહિ જ. તો પછી તેમનામાં શ્રાવક યોગ્ય શ્રદ્ધા વિગેરે અને કરણી રહેલી શી રીતે માનવી? ખરું જોતાં તો સ્વધર્મી બંધુઓ પ્રત્યે કેવળ અનુકંપા-દયા જ નહિ પણ પૂર્ણ પ્રેમ, ભક્તિભાવવાળું વર્તન રાખી તેમનો ઉદ્ધાર કરવા કટિબદ્ધ થવું જોઇએ, તો જ શ્રાવકપણાની સફળતા થાય તેમ છે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૭૪ ]

---

## પાંજરાપોળ પ્રમુખ જીવદયાની સંસ્થાઓને સૂચના.

આ સંબંધમાં કંઇક વ્યવહારુ સૂચના કરી શકાય એમ છે. લૂલાં, લંગડાં, અપંગ કે કેવળ અશક્ત પશુઓને જ પાંજરા-પોળમાં જરૂરી રક્ષણ મળે. સશક્ત કે સબળ જાનવરોનો ખાસ તથાપ્રકારના દુષ્કાળાદિક કારણ વગર સંગ્રહ ન કરાય, તેવી યોગ્ય વ્યવસ્થા અવશ્ય હોવી જોઇએ.

રક્ષણ માટે રાખેલાં જાનવરોનો વ્યવસ્થાની ખામીથી વૃથા વિનાશ થવો ન જોઇએ. વ્યવસ્થાની ખામીથી પૈસાનો ખર્ચ પણ નકામો થવા ઉપરાંત લોકવિશ્વાસનો ભંગ થવા પામે છે. લોકો જે પૈસા આપે છે તે તેનો સદુપયોગ કરવા માટે જ આપે છે તેથી તેનો તેવો જ ઉપયોગ થવો જોઇએ. એટલું જ નહિ પણ આવાં કામો જૈન તેમ જ જૈનેતર સહુ સમુદાયની સરખી દિલ-સોજીથી વિવેકપૂર્વક ચાલે તો ઘણું સારું.

આ ઉપરાંત જૈનોએ બીજું ઘણુંએક મહત્ત્વનું કાર્ય પોતાના

જ પગ ઉપર ઊભા રહીને કરવાનું હોય છે તે માટે પુષ્કળ નાણાંની જરૂર છે. જુદી જુદી જાતની જરૂરી કેળવણીનો જૈન આલમમાં બહોળો પ્રચાર કરવાની અનિવાર્ય જરૂર છે, તેમાં સહુ જૈન બંધુઓએ ઉદાર દિલથી ભોગ આપવો જોઇએ. એમ કરવાથી બહુ સુંદર ફળ–પરિણામ મેળવી શકાશે અને ઘણાં બીજાં સારાં સારાં કામો પણ એથી અનાયાસે સાધી શકાશે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૭૫ ]

---

## સદ્ભાવના એ જ અનુપમ શાન્તિ સમર્પનારી સાચી કલ્પના છે.

[ વસંતતિલકા. ]

यस्याशयं श्रुतकृतातिशयं विवेक–
पीयूषवर्षरमणीयरमं श्रयन्ते ॥
सद्भावनासुरलता नहि तस्य दूरे,
लोकोत्तरप्रशमसौख्यफलप्रसूतिः ॥ (शान्तसुधारसे)

શ્રુતજ્ઞાનના ચિર પરિચય( અભ્યાસ )થી સુસંસ્કારિત થયેલા અને સત્યાસત્યના પ્રકાશાત્મક વિવેકરૂપ અમૃતની

---

૧ 'શાન્તસુધારસ' નામના પુસ્તકમાં પૃષ્ઠ ૮ માના શ્લોક પાંચમામાં થયેલી અર્થસ્ખલના દૂર કરવાના આશયથી ઉપરનો શ્લોક સાર્થ તેની મતલબ સહિત અત્ર આપવામાં આવ્યો છે. તેમાં **સદ્ભાવના** અને **સુરલતાનું** રૂપક છે. તે શુદ્ધ–પવિત્ર આશયમાં જ પ્રગટ થાય છે અને અલૌકિક–પારમાર્થિક–અવિહડ વૈરાગ્ય–અનાસક્તિ–ઉદાસીનતારૂપ ઉત્તમ ફળને પ્રસવે છે.

વૃષ્ટિથી અત્યંત યોગ્યતાવંત ( ભવ્ય શોભાવંત ) થયેલા જેના આશય( અંત:કરણ )માં સદ્ભાવનારૂપી સુરલતા ઊગી નીકળે છે ( પ્રગટ થાય છે ) તે શુભાશયને લોકોત્તર ( અનુપમ ) શાન્તિજન્ય સુખરૂપ ફળની પ્રાપ્તિ દૂર નથી; પરંતુ નજદીક જ છે. મતલબ કે જ્ઞાનીનાં સૂક્ત વચનનું શ્રવણ-મનન કરવાથી જેના હ્રદયમાં સદ્વિવેક જાગ્યો છે અને એથી જે ખરું, ખોટું, હિત, અણહિત, ગુણ, દોષને સારી રીતે સમજી હિતકર ખરા ગુણને જ આદરવા ઊજમાળ થયો છે અર્થાત્ હ્રદયની અશાન્તિના કારણ સમજી તેને દૂર કરવા અને સાચી શાન્તિનાં કારણ અંગીકાર કરવા જે ઊજમાળ-સાવધાન બન્યો છે અને એ રીતે અનુક્રમે સ્વહ્રદયની શુદ્ધિ થાય એવી ઉત્તમ ભાવનાઓ-મૈત્રી, મુદિતા, કરુણા અને મધ્યસ્થતા-સાક્ષાત્ કલ્પવેલીની જેવી જેના પવિત્ર હ્રદયમાં પ્રગટી નીકળી છે તેને પરમ શાન્તરસનો સાક્ષાત્ અનુભવ થવો દુર્લભ નથી પણ સુલભ જ છે. જેમ ખેડાણ કરી, ખાતર નાખી, સંસ્કારિત કરેલી કાળી ભૂમિમાં પુષ્કળ વર્ષાદના યોગે બીજ વાવવાથી મનમાનતો પાક નીપજે છે તેમ અત્ર પણ જાણવું.

[ આ. પ્ર. પુ. ૧૧, પૃ. ૯૦ ]

---

## ગચ્છનો નાયક ( ગણી આચાર્ય આદિમાંથી ) કોણ હોઇ શકે ?

આ એક અતિ ગંભીર અને મહત્ત્વનો પ્રશ્ન ઉકેલવાનો છે. શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી શ્રીપંચવસ્તુ ગ્રંથમાં સ્પષ્ટપણે નીચે મુજબ હકીકત જણાવે છે:-

જે મહાનુભાવ સાધુ સૂત્ર અને અર્થમાં નિષ્ણાત-નિપુણ હોય, બહુશ્રુત ગીતાર્થ હોય, પ્રિયધર્મા અને દૃઢધર્મા હોય, શ્રુતચારિત્ર એવા ધર્મ ઉપર અત્યંત પ્રેમ અને આત્માર્પણ કરી શકતા હોય, અનુવર્તનાકુશળ-સમયોચિત મોક્ષ-ઉપાયના જાણકાર હોય, ઉત્તમ જાતિ અને કુળમાં ઉત્પન્ન થયા હોય, જેનાં માતપિતા સંબંધી ઉભય પક્ષ નિર્મળ હોય, ગંભીર-ઉદાર આશયવાળા હોય.

લબ્ધિવંત-સારા અતિશયવાળા, શક્તિવંત-પ્રભાવી, સંગ્રહ-શીલ અને ઉપગ્રહનિરત-ગચ્છસમુદાયનો સારી રીતે નિર્વાહ થાય તેટલા ઉપકરણાદિકનો યથાઅવસર નિઃસ્વાર્થપણે સંગ્રહ કરનાર તથા સહુને ઉપકાર કરવા દેશનાદિક દેવા સદા ય તત્પર રહેતા હોય, જેમણે ક્રિયાકાંડનો સારી રીતે અભ્યાસ કરેલો હોય અને જે પ્રવચન ( શાસન-આજ્ઞા ) ઉપર અત્યંત પ્રેમ ધરાવનારા હોય તેવા સમર્થ મહાત્મા ગણનાયક અથવા આચાર્ય હોઇ શકે, એ રીતે તીર્થંકર દેવોએ કહેલું છે. તેમ જ વળી ગચ્છનાયિકા એવી પ્રવર્તિની પણ આવા ઉત્તમ ગુણ-વાળી સમર્થ સાધ્વી હોય તે જ હોઇ શકે.

જે ગીતાર્થ--સૂત્ર અર્થ ઉભયમાં નિપુણ હોય-સમયોચિત સંયમક્રિયામાં કુશળ સાવધાન હોય, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલ-કુલીન હોય, ઉત્સર્ગ અપવાદ યથાર્થ સમજનાર હોય, ઉદાર આશય, ચિરદીક્ષિત અને વયોવૃદ્ધ હોય.

પૂર્વોક્ત ગુણરહિત છતાં જે ગચ્છનાયક પદવી કે પ્રવર્તિની પદવી પાત્રતા રહિત અયોગ્ય જીવને આપે અને પોતાનામાં પાત્રતા આવ્યા વગર ઉક્ત પદવી અંગીકાર કરે તે જિનાજ્ઞાનો

લોપ કરનાર વિરાધક બની સ્વપરનું હિત બગાડે છે, કેમ કે **ગૌતમસ્વામી પ્રમુખ** મહાપુરુષોએ **ગણધર**પદને વહન કરીને એ શબ્દ સાર્થક કર્યો છે.

એવી એ મહાપદવી જાણી જોઈને પાત્રહીન–અયોગ્ય જીવમાં જે સ્થાપન કરે છે તેને મહાપાપી ને ઉન્માર્ગપોષક કહ્યો છે. તેમ જે જે પ્રવર્તિની શબ્દ **આર્યા ચંદનાદિક** મહાસતીઓએ વહી સાર્થક કરેલ છે તે પદવી જાણતાં છતાં જે પાત્રહીનતામાં સ્થાપન કરે છે તેને પણ મહાપાપી ને ઉન્માર્ગપોષક કહ્યો છે.

**સાર**—શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી જેવા મહાપુરુષોનાં સર્વમાન્ય, પ્રમાણિક વચનનો ભાવાર્થ વિચારી ભવભીરુ, આત્માર્થી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા ખ્યાલ કરી સત્ય–હિતકારી માર્ગ આદરશે તો જરૂર સ્વપરહિત કરી શકશે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૮૪ ]

---

## કર્મના અસ્તિત્વ અને અતુલ પ્રભાવ ઉપર કર્મકુલકની વ્યાખ્યા.

૧. ત્રિભુવનમાં એક અદ્વિતીય વીર એવા શ્રી **મહાવીરદેવને** જો કર્મનું અસ્તિત્વ ન હોત તો ઘોર–ભયંકર ઉપસર્ગો કેમ થાત?

૨. વીર ભગવાનને કેવળજ્ઞાન ઉત્પન્ન થયા છતાં પણ જો કર્મની પ્રબળ સત્તા વિદ્યમાન ન હોત તો **મિનુક** ગામમાં અતિવિષમ એવો અતિસાર રોગ કેમ પેદા થાત ?

૩. વીરપ્રભુને **અસ્થિક** ગામમાં શૂલપાણિ યક્ષદ્વારા

( અઘોર ઉપસર્ગરૂપે ) જે વિવિધ વેદના થવા પામી તે કર્મનું અસ્તિત્વ સિદ્ધ કરે છે.

૪. જો કર્મનું અસ્તિત્વ ન હોય તો મહાવીરસ્વામીના બંને કાનોમાં તીક્ષ્ણ ખીલા ગોવાળે કેમ ઠોકયા ?

૫. સંગમે વીર ભગવાનને ઘોર વીશ ઉપસર્ગો કેમ કર્યા ?

૬. ગજસુકુમાલને માથે તેના સસરા સોમીલે ખેરના અંગારા કેમ ક્ષેપવ્યા ?

૭. ખંધકસૂરિના શિષ્યોને પાપી પાલકે યંત્રમાં કેમ પીલ્યા ?

૮. સનત્કુમાર ચક્રવર્ત્તી પ્રમુખ સુસાધુઓને વ્યાધિવેદના કેમ થવા પામી ?

૯. કૌશાંબીનગરીમાં સમૃદ્ધિમાન્ છતાં નિર્ગ્રંથને તીવ્ર ચક્ષુવેદના કેમ થઇ ?

૧૦. નમિરાજાને મહાદાહજ્વર અને ( સ્રીના વલયના ખડખડાટથી ) અતિ દુઃસહ પરિતાપ કેમ થવા પામ્યો ?

૧૧. સોળ હજાર યક્ષદેવોથી સેવાતાં છતાં બ્રહ્મદત્ત ચક્રવર્ત્તીને અતિ આકરું અંધપણું કેમ પ્રાપ્ત થયું ?

૧૨. આ ભરતક્ષેત્રમાં મોટા પુણ્યના ભંડાર સરખા શ્રી વીરભગવાન્ પણ સ્વર્ગથી ચ્યવીને નીચ ગોત્રમાં કેમ ઉત્પન્ન થયા ?

૧૩. મહાસમૃદ્ધિવંત યશસ્વી અવંતીસુકુમાલનું શરીર ઉજ્જયિની નગરીમાં શીયાલણીએ કેમ ભક્ષણ કર્યું ?

૧૪. શુદ્ધ શીલવતી સતી દ્રૌપદીને પાંચ પાંડવોરૂપ પાંચ ભર્તાર કેમ થયા ?

૧૫. ઉત્તમ કુળમાં ઉપજેલ છતાં મૃગાપુત્રાદિક કઇક જીવોને નરક જેવાં મહાદુઃખ કેમ સહન કરવાં પડ્યાં ?

૧૬. વિશાળ રાજવંશમાં ઉત્પન્ન થયા છતાં વસુદેવાદિક કઇક રાજપુત્રોને ભરયૌવનવયે પરિભ્રમણ કેમ કરવું પડ્યું ?

૧૭. કૃષ્ણવાસુદેવના પુત્ર અને નેમીશ્વર ભગવાનના ખૂદ અંતેવાસી શિષ્ય છતાં ઢંઢણમુનિને નિર્દોષ ભિક્ષા કેમ ન મળી ?

૧૮. વનમાં એકલા પડેલા શ્રી કૃષ્ણવાસુદેવનું મરણ પોતાના જ ભાઈ જરાકુમારના હાથે કેમ થવા પામ્યું ?

૧૯. ( ગંગાનદી ઉતરવા જતાં )નાવ ઉપર આરૂઢ થયેલા શ્રી વર્ધમાનસ્વામીને સુદંષ્ટ્ર દેવે કેમ ઘોર ઉપસર્ગ કર્યો ?

૨૦. તીર્થંકર છતાં શ્રી પાર્શ્વનાથ ભગવાનને (દીક્ષા બાદ કાઉસ્સગ્ગધ્યાને વર્તતાં )કમઠ—મેઘમાળી દેવે કેમ ઘોર ઉપસર્ગ કર્યો ?

૨૧. સુખશાતા અને સૌભાગ્યલીલાવડે સર્વોપરી એવા અનુત્તર વિમાનવાસી દેવો ત્યાંથી ચ્યવી મૃત્યુલોકમાં કેમ જન્મે છે ?

**સાર**—ચિત્તને ચમકાવે એવા ઉપર ટાંકેલા દાખલા ઉપરાંત આ દુનિયામાં થતા અનેકવિધ પરિવર્તન અને આપણી જાતમાં જ થતા અનેક વિચિત્ર બનાવોના સ્વાનુભવથી એ વાત નિર્વિવાદ સિદ્ધ થઇ શકે છે કે કર્મની ગતિ–સ્થિતિ અને તેનો પ્રભાવ ન કળી શકાય એવો અનાદિ અકળ અને અતુલ છે. તેમ છતાં જો પાંચે સમવાય કારણો( કાળ, સ્વભાવ,

નિયતિ, પૂર્વકર્મ અને પુરુષાર્થ )ની અનુકૂળતા થઇ આવે તો આત્મા સકળ સાંસારિક બંધનોને તોડવા માર્ગાનુસારી બની સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ચારિત્રબળને મેળવી, અનુક્રમે રાગદ્વેષાદિક દુશ્મનોને હઠાવી, તેમનો ક્ષય કરી, સર્વજ્ઞ, સર્વદર્શી થઇ, અધિક આયુષ્ય સ્થિતિ હોય તો પૃથ્વી-તળ ઉપર વિચરી, અનેક ભવ્યાત્માઓ ઉપર અમાપ ઉપકાર કરી, તેમને પણ આ ભવોદધિથી તારી સકળ દુઃખ-ઉપાધિરૂપ સંસારપરંપરાનો ઉચ્છેદ કરી શાશ્વત-મોક્ષપદને પામે છે.

[ આ. પ્ર. પુ. ૧૬, પૃ. ૧૬૬ ]

---

## જીવાનુશાસ્તિ કુલકની વ્યાખ્યા

( મુગ્ધ જીવને ખાસ બોધદાયક )

૧. અરે જીવ! જળ મધ્યે રહેલા અરહટ્ટઘટમાળની જેમ આ ચાર ગતિરૂપ અપાર-અગાધ સંસારસાગરમાં તું અનંતો કાળ ભ્રમણ કરી ચૂકયો તેમ છતાં હજી કેમ બૂઝતો નથી ?

૨. અરે જીવ! અન્ય સંયોગ તો તને નિમિત્ત માત્ર મળે છે, બાકી પૂર્વે કરેલાં કર્મોનું આ બધું અશુભ પરિણામથી ઉત્પન્ન થયેલું ફળ છે એમ તું તારા દિલમાં કદી વિચારે છે ? ચિન્તવે છે ? સમજે છે ?

૩. અરે મૂઢ જીવ! તું અન્ય જનને દુષ્કર્મથી ભરેલો વિપરીત ઉપદેશ કેમ કરે છે ? પરંતુ દુર્ગતિમાં જવાની ઇચ્છા-વાળાના આવા જ દુષ્ટ પરિણામ હોય છે.

૪. અરે બાળ જીવ! તું કાન દઇને સાવધાનપણે મારું

હિતવચન સાંભળ. તું સુખ–સંતોષ પામતો નથી તેથી મને ખાત્રી થાય છે કે તું ધર્મ–પુણ્ય સંપદાથી રહિત છે. ધર્મ સાથે જ સુખ–સંપદા આવી મળે છે.

૫. અરે જીવ ! પારકી ઋદ્ધિ–સિદ્ધિ દેખીને તું ફોગટ ખેદ–સંતાપ ન કર. ધર્મ–પુણ્ય રહિત પ્રાણીને વિવિધ જાત-જાતની સંપદા ક્યાંથી સાંપડે ?

૬. અરે જીવ ! જોબન, ધન અને જીવિત જોતજોતામાં ખૂટી જતું તું શું નથી જોતો ? જુએ છે જ. તેમ છતાં આત્માને હિત–શ્રેય–કલ્યાણ–મંગળકારી એવા સર્વજ્ઞ વીતરાગ-ભાષિત ધર્મને તું શીઘ્ર કેમ નથી આદરતો ?

૭. અરે જીવ ! સ્વમાન અને સાહસ રહિત ( Devoid of Self–Respect & Enterprise ) દીન–રાંક જેવો નમાલો અને લાજ–શરમ વગરનો બની તું નીરાંતે કેમ કાયર થઇ બેઠો છે ? ધર્મમાર્ગમાં કેમ ઉદ્યમ કરતો નથી ?

૮. અરે જીવ ! સદુદ્યમ યા પુરુષાર્થ સેવ્યા વગર ( પૂર્વ-પુણ્યયોગે મળેલો ) મનુષ્યજન્મ નકામો ગયો, યૌવન પણ વીતી ગયું, ( તે દરમિયાન ) તેં ઉગ્ર તપધર્મ પણ કર્યો નહિ અને શ્રેષ્ઠ ( ન્યાયયુક્ત ) લક્ષ્મી પણ મેળવી નહિ. ‘ ન મળ્યા રામ અને ન મળ્યા દામ ’ તેના જેવું તેં કર્યું. બન્નેથકી તું ચૂકયો. તેં તારો અમૂલ્ય સુવર્ણ જેવો સમય ગુમાવી દીધો. હજી પણ શેષ જીવિત રહ્યું છે તેટલામાં ચેતી લેવાય તો સારું છે.

૯. અરે મુગ્ધ જીવ ! પારકા સુખ સામે જોતાંજોતાં

તારો આટલો બધો કાળ નકામો નથી ગયો શું ? તેમ છતાં જ્યારે તને ઇચ્છિત સુખ મળ્યું નહિ તો હવે ખડ્ગની ધારા જેવું સખ્ત વ્રતનું તું સેવન કર.

૧૦. વળી તારી ( ખરી–આંતર–વાસ્તવિક ) લક્ષ્મી પરને આધીન છે એમ તું મનથી માનતો નહિ, પણ તારામાં–સત્તામાં સાચી ઝવેરાત, જ્ઞાન, દર્શન, ચારિત્રાદિક શ્રેષ્ઠ ગુણનિધાન રહેલ છે તેની તું પ્રતીતિ–વિશ્વાસ રાખજે અને તે પ્રાપ્ત કરી લેવાનો ઉપાય પણ તારા હાથમાં–સ્વાધીન છે, એટલા માટે આદર સહિત વ્રતનો સ્વીકાર કર અને અનેક પ્રયત્નો કરીને તેં આદરેલાં વ્રત–નિયમોનું સારી રીતે પાલન કરતો રહે, એ જ તારા અભ્યુદયનો અકસીર ઉપાય છે.

૧૧. જીવિત તથા મરણ સાથે અને યૌવન તથા જરા અવસ્થા પણ સાથે જ ઉપજે છે, એટલે તેમનો આપસમાં બહુ ગાઢ સંબંધ રહેલો છે.

ખોબામાં રહેલા જળની જેમ ક્ષણે ક્ષણે આઉખું ખૂટતું જ જાય છે એ ન્યાયે જીવિત સાથે જ મરણ સર્જાયેલું સમજવું. યૌવનનો ચાર દિવસનો ચટકો પતંગીયા રંગની માફક ક્ષણિક દેખાવમાત્ર હોવાથી તેના ઉપર વિશ્વાસ રાખી બેસનાર ઠગાઇ જાય છે. જોતજોતામાં યૌવનનો રંગ ઊડી જાય છે અને જરા અવસ્થા દાખલ થઇ પોતાનો જમાવ કરે છે, અથવા "जरा वयोहानिः" જેટલું વય–જીવિત ઓછું થયું તેટલી જરા આવી–દાખલ થઈ સમજવી. એ ન્યાયે પણ યૌવનનો વિશ્વાસ રાખવા યોગ્ય નથી, પણ તેવે વખતે શરીરમાં સારું જોમ–બળ–વીર્ય હોવાથી બની શકે તેટલું સુકૃત–પરભવનું

ભાતું કરી લેવું જ વ્યાજબી છે. પછી જ્યારે જરા આવી, વ્યાધિ વધ્યો અને ઈંદ્રિયબળ ઘટયું ત્યારે ધર્મસાધન કરવું દુર્લભ થઈ પડે છે માટે પાણી આવ્યા પહેલાં જ પાળ બાંધી લેવી સારી.

જીવિત અને જરાની પેઠે લક્ષ્મી પણ ચપળ–અસ્થિર હોવાથી તેનો વિનાશ થઇ જતાં વાર લાગતી નથી, તેથી તેના લાભ કે હાનિ પ્રસંગે હર્ષ કે ખેદ નહિ કરતાં સાક્ષીભાવે યા સમભાવે રહેવું. વળી તેની વિદ્યમાનતામાં બને તેટલો તેનો સારો ઉપયોગ કરી લેવો.

[ આ. પ્ર. પુ ૧૬, પૃ. ૧૯૦ ]

---

## કેવળ હિતબુદ્ધિથી સાધુઓ આપણને સાચો માર્ગ બતાવે તેને આદરતાં પ્રમાદ કરવો તે ગંભીર ભૂલ લેખાય.

પરોપકારી સંત–સાધુજનો કેવળ હિતબુદ્ધિથી જ આપણને સન્માર્ગ બતાવી રહ્યા હોય ત્યારે પ્રમાદ, વિષય અને કષાયાદિકને વશ થઇ તેનો અનાદર કરાય તે તો આપણો પ્રગટ અવિવેક જ લેખાય

સર્વજ્ઞ વીતરાગ દેવ અને નિર્ગ્રંથ ગુરુની સેવા–ઉપાસના કરનાર દરેકે દરેક જૈન ભાઇ–બહેને અવશ્ય વિચારવું ઘટે કે આપણા આચાર–વિચાર એવા તો શુદ્ધ–પવિત્ર હોવા જોઈએ કે તેનું ગમે તે અન્યદર્શની ભાઇ–બહેનો પ્રીતિથી અનુકરણ કરે. તેને બદલે જ્યારે તેઓ જ આપણી નિંદા–ટીકા કરે એટલે

દરજ્જે આપણા આચારવિચારને મલિન કરી મૂકીએ તો પછી આપણામાં જૈનપણું રહ્યું જ કયાં ? જીવદયા (જયણા) જેના દિલમાં વસી જ હોય તેવો કોઇ પણ જૈનબચ્ચો ભૂમિશુદ્ધિ કરવા નિમિત્તે સુકોમળ વાસંદી વાપરવાને બદલે કરવત જેવી ધારવાળી ખજૂરીની સાવરણી વાપરી શકે ખરો ? અત્યારે અન્યદર્શનીઓની પેઠે જૈનો પોતાના ઘર, હાટ વગેરે સ્થળે ખજૂરીની સાવરણી વાપરતાં જરા ય અંચકાય છે ખરા ? નહીં જ, તો પછી તેમને જૈન શી રીતે લેખવા ? જેના દિલમાં જીવદયા જ ન હોય તે કઠોર દિલના જીવો જૈનધર્મને લાયક જ કેમ લેખાય ? આ વાત્ ગંભીરપણે વિચારવા યોગ્ય છે.

ખાનપાનાદિક બીજા પણ અનેક પ્રસંગે એવી જ ઉપેક્ષા થતી નથી જણાતી શું ? જેમાં અસંખ્ય જીવો ક્ષણે ક્ષણે ઉપજે અને વિણસે એવો એઠવાડ કરતાં તેમને ડર લાગે છે ? નહીં જ. પીવાનું પાણી પણ કેવું ગોબરું–એઠું કરી મૂકાય છે ? જાણે કે ઢોરના અવેડાના પાણી જેવું એક બીજાની લાળમિશ્રિત ગંદું બની રહ્યું હોય. સુજ્ઞ કે વિવેકી ભાઇબહેનોએ તો આવી ગંદાઇ કરતાં તરત જ અટકી જવું જોઇએ અને ચોખ્ખાઇ રાખવી જોઇએ રાંધેલા ભાત વગેરેમાંથી ઇયળ, ધનેડા પ્રમુખનાં મૃત કલેવરો નીકળતા નજરે જોવાય છે છતાં તેની ઘૃણા કોને આવે છે ? પૂરતી તપાસ રાખી તેવી થતી ભૂલોને જો ધારે તો તરત જ સુધારી શકે છે. જીવવિચાર, નવતત્ત્વ કે કર્મગ્રંથ વગેરે કેવળ પોપટની પેઠે પઢી જવાથી કશું વળતું નથી, ભણીને પાછું ગણવું જોઇએ. વિવેક વગરની ધર્મકરણી તદ્દન ફીક્કી લાગે છે. હૃદયમાં કોમળતાદિક પ્રગટે

તો જ એ ધર્મકરણી લેખે થાય. અન્ય અનાથ જીવોનું હિત સાચવતાં આપણું હિત સધાય છે એ ભાવ–લક્ષ્ય વગર કાળજી ક્યાંથી રહે? પશુવર્ગ તરફ દેખાદેખીથી કંઇક દિલસોજી રખાય છે ખરી, પણ તે ખરા અર્થમાં તો નહિ જ. એ બધા કરતાં દુર્લભ મનુષ્યભવ પામેલા માનવો તરફ અથાગ પ્રેમભાવ હોવો જોઇએ, તેને બદલે અપ્રીતિ, ઇર્ષ્યા, અદેખાઈ ફાટી નીકળેલી જોઇ કયા સજ્જનનું હૃદય બળતું નહિ હોય? ગુણ–ગુણી પ્રત્યે તો અવશ્ય પ્રેમ રાખવો જોઇએ. તેને બદલે પેટ ભરી ભરીને નિંદા–ચાડીનો જ વ્યાપાર લઇ બેસાય તો પછી તેમાં જૈનપણું રહ્યું જ ક્યાં? જ્યાં ત્યાં સ્વતંત્રતાને બહાને સ્વચ્છંદતા જ પ્રસરી રહી લાગે છે. તેમાંથી જૈનો કોઇ પણ રીતે ઉગરે એવું ઇચ્છી હાલ વિરમું છું.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૨૬૪ ]

---

## સુશ્રાવક ઋષભદાસકૃત હિતશિક્ષાના રાસમાંથી આચારઢીલા ગુણાનુરાગી સજ્જનોએ લેવા યોગ્ય સુંદર બોધ.

**પોતાના** દુર્લભ માનવભવને સફળ–સાર્થક કરવા ઇચ્છતા ગમે તે ભવ્યાત્માને હિતકારી જ થાય એવી અનેક પ્રકારની હિતશિક્ષાઓથી સંકલિત સર્વાંગ સુંદર ‘હિતશિક્ષા’ નામનો અતિ સરલ–સુબોધ રાસ ઘણી સાદી જૂની ગુજરાતી ભાષામાં સુપ્રસિદ્ધ શ્રાવક કવિવર શ્રી ઋષભદાસજીએ બનાવ્યો છે.

એક સારા ગૃહસ્થ શ્રાવકને છાજે એવા સરસ આચાર–

વિચારને સેવનાર એ કવિશ્રી હતા. તેઓ શ્રીમદ્ હીરવિજયસૂરીશ્વરના સમય લગભગ વિદ્યમાન હતા. હીરસૂરીશ્વરના ખાસ પટ્ટધર શ્રી વિજયસેનસૂરિને ગુરુ તરીકે પોતે કંઇક સ્થળે પોતાની વિવિધ કાવ્યરચના પ્રસંગે ઓળખાવે છે, તે ખાસ કરીને બીજા સુશ્રદ્ધાળુ ગૃહસ્થ જૈન કવિઓએ ધડો લેવા લાયક છે. ગુણાનુરાગી શ્રાવક, શ્રાવિકાઓને તેમનું ચરિત્ર લક્ષ્યપૂર્વક વાંચવા, વિચારવા અને અનુકરણ કરવા યોગ્ય છે.

આ હિતશિક્ષાના રાસમાં ખાસ કરીને સદા ય અનુકરણ કરવા લાયક ખરા આદર્શ ગૃહસ્થજીવનમાં ઉપયોગી થઇ શકે એવો સુંદર વ્યવહારુ બોધ હિતશિખામણરૂપે આપેલો છે. તે વખતે શ્રાવકજીવન કેટલું બધું ઉચ્ચ–ઉન્નત હશે તેની સહજ ઝાંખી એ રાસ પરથી થઇ શકે છે અને ગૃહસ્થજીવન કેવું સુંદર વર્તનવાળું હોવું જોઇએ તેનો સુંદર ખ્યાલ બાંધી દરેક શ્રોતાજને પોતાનું વર્તન તેવું પવિત્ર બનાવવા પ્રયત્ન કરવો ઘટે છે.

આ રાસમાંથી શ્રોતા જનો ગમે તે સ્થળેથી કંઇ ને કંઇ સુંદર હિતકારી બોધ મેળવી શકે છે. તેમાં સંકલિત કરેલી હિતશિક્ષાઓને સુંદર દાખલા, દલીલો અને ચરિત્રોથી સમજાવવામાં આવી છે, તેથી બાળજીવો તે સુગમતાથી સમજીને આચરણમાં પણ ઉતારી શકે છે. આ રાસમાં અનેક ઉપયોગી હિતકર વાતોનો સમાવેશ કરેલ છે, તેને જો રસપૂર્વક વાંચવા કે સાંભળવામાં આવે તો હૃદય ઉપર તે સારી અસર ઉપજાવી શકે છે, અને પોતાના વર્તનમાં જોતજોતામાં ઠીક સુધારો કરાવી શકે છે.

આ રાસને યોગ્ય આદરપૂર્વક વાંચી કે સાંભળીને પોતાના જ જીવનમાં ઉતારવા પ્રયત્ન સેવાય એ અતિ ઇચ્છવાયોગ્ય છે. નિરં-

તર જીવનમાં ઉપયોગી થાય એવી અનેક હિતશિક્ષાઓ એમાંથી મળી શકે છે તે મેળવી સહુ ભાઇબહેનોએ જાગૃત થવું ઘટે છે.

[ આ. પ્ર. પુ. ૧૯, પૃ. ૨૬૬ ]

## વિઘ્ન યાને અંતરાય કર્મનું સ્વરૂપ.

[ કર્મગ્રંથ-ટીકાનુસારે ]

**वि-विशेषण, हन्यते-तद्दानादिलब्धयो विनाश्यन्तेऽनेनेति विघ्नमन्तरायकर्म.**

**વિશેષે** કરીને દાનાદિક લબ્ધિઓ-શક્તિઓ હણાય છે-વિનાશ પમાડાય છે જેનાવડે તેનું નામ વિઘ્ન અથવા અંતરાયકર્મ છે. તેના પાંચ પ્રકાર છે. ૧. **દાનાંતરાય**, ૨. **લાભાંતરાય**, ૩. **ભોગાંતરાય**, ૪. **ઉપભોગાંતરાય** અને ૫. **વીર્યાંતરાય.**

તે દરેક પ્રકારનું સ્વરૂપ નીચે પ્રમાણે છે.

દાન-દેવા યોગ્ય વસ્તુ વિદ્યમાન છતાં, ગુણવંત પાત્ર ( સુપાત્ર ) લેવા આવ્યા છતાં અને દાનનું ફળ જાણતા છતાં પણ જે કર્મના ઉદયથી દઇ ન શકાય તે **દાનાંતરાયકર્મ** જાણવું.

જે કર્મના ઉદયથી દાતા ઉદાર છતાં અને દેવા યોગ્ય વસ્તુ વિદ્યમાન છતાં યાચના કરવામાં કુશળ એવો પણ યાચક વસ્તુ મેળવી ન શકે તે **લાભાંતરાયકર્મ** જાણવું.

જેના ઉદયથી વિભવાદિ હોવા છતાં, અને આહાર, પુષ્પ-માલ્યાદિક પોતાની પાસે હાજર છતાં વિરતિહીન પોતે પણ તે ભોગવી શકે નહીં તે **ભોગાંતરાયકર્મ** જાણવું.

જેના ઉદયથી વસ્ત્ર, અલંકારાદિક વિદ્યમાન છતાં તેનો ઉપભોગ કરી ન શકાય તે **ઉપભોગાંતરાયકર્મ** જાણવું.

જેના ઉદયથી બળવાન, નીરોગી અને યુવાન છતાં કંઈ નજીવું પણ કાર્ય કરી શકે નહીં તે **વીર્યાંતરાયકર્મ** જાણવું.

પ્રભુપૂજા, સદ્ગુરુસેવા અને સદ્ધર્મ–આરાધનમાં અંતરાય કરવાથી તેમ જ હિંસાદિક અકાર્યો કરવા–કરાવવાથી ઉક્ત કર્મ (નિકાચિતપણે) બંધાય છે, જેનાં બહુ જ કટુક (કડવાં) ફળ પ્રાણીઓને ભવચક્રમાં ભમતાં વેઠવાં પડે છે, પરંતુ જે ભવ્યાત્માઓ શુદ્ધ દેવ, ગુરુ, ધર્મનું યથાવિધિ આરાધન ઉલ્લસિત ભાવથી કરે છે, સતકાર્યમાં અન્યજનોને સહાય કરે છે તેમ જ તેવાં સત્કાર્યની અનુમોદના કરે છે તે શુભાશયો અંતરાય કર્મનો ક્ષય કરી અનુક્રમે અક્ષયસુખને પામી શકે છે.

[ આ. પ્ર. પુ. ૧૧, પૃ. ૯૦ ]

---

# શ્રાવકધર્મોચિત આચારોપદેશ

## પ્રથમ વર્ગ

### મંગલાચરણ

૧–૨. કેવળજ્ઞાન તથા આનંદસ્વરૂપ, રૂપરહિત, જગત્‌ત્રાતા, અને પરમ જ્યોતિવંત શ્રી પરમાત્માને નમસ્કાર થાઓ. યોગી પુરુષો મનની શુદ્ધિને ધારણ કરતા જ્ઞાનચક્ષુવડે જેનું સ્વરૂપ જોવે છે તે પ્રભુને હું સ્તવું છું.

## ગ્રંથગ્રથન હેતુ.

૩–૫. સહુ કોઈ જીવ સુખને ઇચ્છે છે, શુદ્ધ–નિર્દોષ સુખ મોક્ષમાં રહ્યું છે, મોક્ષસુખ ધ્યાનથી મળે છે, ધ્યાન મનની શુદ્ધિથી થાય છે અને મનની શુદ્ધિ કષાયને જીતવાથી થાય છે. કષાયનો જય ઇન્દ્રિયોને દમવાથી થાય છે, ઇંદ્રિયોનું દમન સદાચારથી થાય છે, અને એવો ગુણકારી સદાચાર સદુપદેશથકી પ્રાણીઓને પ્રાપ્ત થઈ શકે છે. સદુપદેશથી સુબુદ્ધિ થાય છે, સુબુદ્ધિથી સદ્‌ગુણોનો ઉદય થાય છે. એવા શુભાશયથી આ **આચારોપદેશ** નામના ગ્રંથનો હું પ્રારંભ કરું છું.

## ગ્રંથશ્રવણ ફળ–ધર્મપ્રાપ્તિ.

૬–૯. સદાચાર સંબંધી વિચારવડે મનોહર અને ચતુરને ઉચિત એવો આ દેવતાને પણ આનંદકારી ગ્રંથ શુભાશયવાળા સજ્જનોએ શ્રવણ કરવો યુક્ત છે અનંત કાળે પણ પામવો દુર્લભ એવો આ મનુષ્યજન્મ પામીને વિવેકવંત જનોએ ધર્મને વિષે પરમ આદર કરવો જોઈએ. ધર્મ શ્રવણ કર્યો છતો, દેખ્યો છતો, કરાવ્યો છતો અને અનુમોદ્યો છતો પણ પ્રાણીઓને સાતમા કુળ પર્યંત પવિત્ર કરે છે.

ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ વર્ગને સમ્યક્ પ્રકારે સેવ્યા વગર મનુષ્યનું આયુષ પશુના જેવું નકામું સમજવું. તે ત્રણ વર્ગમાં પણ ધર્મ ઉત્તમ છે, કેમ કે ધર્મસેવન કર્યા વગર બીજા બે અર્થ અને કામ સધાતાં નથી.

## સત્સામગ્રી અને તેની સફળતા કરવા શાસ્ત્રપ્રેરણા.

૧૦–૧૩. મનુષ્યપણું, આર્યદેશ, ઉત્તમ જાતિ–કુળ, અખંડ

ઇન્દ્રિયકુશળતા, શરીરઆરોગ્ય, અને દીર્ઘ આયુષ કથંચિત્ કર્મની લઘુતાથી મળે છે. એ બધાં ય પુન્યયોગે પ્રાપ્ત થવા છતાં શ્રદ્ધા આવવી દુર્લભ છે; તેથી પણ દુર્લભ સદ્ગુરુનો સંયોગ મહાભાગ્યયોગે મળે છે. આ સઘળી સામગ્રી સ્વાધીન જ હોય પણ તે જેમ ન્યાયવડે રાજા, સુગંધવડે ફૂલ અને ઘી-વડે ભોજન શોભે છે તેમ સદાચારવડે શોભા પામે છે–સફળ થઇ શકે છે. સદાચાર સેવવામાં તત્પર મનુષ્યે શાસ્ત્રોક્તવિધિ-વડે ધર્મ, અર્થ અને કામરૂપ ત્રણ વર્ગને પરસ્પર વિરોધ રહિત ( અવિરુદ્ધપણે ) સદા ય સાધવાં જોઇએ.

શ્રાવક યોગ્ય શાસ્ત્રોક્ત અવિરુદ્ધ આચારવિચાર.

નમસ્કાર મંત્રની સ્તુતિ.

૧૪. રાત્રિના ચોથા પહોરમાં બ્રાહ્મ મુહૂર્ત વખતે કાળજી રાખી, સુજ્ઞ પુરુષ પંચપરમેષ્ઠી મંત્રની સ્તુતિ કરતો છતો નિદ્રાનો ત્યાગ કરે.

૧૫. સદા ય શય્યામાંથી ઊઠયા ( જાગ્યા ) બાદ ડાબી કે જમણી જે નાડી વહેતી હોય તે જ ડાબો કે જમણો પગ ભૂમિ ઉપર ( ધીમેથી ) રાખવો.

૧૬. શયન સંબંધી વસ્ત્રો મૂકી, બીજાં ( સ્વચ્છ ) વસ્ત્રો ધારણ કરી રૂડા સ્થાનકે રહીને બુદ્ધિવાને ધીરજથી પંચપર-મેષ્ઠી નમસ્કાર મંત્રનું ધ્યાન કરવું.

૧૭. પવિત્ર થઇ પૂર્વ દિશા કે ઉત્તર દિશા સન્મુખ પવિત્ર સ્થાને રહી સ્થિર મનથી નમસ્કાર મંત્રનો જાપ કરવો.

૧૮. સ્નાન કર્યું હોય કે ન કર્યું હોય, સુખી હોય કે

દુઃખી હોય તે નમસ્કાર મંત્રનું એકાગ્રમને ધ્યાન કરતો છતો સર્વ પાપથી મુક્ત થાય છે, અર્થાત્ ધર્મના અર્થીજનોએ સર્વ દેશકાળમાં શ્રી પંચપરમેષ્ઠી નમસ્કાર મંત્રનું ચિંતવન કરવું જોઇએ.

૧૯. આંગળીને અંગે જે જાપ કરાય, મેરુનું ઉલ્લંઘન કરીને જે જાપ કરાય અને ઉપયોગ રહિત સંખ્યાહીન જે જાપ કરાય તે પ્રાયઃ અલ્પ ફળ આપનાર થાય છે.

૨૦. ઉત્કૃષ્ટ, મધ્યમ અને જઘન્ય એમ ત્રણ પ્રકારે જાપ થાય છે. તેમાં જે હૃદયકમળમાં વિધિવત્ નવપદજીનો જાપ કરાય તે ઉત્કૃષ્ટ અને જપમાળાવડે કરાય તે મધ્યમ જાપ સમજવો.

૨૧. મૌન રાખ્યા વગર, સંખ્યાનું લક્ષ રાખ્યા વગર, ચિત્તની એકાગ્રતા વગર, પદ્માસનાદિક આસન લગાવ્યા વગર અને ધ્યેય–પરમાત્માદિકમાં વૃત્તિને જોડ્યા વગરનો જાપ જઘન્ય છે.

## આવશ્યક–કરણી.

૨૨. ત્યારપછી ( સારી રીતે પ્રભાત થયે છતે ) ઉપાશ્રયે કે પોતાની પૌષધશાળામાં સ્વપાપની વિશુદ્ધિ કરવા માટે બુદ્ધિવંતે આવશ્યક કરણી કરવી.

૨૩. રાત્રિ સંબંધી, દિવસ સંબંધી, પાખી, ચૌમાસી અને સંવત્સર સંબંધી પાપ–દોષને દૂર કરવા અને આત્માને નિર્મળ કરવા જિનોએ પાંચ પ્રકારનાં આવશ્યક ( પ્રતિક્રમણ ) કહ્યાં છે. તે પ્રત્યેકમાં સામાયિક પ્રમુખ છ આવશ્યકનો સમાવેશ થાય છે. કરેલાં પાપને ફરી નહિ કરવાની બુદ્ધિથી પશ્ચાત્તાપ સહિત શ્રી સદ્દગુરુ સમીપે આલોચાય–નિંદાય તે પ્રતિક્રમણ અવશ્ય

આત્માને ઉપકારક થઈ શકે છે. જાણતાં કે અજાણતાં લાગેલાં પાપની શુદ્ધિ સરલપણે શીઘ્ર કરવી જોઇએ.

૨૪. આવશ્યક કરણી કરીને પૂર્વ કુળમર્યાદા સંભારી અત્યંત આનંદિત ચિત્તથી મંગળસ્તુતિ કહેવી. ( આવશ્યક કરણી પહેલાં અને પછી આ રીતિ છે ).

મંગળ સ્તુતિ અષ્ટક.

૨૫. મહાવીર ભગવાન, ગૌતમ ગણધર, સ્થૂલભદ્રાદિ મુનિવરો અને જિનેશ્વરોએ કહેલો ધર્મ એ સઘળા મુજને મંગળરૂપ થાઓ.

૨૬. ઋષભાદિક જિનેશ્વરો, ભરતાદિક ચક્રવર્તીઓ, બળદેવો, વાસુદેવો અને પ્રતિવાસુદેવો એ સઘળા મારું કલ્યાણ કરો.

૨૭ નાભિકુલકર અને સિદ્ધાર્થભૂપ પ્રમુખ સઘળા જિનેશ્વરોના પિતાઓ જેમણે અખંડ સામ્રાજ્ય ભોગવેલ છે તેઓ મુજને જય આપો.

૨૮. જગત્ત્રયને આનંદ કરનારી મરુદેવી અને ત્રિશલા પ્રમુખ જિનેશ્વરોની પ્રસિદ્ધ માતાઓ મારું મંગળ કરો.

૨૯. શ્રી પુંડરીક અને ઇન્દ્રભૂતિ પ્રમુખ સઘળા ગણધરો અને બીજા શ્રુતકેવળીઓ (ચૌદ પૂર્વધરો) પણ મુજને મંગળમાળા આપો.

૩૦. અખંડ શીલની શોભાથી ભરેલી બ્રાહ્મી અને ચંદનબાળા પ્રમુખ મહાસતી–સાધ્વીઓ મુજને મંગળ બક્ષો.

૩૧. સમકિતનાં વિઘ્ન હરનારી ચક્રેશ્વરી અને સિદ્ધાયિકા પ્રમુખ ઋષભાદિ તીર્થંકરોના શાસનની અધિષ્ઠાત્રી દેવીઓ મુજને જયલક્ષ્મી આપો.

૩૨. જૈનોનાં વિઘ્નોને હરનારા કપર્દી અને માતંગ પ્રમુખ પ્રસિદ્ધ પરાક્રમવાળા અધિષ્ઠાયક યક્ષો મુજને સદા મંગળ આપો.

૩૩. સુકૃતવડે ભાવિત ચિત્તવૃત્તિવાળો અને સૌભાગ્ય ભાગ્યવડે ભરેલો એવો જે શુભ મતિવંત પુરુષ આ મંગળાષ્ટકને પ્રભાતસમયે ભણે છે તે સર્વ વિઘ્નોને હણીને જગતમાં મનમાન્યા મંગળને મેળવે છે.

## દિવસના પહેલા પહોરની કરણી.

૩૪. ત્યારપછી નિસીહિ કહીને જિનમંદિરે જવું અને સઘળી આશાતના તજીને જિનેશ્વર ભગવાનને ત્રણ વાર પ્રદક્ષિણા દેવી.

૩૫ ભોગવિલાસ, હાસ્યચેષ્ટા, નાસિકાદિકનો મળ કાઢવો, નિદ્રા, કલેશ અને દુષ્ટ એવી વિકથા કરવી તથા ચાર પ્રકારનો અશનાદિક આહાર કરવો—આ બધા આશાતનારૂપ સમજી જિનભુવનમાં અવશ્ય તજવાં. આ ઉપરાંત બીજી પણ નાની મોટી અનેક આશાતનાઓ દેવવંદનભાષ્યાદિકમાં જણાવેલી છે તે સુજ્ઞોએ તજવી.

૩૬. 'હે જગન્નાથ ! આપને નમસ્કાર (નમો જિણાણં)' ઇત્યાદિ સ્તુતિપદને કહેતાં ફળ, અક્ષત પ્રમુખ પ્રભુની આગળ ઢોકવું—મૂકવું.

૩૭. ખાલી હાથે રાજા, દેવ અને ગુરુ તથા વિશેષે નિમિ-

સ્તિયાની પાસે દર્શનાર્થે જવું નહિ. કંઈક પણ સરસ ફળ પ્રમુખ લઇને જ જવું, કેમ કે ફળવડે જ ફળની પ્રાપ્તિ કરી શકાય છે.

૩૮. પ્રભુની જમણી અને ડાબી બાજુએ અનુક્રમે રહી પુરુષ અને સ્ત્રીએ ઉત્કૃષ્ટ ૬૦ હાથનો અને જઘન્ય ૯ હાથનો અવગ્રહ ( અંતર ) શકય હોય તો રાખીને શ્રી જિનેશ્વર પ્રભુને વંદન કરવું. ઘરદેરાસરમાં પણ બની શકે એટલો અવગ્રહ જરૂર સાચવવો. ( ગુરુમહારાજનો પણ યોગ્ય અવગ્રહ સાચવવા ખાસ ફરમાન છે. )

૩૯. પછી ઉત્તરાસન કરી, રૂડી યોગમુદ્રાએ સ્થિત થઇ મધુરી વાણીવડે ભાવિક આત્મા પ્રભુ સમીપે પોતાની દૃષ્ટિ સ્થાપીને ચૈત્યવંદન કરે.

૪૦. પેટ ઉપર હાથની બે કોણીઓ રાખી, કમળના કોશની જેવી બે હાથની આકૃતિ કરી અન્યોઅન્ય ( માંહોમાંહે ) આંગળીઓ આંતરવાથી યોગમુદ્રા થાય છે.

૪૧. ત્યારપછી સ્વસ્થાનકે જઇ પ્રભાત સંબંધી ક્રિયા કરે, અને ભોજન, આચ્છાદન પ્રમુખ ઘરચિંતા કરે.

૪૨. સ્વબંધુઓને અને નોકરચાકરોને તેના કાર્ય કરવાનું જણાવીને પછી પોતે બુદ્ધિના આઠ ગુણોવડે યુક્ત છતો ગુરુ પાસે ઉપાશ્રયે આવે.

૪૩. ( ૧ ) શાસ્ત્રશ્રવણ કરવાની ઈચ્છા, ( ૨ ) શાસ્ત્રશ્રવણ, ( ૩ ) ગ્રહણ, ( ૪ ) ધારણા, ( ૫ ) ઊહ, ( ૬ ) અપોહ, ( ૭ ) અર્થવિજ્ઞાન અને ( ૮ ) તત્ત્વજ્ઞાન એ બુદ્ધિનાં આઠ ગુણો છે.

૪૪. શાસ્ત્ર શ્રવણ કરે તે ધર્મના મર્મ જાણે, દુર્ગતિને તજે, જ્ઞાનને પામે ( અજ્ઞાનને વારે ) અને વિષયકષાયાદિ પ્રમાદ તજીને વૈરાગ્ય પામે.

૪૫. પંચાંગ પ્રણિપાતવડે ગુરુમહારાજને તથા બીજા સાધુ-જનોને વાંદી–પ્રણમી ગુરુમહારાજની આશાતનાને તજવાપૂર્વક વિધિ–મર્યાદા સાચવી ગુરુ સન્મુખ બેસવું.

૪૬. મસ્તક, બે હાથ અને બે ઢીંચણવડે ભૂમિતળને વિધિ સહિત ઠીક પૂજી–પ્રમાર્જીને સ્પર્શવાથી પંચાંગ પ્રણામ કર્યો કહેવાય છે.

૪૭. પલાંઠી ન વાળવી, પગ ન પ્રસારવા, પગ ઉપર પગ ન ચઢાવવો અને કાખ ન બતાવવી.

૪૮–૪૯. ગુરુમહારાજની પુંઠે કે તદ્દન નજદીક કે બન્ને પડખે બેસવું કે ઊભા રહેવું કે ચાલવું નહિ. તેમ જ પોતાથી પહેલાં આવેલાની સાથે વાતચીત કરવી નહિ. ટુંકાણમાં ગુરુનો અવિનય થાય તેવું કશું કરવું નહિ.

૫૦. વ્યાખ્યાન વખત થયે છતે રુડી બુદ્ધિવાળાએ સ્વ-સંદેહો ટાળવા અને દેવ, ગુરુના ગુણગાન કરનાર ભોજકાદિકને યથાશક્તિ દાન દેવું.

૫૧. જેણે પ્રતિક્રમણ કર્યું ન હોય તે (પણ) વ્રત–નિયમ કરવા રુચિવંત છતો ગુરુમહારાજને વંદન કરે ( વાંદણાં આપે ) અને યથાશક્તિ વ્રત–નિયમ આદરવા સંબંધી ગુરુમહારાજ સમક્ષ પ્રતિજ્ઞા કરી તેનું પાલન કરે.

૫૨. ઉદાર દિલથી દાન આપનાર-દાતા છતાં પણ વ્રત-નિયમ વગરનાં મનુષ્યો તિર્યંચની યોનિઓમાં ઉત્પન્ન થાય છે તેમ જ હાથી, ઘોડાદિકના ભવમાં બંધનાદિક સહિત ભોગ ભોગવતા રહે છે.

૫૩. દાતા-દાનેશ્વરી નરક ગતિમાં જતો નથી, વ્રત, નિયમ પાળનાર-વિરતિવંત તિર્યંચપણું પામતો નથી, દયાળુ અલ્પ-આયુષી થતો નથી અને સત્યવક્તા-સદા ય સાચું હિતપ્રિય બોલનાર-દુઃસ્વરવાળો થતો નથી, પણ સુસ્વરવાળો થાય છે.

## તપ-પ્રભાવ.

૫૪. તપ, સર્વ ઇંદ્રિયોરૂપી હરણિયાંને વશ કરવા મજબૂત જાળતુલ્ય છે, કષાયરૂપ તાપને શાંત કરવા દ્રાક્ષતુલ્ય છે અને કર્મરૂપ અજીર્ણને ટાળવા હરીતકી (હરડે)તુલ્ય છે. આત્માનું શ્રેય કરનાર તપ છે.

૫૫. જે કંઇ દૂર તેમ જ સાધી ન શકાય અને દેવતાને પણ દુર્લભ હોય તે સઘળું તપવડે સાધી શકાય છે. તપનો પ્રભાવ અચિંત્ય છે. સખત તાપવડે જેમ સુવર્ણની શુદ્ધિ થાય છે તેમ બાહ્ય અભ્યંતર બન્ને પ્રકારના તીવ્ર તપવડે કર્મમળનો ક્ષય થતાં આત્મા શુદ્ધ-નિર્મળ થાય છે. આ પ્રમાણે સમજીને જ તીર્થંકર જેવા જ્ઞાની પુરુષો પણ ઉક્ત ઉભય પ્રકારના તપનું આ-સેવન કરે છે. મોક્ષાર્થી (મુમુક્ષુ) જનોએ તો શીઘ્ર મોક્ષપદની પ્રાપ્તિ માટે ઉક્ત તપનું સેવન અવશ્ય કરવું ઘટે છે અને એવી શ્રદ્ધા રાખી યથાશક્તિ તપ, જપ, વ્રત, નિયમ સદા ય આદરવા.

૫૬. ઉપરોક્ત ધર્મવિધિ આદરીને પછી સુબુદ્ધિ પુરુષ

ચૌટામાં જાય અને દ્રવ્ય ઉપાર્જન થાય એવો યથોચિત વ્યવસાય કરે. શાસ્ત્રશ્રવણ કરનાર સુબુદ્ધિવંત ન્યાયોપાર્જિત દ્રવ્યને જ પસંદ કરે પણ પરિણામે દુઃખદાયી એવા અન્યાયી દ્રવ્યની ઇચ્છા ન જ કરે.

૫૭. સજ્જન-મિત્રોના ઉપકાર માટે અને સ્વજનબંધુઓના ઉદય માટે ઉત્તમ પુરુષો અર્થ ઉપાર્જન કરે છે. અન્યથા સ્વ-ઉદરપોષણ તો કોણ કરતું નથી? જે પરોપકારના માર્ગે ખર્ચાય તે જ ખરું દ્રવ્ય છે.

૫૮. વ્યાપારયોગે ચલાવાતી આજીવિકા ઉત્તમ, ખેતી કરી આજીવિકા ચલાવાય તે મધ્યમ, પારકી સેવાચાકરીવડે આજીવિકા ચલાવવી તે અધમ અને ભિક્ષા ( ભિખ ) માંગી આજીવિકા કરવી તે અધમાધમ જાણવી.

૫૯. આવા હેતુથી કદાપિ નીચ વ્યાપાર કરવો નહિ તેમ જ કરાવવો નહિ, કેમ કે પુન્યથી પ્રાપ્ત થનારી લક્ષ્મી પાપથી કોઇ દિવસ વધતી નથી; પણ ઊલટું પાપ કરનારને પાછળથી બહુ કષ્ટ સહન કરવું પડે છે.

૬૦. પાપભીરુ અને વિચક્ષણ હોય તે બહુ આરંભ-સમારંભવાળા, ભારે પાપવાળાં, લોકાપવાદવાળાં અને ઉભય લોકવિરુદ્ધ હોય એવાં કામ ( અંગારકર્માદિક પંદર કર્માદાન ) આચરે નહિ.

૬૧. ગમે તેટલા પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિ થતી હોય તો પણ લુહાર, ચમાર, મોચી, કલાર અને ઘાંચી તથા વાઘરી વિગેરે સાથે વ્યવસાય કરવો નહિ. નીચ દ્રવ્યથી જયવારો ન જ થાય.

૬૨. એવી રીતે પ્રથમ પહોર સંબંધી સમગ્ર વિધિને સેવતો વિશુદ્ધ હૃદયવાળો, ન્યાય–નીતિથી શોભતો અને વિજ્ઞાન ( Discriminative Power ) માનપ્રતિષ્ઠા ( Self–respect; Prestige ) તથા જનપ્રિયતા ( Popularity ) મેળવવા સદા સાવધાન એવો શ્રાવક પોતાનાં ઉભય જન્મને સફળ કરે.

---

## દ્વિતીય વર્ગ

### દિવસના બીજા પહોરે કરવા યોગ્ય શ્રાવકની કરણી.

૧. હવે બીજે પહોરે સુબુદ્ધિવંત સ્વમંદિરે જાય અને જીવજંતુ વગરની ભૂમિ ઉપર પૂર્વ દિશા સન્મુખ બેસીને સ્નાન કરે–શરીરશુદ્ધિ કરે.

૨. સ્નાન કરવા માટે જળ નીકળવાના નાળવાવાળો એક સુંદર બાજોઠ કરાવે કે જેથી એમાંથી નીકળતા જળમાં જીવ-વિરાધના થવા ન પામે.

૩. રજસ્વલા સ્ત્રી સંબંધી મલિન સ્પર્શ થયે છતે, સૂતક લાગ્યે છતે અને સ્વજનનું મૃતકાર્ય કર્યે છતે સર્વાંગ સ્નાન આચરે–આખે અંગે ન્હાય.

૪. અન્યથા સુજ્ઞ જન દેવપૂજા નિમિત્તે કંઇક ઉષ્ણ ( ન્હવાય તેવા ) અને થોડા જળવડે ઉત્તમાંગ–મસ્તકનો ભાગ વર્જીને બીજે બધે શરીરે સ્નાન કરે.

૫. ચંદ્ર અને સૂર્યનાં કિરણોના સ્પર્શથી જગત બધું પવિત્ર થાય છે તો તેના આધારે રહેલું મસ્તક સદા ય પવિત્ર છે એમ યોગીજનો માને છે–કહે છે.

૬. ધર્મનિમિત્તે જે સઘળા સદાચાર સેવવામાં આવે છે તે દયાપ્રધાન હોય છે. સદા ય મસ્તક ધોવાથી તો તદ્દગત જીવોનો ઉપદ્રવ થાય છે.

૭. નિત્ય નિર્મળ જ્યોતિને ધારણ કરતા એવા આત્માની સ્થિતિ હોવાથી કાયમ વસ્ત્રવડે વેષ્ટિત એવું પણ મસ્તક પવિત્ર જ છે.

૮. જે બાહ્ય દૃષ્ટિવાળા લોકો સ્નાન કરતી વખત અતિ ઘણા જળને ઢોળવાથી જંતુઓનો નાશ કરે છે તે શરીરને શુદ્ધ કરતાં આત્માને મલિન કરે છે.

૯. ન્હાતાં પહેરેલું પોતીયું મૂકી, બીજું વસ્ત્ર પહેરી, જ્યાંસુધી પગ ભીના હોય ત્યાંસુધી જિનેશ્વરનું સ્મરણ કરતા ત્યાં જ ઊભા રહેવું.

૧૦. નહિ તો વળી પગને મળ સંસ્પર્શ થવાથી મલિનતા થાય અથવા તેની સાથે લાગેલા જીવનો ઘાત થવાવડે મહાપાતક લાગે.

૧૧. પછી ગૃહચૈત્ય ( ઘરદેરાસર ) પાસે જઈ, ભૂમિશુદ્ધિ કર્યા બાદ પૂજા, સેવા કરવા નિમિત્તે વસ્ત્રો પહેરીને આઠપડો મુખકોશ બાંધે.

૧૨. દેવપૂજાના પ્રસંગે મન, વચન, કાયા, વસ્ત્ર, ભૂમિ, પૂજોપગરણ અને વિધિશુદ્ધતા સંબંધી સાત પ્રકારની શુદ્ધિ સાચવવી જોઈએ.

૧૩. પૂજાવિધિ સાચવતાં પુરુષે કદાપિ પણ સ્ત્રીનું વસ્ત્ર પહેરવું નહિ તેમજ સ્ત્રીએ પુરુષનું વસ્ત્ર પણ પહેરવું નહિ, કેમકે

તે કામ યા રાગને વધારનાર છે. ( એમ દરેક બાબતમાં પણ સમજી લેવું ).

૧૪. વિશાળ અને સુંદર ચોખ્ખા કળશામાં આણેલા જળવડે જિનેશ્વરના અંગને અભિષેક કરી, ઉત્તમ વસ્ત્રવડે તેને લૂંછી પછી અષ્ટ પ્રકારે પ્રભુની પૂજા કરવી.

**અષ્ટ પ્રકારી પૂજા પ્રસંગે બોલવાનું પૂજા અષ્ટક.**

૧૫. ઘનસાર ભેળવેલા અને ( કેશર ) કંસ્તૂરીના રસયુક્ત મનોહર ઊંચા ચંદનવડે, દેવેન્દ્રોએ પૂજાએલા અને રાગાદિ દોષરહિત ત્રિભુવનપતિ જિનેશ્વર દેવને હું અર્ચું છું–પૂજું છું. ૧. **ચંદનપૂજા.**

૧૬. જાઇ, જૂઇ, બકુલ, ચંપક અને પાટલાદિ પુષ્પોવડે તેમ જ કલ્પવૃક્ષ, કુંદ અને શતપત્ર કમળાદિ અન્ય અનેક પુષ્પોવડે, સંસાર–ક્લેશોનો નાશ કરનારા અને કરુણાપ્રધાન એવા જિનેશ્વર દેવને પૂજું છું. ૨. **પુષ્પપૂજા.**

૧૭. કૃષ્ણાગરુ અને પુષ્કળ કર્પૂર સહિત સારી રીતે કાળજીથી બનાવેલો ધૂપ શ્રી જિનેશ્વરદેવની પાસે પોતાના પાપ–નાશ માટે ખૂબ આનંદથી હું ભક્તિવડે ઉખેવું છું. ૩. **ધૂપપૂજા.**

૧૮. જ્ઞાન, દર્શન અને ચારિત્રનું ચિન્તવન કરી ઉજ્જવળ અને અક્ષત–તંદુલવડે ભક્તિથી પ્રભુ પાસે ત્રણ ઢગ કરીને તેમ જ બીજાં સાધનવડે પણ શ્રી જિનેશ્વરદેવને હું અર્ચું–પૂજું છું. ૪. **અક્ષતપૂજા.**

૧૯. ઉત્તમ નાળીએર, પનસ, આમળાં, બીજોરાં, જંબીર,

સોપારી અને આમ્રા( આંબા )દિક ફળોવડે અસાધારણ શાન્તિ-વાળા અને સ્વર્ગાદિક ભારે ફળને આપનારા શ્રી દેવાધિદેવને હું અત્યંત હર્ષથી પૂજું છું. ૫. **ફળપૂજા.**

૨૦. ઉત્તમ મોદક, વડાં, માંડા ( માલપૂડા ) અને ભાત, દાળ પ્રમુખ અનેક રસવાળાં અન્નભોજનવડે, ક્ષુધા તૃષાની વ્યથાથી મુક્ત થયેલા તીર્થપતિને સ્વહિત કરવા માટે હું સદા ય આદરભાવથી ભજું છું. ૬. **નૈવેદ્યપૂજા.**

૨૧ જેણે પાપપડલ ભેદી નાંખ્યાં છે અને આખા બ્રહ્માં-ડને અવલોકન કરવાની જ્ઞાનકળા ( કેવળજ્ઞાન ) યુક્ત સદોદિત અને સમતાના સાગર એવા જિનેશ્વર પાસે મારા અજ્ઞાનાંધ-કારને ટાળવા હું ભક્તિવડે દીપક પ્રગટ કરું છું. ૭. **દીપકપૂજા.**

૨૨. ગંગાદિક શાશ્વતી નદી, નદ, સરોવર અને સાગરના નિર્મળ તીર્થજળવડે નિર્મળ સ્વભાવવાળા અને દુર્ધર કામ, મદ અને મોહરૂપી અજગરને દમવા માટે ગરુડ જેવા શ્રી જિનેશ્વર-દેવને સંસારનો તાપ શમાવવા માટે હું યજું છું. ૮. **જળપૂજા.**

૨૩. આ અસાધારણ **પૂજાષ્ટક** સ્તુતિનો પાઠ ભણી જે શુભાશય સજ્જન આ મનોહર વિધિ પ્રમાણે શ્રી જિનેશ્વર-દેવની પૂજા કરે છે તે ધન્ય–કૃતપુન્ય મહાશય દેવ અને મનુષ્ય સંબંધી અખંડિત સુખોને અનુભવી, નજદીકના વખતમાં અક્ષય અને અવ્યાબાધ મોક્ષ–સુખ પણ મેળવે છે.

## ગૃહચૈત્ય ( ઘરદેરાસર ) અથવા ભક્તિચૈત્યનું સ્થાન અને તેમાં પૂજાવિધિ.

૨૪. સ્વભુવન( મહેલ )માં જતાં ડાબે હાથે ( ડાબી

બાજુએ ) પવિત્ર અને શલ્ય વગરની દોઢ હાથ ઊંચી ભૂમિ ઉપર સુજ્ઞ નર દેવાલય કરે.

૨૫. પૂર્વ દિશા કે ઉત્તર દિશા સન્મુખ રહી પૂજા કરનારે વિદિશાઓ સાથે અગ્નિકોણ અવશ્ય વર્જવી, તે તરફ પૂજા કરનારે ઊભા ન રહેવું.

૨૬. પૂર્વ દિશા સન્મુખ પૂજા કરતાં લક્ષ્મીનો લાભ થાય, અગ્નિકોણ સન્મુખ રહેતાં સંતાપ થાય, દક્ષિણ દિશા સન્મુખ રહેતાં મૃત્યુ થાય અને નૈરૃત્ય કોણ સન્મુખ પૂજા કરતાં ઉપદ્રવ થાય.

૨૭. પશ્ચિમ દિશામાં ઊભા રહેતાં પુત્રદુઃખ, વાયવ્યકોણમાં પ્રજાહાનિ, ઉત્તર દિશામાં મહાલાભ અને ઇશાનકોણમાં ધર્મ-વાસના થાય.

૨૮–૨૯. વિવેકી જનોએ જિનેશ્વર દેવની પૂજા પ્રથમ બન્ને ચરણ, જાનું (ઢીંચણ), હસ્ત–ભૂજા, ખભા અને મસ્તક ઉપર અનુક્રમે કરવી. પછી અનુક્રમે લલાટ, કંઠ, હૃદય અને જઠર ઉપર તિલક કરવાં. કેશર સહિત ઉત્તમ ચંદન વગર પ્રભુપૂજા થઇ ન શકે.

૩૦. પ્રભાતમાં શુદ્ધ સુગંધી ચૂર્ણ( વાસક્ષેપ )વડે, મધ્યાહ્ન વખતે પુષ્પોવડે અને સંધ્યાસમયે ધૂપ, દીપકવડે સુજ્ઞોએ પ્રભુપૂજા કરવી.

૩૧. ફૂલના બે ટુકડા ન કરવા તેમ જ કાચી કળી પણ છેદવી–તોડવી નહિ. પત્રને કે પુષ્પને છેદવા–ભેદવાથી હત્યા જેવું પાતક લાગે.

૩૨. હાથથકી પડી ગયેલું, પગે કે ભોંય પર લાગેલું તેમ જ મસ્તક ઉપર રહેલું ફૂલ કદાપિ પ્રભુપૂજામાં લેવા યોગ્ય ન ગણાય.

૩૩. નીચ જનોએ નહિ સ્પર્શેલું, કીડાએ નહિ ખાધેલું ( કરડેલું ), ખરાબ વસ્ત્ર–પાત્રમાં નહિ ધરેલું, અને સુગંધ વગરનું તેમ જ ઉગ્ર ગંધવિનાનું પુષ્પ પ્રભુપૂજામાં ઉપયોગી સમજવું.

૩૪. પ્રભુની ડાબી બાજુએ ધૂપ ઉખેવવો અને બીજોરું કે જળકુંભ તો પ્રભુની સન્મુખ રાખવા. નાગરવેલી પાન અને ફળ પ્રભુના હાથમાં રાખવાં.

## એકવીશ પ્રકારી પૂજા.

૩૫. સ્નાત્ર–અભિષેક, ચંદન, દીપ, ધૂપ, ફૂલ, નૈવેદ્ય, જળ, ધ્વજા–પતાકા, વાસક્ષેપ, અક્ષત–ચોખા, સોપારી, નાગરવેલી પાન, રોકડનાણું, ફળ, વાજિત્રધ્વનિ, ગીત, નૃત્ય, સ્તુતિ, ઉત્તમ છત્ર, ચામર અને આભૂષણોવડે અરિહંત દેવની એકવીશ પ્રકારે પૂજા થઈ શકે છે.

૩૬. સુપર્વ દિવસે તથા તીર્થયોગ સમયે ભવ્ય જનો ઉપરોક્ત એકવીશ પ્રકારની પૂજા રચે અને પૂર્વોક્ત રુડી રીતે અષ્ટપ્રકારી પૂજા તો સદા ય કરે. ભાવ સહિત જે જે રૂડું બને તે બનાવવું, સ્વહિતકાર્યમાં પ્રમાદવશ શિથિલતા કદાપિ કરવી નહિ.

૩૭. પછી સવિશેષ ધર્મનો લાભ મેળવવાની ઇચ્છાએ સ્વચ્છ વસ્ત્રવડે શોભિત છતો અશુચિ માર્ગને તજતો ગામ-ચૈત્યે–નગરચૈત્યે જાય.

૩૮. હું જિનમંદિરે જઈશ એ રીતે હૃદયમાં ધ્યાતાં ચતુર્થ ( ઉપવાસ )નું ફળ પામે. જવા ઊઠે એટલે છઠ્ઠ ( બે ઉપ-

વાસ ) અને જિનમંદિરે જવા નિમિત્તે માર્ગે ચાલતાં અઠ્ઠમ-( ત્રણ ઉપવાસ )નું ફળ પામે.

૩૯. જિનમંદિર દેખ્યે ચાર ઉપવાસ અને દ્વારે આવતાં પાંચ ઉપવાસનું ફળ પામે. મધ્યે આવતાં ૧૫ ઉપવાસ અને પ્રભુપૂજન કરતાં એક માસના ઉપવાસનું ફળ પામે. દૃઢ નિશ્ચયથી પ્રભુ સન્મુખ જઈ વિધિ સહિત પ્રભુ દર્શન, વંદન, પૂજન અને સ્તુતિ, સ્તવનાદિવડે પ્રભુ સાથે તન્મયતા કરનાર મહાશય મહાન્ લાભ સહેજે મેળવી શકે છે.

૪૦. ત્રણ નિસ્સિહી કહી સુજ્ઞ જન ચૈત્યની અંદર પેસે અને ચૈત્ય સંબંધી સંભાળ કર્યા પછી હર્ષપૂર્વક શ્રી જિનેશ્વરની પૂજા કરે.

૪૧. મૂળનાયક પ્રભુની અષ્ટપ્રકારી પૂજા કરી અંદર અને બહાર રહેલી બીજી બધી પ્રતિમાજીઓનું માર્જન કરી પુષ્પોના સમૂહવડે પૂજે—પુષ્પોના પગર ભરે.

૪૨. અવગ્રહથી બહાર નીકળીને અરિહંત પ્રભુને આદર સહિત વંદન કરે અને વિધિયુક્ત પ્રભુસન્મુખ રહીને ( ઉલ્લસિતભાવથી ) ચૈત્યવંદન કરે.

## ચૈત્યવંદન વિધિ.

૪૩. એક શક્રસ્તવ(નમોથ્થુણં)વડે જઘન્ય, બે વડે મધ્યમ અને પાંચ શક્રસ્તવવડે ઉત્કૃષ્ટ ચૈત્યવંદન જાણવું. એ રીતે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારનું ચૈત્યવંદન થાય છે. અથવા એક નમસ્કારવડે જઘન્ય, બેવડે મધ્યમ અને ૧૦૮ નમસ્કારવડે ઉત્કૃષ્ટ થાય છે. અહીં સ્તુતિ શ્લોકાદિકરૂપ નમસ્કાર સમજવો.

૪૪. શક્રસ્તવાદિક સ્તુતિ કરતાં **યોગમુદ્રા,** વંદન કરતાં **જિનમુદ્રા** અને 'જય વીયરાય,' 'જાવંતિ ચેઈયાઈં' અને 'જાવંત કેવિ સાહૂ' એ ત્રણ પ્રણિધાન કહેતી વખતે **મુક્તાશુક્તિમુદ્રા** કરવી.

૪૫. પેટ ઉપર હાથની કોણીઓ સ્થાપી, કમળના ડોડાની જેમ હાથ કરી, અન્યોઅન્ય આંગળીઓ આંતરવાથી **યોગમુદ્રા** થાય છે.

૪૬. ચાર આંગળ આગળ અને કંઈક ન્યૂન પાછળ એ રીતે બે પગ વચ્ચે અંતર રાખી ઊભા રહેવું તેને **જિનમુદ્રા** કહી છે.

૪૭. બન્ને હસ્ત સરખા અને પોલા રાખી લલાટને લગતા રખાય તે **મુક્તાશુક્તિમુદ્રા** કહેવાય છે.

## ભોજનવિધિ.

૪૮. પછી જિનેશ્વર પ્રભુને નમી, આવસ્સહી કહી ઘરે જાય અને **ભક્ષ્યાભક્ષ્યમાં વિચક્ષણ** છતો સ્વજન–બંધુઓ સંગાતે ભોજન કરે.

૪૯. પગ ધોયા વગર, ક્રોધાંધ છતો, દુર્વચનો બોલતો દક્ષિણ દિશા સન્મુખ બેસી ભોજન કરે તો તે **રાક્ષસભોજન** જાણવું.

૫૦. શરીરશુદ્ધિ સાચવી, શુભ સ્થળે નિશ્ચળ આસને બેસી, દેવગુરુનું સ્મરણ કરી જમે તો તે **માનવભોજન** જાણવું.

૫૧. સ્નાન કરી, દેવપૂજા સારી રીતે કરી અને પૂજ્ય ગુરુજનોને હર્ષયુક્ત નમી–વંદન કરી, સુપાત્રોને દાન દઈ પછી જમે તે **ઉત્તમ ભોજન** જાણવું.

૫૨. ભોજન, વિષયભોગ, સ્નાન, વમન તથા દાતણ કરતાં, દિશા (જંગલ) જતાં (વડીનીતિ કરતાં) અને શ્વાસાદિ નિરોધ પ્રસંગે સુજ્ઞજન મૌન ધારણ કરે.

૫૩. ભોજન કરતાં અગ્નિ અને નૈરૂત્ય કોણ તથા દક્ષિણ દિશા વર્જવી, તેમ જ સંધ્યાસમય (સાંજ, સવાર અને મધ્યાહ્ન), ચંદ્ર સૂર્ય સંબંધી ગ્રહણ સમય અને સ્વજનાદિકનું શબ પડયું હોય ત્યાંસુધી ભોજન વર્જવું.

૫૪. છતે પૈસે જે ભોજનાદિકમાં કૃપણતા કરે છે તેને હું મંદમતિ (મતિહીન) માનું છું. તે અહીં કોઇ બીજાના નશીબ માટે ધન પેદા કરે છે.

## ભક્ષ્યાભક્ષ્યવિચાર.

૫૫. અજાણ્યા ભોજનમાં અને જ્ઞાતિભ્રષ્ટ હોય તેને ત્યાં ભોજન કરવું નહિ, તેમ જ અજાણ્યાં અને નિષેધેલાં અન્ન ફળ પણ ખાવાં નહિ.

૫૬. બાળ, સ્ત્રી, ગર્ભ અને ગૌહત્યા કરનારા, આચાર લોપનારા અને સ્વગોત્રમાં કલેશ કરાવનારની પંક્તિમાં જાણી જોઇને સુજ્ઞજને બેસવું નહિ.

૫૭–૫૮. મદિરા, માંસ, માખણ, મધ, વડ આદિના ટેટા (ફળ), અનંતકાય (કંદમૂળ વિગેરે), અજાણ્યાં ફળ તથા રાત્રિ-સમયે ભોજન, કાચા ગોરસ (દૂધ દહીં કે છાશ) સાથે કઠોળ, વાસી ચોખા વિગેરે ધાન્ય, બે દિવસ ઉપરાંત રાખેલું દહીં અને જેનાં વર્ણ, ગંધ, રસ, સ્પર્શ બદલાઇ ગયા હોય એવાં બગડેલાં અન્ન જરૂર વર્જવાં

૫૯. જિનધર્મ પાળવામાં તત્પર હોય તે શ્રાવક-શ્રાવિકાઓ જીવાતવાળાં ફળ, ફૂલ, પત્ર કે બીજું જે કાંઇ હોય તે તથા બોળ આથણું પણ ખાય નહિ. જીભના રસમાં ગૃદ્ધ બનીને ક્ષણ માત્ર દેખાતાં નજીવાં સુખની ખાતર આત્માને મલિન કરે નહિ.

૬૦. આહાર અને નિહાર કરતાં ઘણી વાર લગાડવી નહિ તેમજ જળપાન તથા સ્નાન બહુ ઉતાવળાં કરવાં નહિ-સ્થિરતાથી કરવાં.

૬૧. ભોજન પહેલાં જળપાન કરવું તે વિષ જેવું, ભોજન કર્યા પછી ઉપર જળપાન કરવું તે પથ્થર જેવું અને ભોજન કરતાં વચ્ચમાં જળપાન કરવું તે અમૃત સમાન પરિણામ આપે છે.

૬૨. અજીર્ણ જણાતું હોય તો ભોજન ન કરવું, અજીર્ણ મટ્યાબાદ પ્રકૃતિને માફક આવે એવું (સાદું-હળવું) ભોજન કરવું અને ભોજન કરી રહ્યા પછી પાન, સોપારીવડે સુખશુદ્ધિ કરવી. તેનો (પાન સોપારીનો) ત્યાગ હોય તેણે બીજી નિર્દોષ વસ્તુથી મુખશુદ્ધિ કરવી.

૬૩. વિવેકવંત હોય તે માર્ગમાં હાલતાંચાલતાં તાંબૂલ ન ખાય તેમજ પુન્યમાર્ગનો જાણ હોય તે સોપારી પ્રમુખ આખું ફળ દાંતવડે ભાંગે નહિ, પણ જોઇ તપાસીને જ ખાય.

૬૪. ભોજન કર્યા બાદ ગ્રીષ્મઋતુ ન હોય તો વિચારવાન્ (બુદ્ધિશાળી-પરિણામદર્શી) દિવસે ઊંઘે નહિ કેમ કે દિવસે ઊંઘનારના શરીરમાં વ્યાધિ થવાનો સંભવ રહે છે.

---

## તૃતીય વર્ગ

૧. પછી ગૃહશોભાને જોતો છતો, વિદ્વાનોની ગોષ્ઠી કરવા તત્પર રહી પુત્રાદિક પરિવારને હિત-શિખામણ દેતા સુખે બે ઘડી સુધી ( ઘરે જ ) સ્થિરતા કરે-વિશ્રાન્તિ લેય.

૨. અનેક સદ્‌ગુણો સંપ્રાપ્ત થયે છતે અને ધનાદિક સંપદાને પુન્યાધીન લેખ્યે છતે, સમસ્ત તત્ત્વ( હિતાહિત )ને સારી રીતે સમજનાર વિવેકી નરો સદ્‌ગુણથી પડતા નથી.

૩. વંશ(જાતિ-કુળ)હીન મનુષ્ય પણ સદ્‌ગુણોવડે ઉત્તમતા-શ્રેષ્ઠતા--પૂજ્યતાને પામે છે. જુઓ પંક-કાદવમાંથી પેદા થયેલું પંકજ-કમળ માથા ઉપર ચઢાવાય છે અને કાદવ પગવડે કચરાય છે.

૪. ઉત્તમ સ્ત્રી-પુરુષોની ખાણ કંઇ હોતી નથી, તેમ જ એવું કુળ પણ જગતમાં ભાગ્યે જ હોય છે. સ્વાભાવિક રીતે મનુષ્યો જ સ્વગુણોવડે જગતમાં સર્વવડે પ્રશંસાપાત્ર થયેલા છે.

૫. જેમ સત્વાદિક ગુણોવડે સંપૂર્ણ હોય એવો મનુષ્ય રાજ્ય-પાલન કરવા યોગ્ય કહેવાય છે તેમ આગળ કહેવાતા એકવીશ ગુણોવડે યુક્ત માનવ સર્વજ્ઞોક્ત ધર્મને લાયક ગણાય છે.

### પવિત્ર ધર્મપ્રાપ્તિની યોગ્યતા માટે આદરવા લાયક ૨૧ ગુણોનું વર્ણન.

૬-૭-૮. ( ૧ ) ક્ષુદ્રતા વગરનું--અક્ષુદ્ર-ગંભીર હૃદય, જેથી પરાયાં છિદ્ર નહિ જોતાં ગુણ જ ગ્રહણ કરવાનું બને.

( ૨ ) શીતળ પ્રકૃતિ-આચાર, વિચાર અને વાણીની મીઠાશ, જેથી સહુને શાન્તિ-સમાધિ ઉપજે.

(૩) ભવ્ય આકૃતિ, ઇન્દ્રિયપટુતા, શરીરઆરોગ્ય અને સુંદર બંધારણ, હોવાથી ધર્મ સંબંધી ધાર્યું કામ થઇ શકે.

(૪) લોકપ્રિયતા–સ્વાર્થ તજી લોકોપકારી કાર્ય કરવાની ઊંડી હોવી જોઇએ કે લાગણીથી સહુ સંગાથે મેળવેલી મીઠાશ–વ્હાલપ.

(૫) મનની અકઠોરતા–મૃદુતા–કોમળતા, જેથી કોઇ પણ પાપકાર્ય તીવ્ર પરિણામે કરી ન શકે; મન કોમળ રાખે.

(૬) પાપનો યા પરભવનો ડર અથવા ગુરુજનોની યા વડીલોની બીક હોવી જોઇએ કે જેથી કોઇ પણ અકાર્ય કરતાં પાછો હઠે.

(૭) નિષ્કપટ–નિખાલસ વૃત્તિ, જેથી કરવું કંઇ અને કહેવું કાંઇ એવી કપટક્રિયાથી વેગળું રહેવાય.

(૮) સુદાક્ષિણ્ય–પોતાની ઇચ્છા નહિ છતાં, જેથી સામાનું મન સંપાદન થઇ શકે એવી ભલી નિર્દોષ દાક્ષિણ્યતા.

(૯) લજ્જાળુતા–અદબ અથવા મર્યાદા, જેથી અકાર્ય તજી સત્કાર્યમાં સહેજે જોડાઇ શકે.

(૧૦) દયાલુતા–દયાર્દ્રતા, જેથી ગમે તેનું દુઃખ દેખી પોતાનું દિલ દ્રવે અને તેના ઉપર અનુકંપા આવે.

(૧૧) મધ્યસ્થતા–નિષ્પક્ષપાતબુદ્ધિ, જે વડે ગમે તેના ગુણ દોષને સ્વબુદ્ધિરૂપી તુલાવડે તોળી–માપી શકે.

(૧૨) સૌમ્યદષ્ટિ–સહુ ઉપર સમભાવ, અમીભરી નજર, જેથી સહુને પ્રિય લાગે, કોઇને અપ્રીતિ ન ઉપજે. કોઇ સ્થળે અગ્યારમા તથા બારમા બંને ગુણને એક સાથે ગણી વિશેષજ્ઞતા ગુણ કહેવામાં આવેલ છે.

( ૧૩ ) ગુણાનુરાગ–સદ્ગુણ કે સદ્ગુણી ઉપર નિઃસ્વાર્થ પ્રેમ, જેથી એવા ઉત્તમ ગુણ આપણામાં સંક્રાન્ત થાય.

( ૧૪ ) સત્કથારુચિ–વિકથા યા નકામી કુથલી નહિ કરતાં સત્પુરુષોનાં હિતવચનો કે ચરિત્રો વખાણવાની પ્રીતિ.

( ૧૫ ) સુપક્ષ–ધર્મિષ્ટ કુટુંબ વિશાળ બળીયું હોવાથી ધર્મ-માર્ગમાં કોઇ પરાભવ કરી શકે નહિં–કરતાં ડરે.

( ૧૬ ) દીર્ઘદૃષ્ટિ–શકયાશકય, હિતાહિત અને લાભહાનિનો વિચાર કરી શકય કાર્યનો આરંભ કરે, સાહસ ન કરે.

( ૧૭ ) વૃદ્ધસેવા–આચારવિચારમાં કુશળ એવા શિષ્ટ પુરુષોને અનુસરી ચાલવાની નિરભિમાન વૃત્તિ.

( ૧૮ ) વિનય–ગુણાધિકનું ઉચિત ગૌરવ–સન્માન સાચવવું, જેથી વિદ્યા, વિવેકાદિક ગુણોની સહેજે પ્રાપ્તિ થાય.

( ૧૯ ) કૃતજ્ઞતા–અન્ય ઉપકારી જનોએ આપણા ઉપર કરેલા ઉપકારનું વિસ્મરણ નહિ કરતાં તેનું સદોદિત સ્મરણ રાખી તેનો બદલો વાળવા તક મળે તો તે જવા નહિ દેવાની ચીવટ.

( ૨૦ ) પરોપકારશીલતા–નિઃસ્વાર્થપણે સ્વકર્ત્તવ્ય સમજીને અન્ય જીવોને ઉદ્ધરવાની ઉત્કટ ઇચ્છા અને તત્પરતા.

( ૨૧ ) લબ્ધલક્ષ–કોઇપણ કાર્યને સુખે સાધી શકે એવી કાર્યદક્ષતા, ચંચલતા અને સાવધાનતા.

ઉક્ત એકવીશ ગુણોનો દૃઢ અભ્યાસ કરવાવડે આપણી હૃદયભૂમિ શુદ્ધ–નિર્દોષ બની સત્ધર્મ યોગ્ય થવા પામે છે.

૯. ઘણું કરીને રાજકથા, દેશકથા, સ્ત્રીકથા અને ભોજનકથા, જેથી અર્થલાભ કશો ન હોય અને ઊલટો અનર્થ થવા સંભવ હોય તે બુદ્ધિશાળી તજે. નકામી કુથલીઓ કરી કાળક્ષેપ કદાપિ ન કરે.

૧૦. સુમિત્ર બંધુઓ સંગાતે માંહોમાંહે ધર્મકથા કરે અને શાસ્ત્ર–અર્થના જાણ એવા વિદ્વાનો સંગાતે શાસ્ત્રાર્થ સંબંધી રહસ્યો–ખરી ખૂબીઓ વિચારે. એવી રીતે પોતાનો વખત સાર્થક કરે.

૧૧. જેની સોબતથી પાપબુદ્ધિ થાય ( બુદ્ધિ મલિન થાય ) તેવાની સંગતિ વર્જે અને તન, મન, વચનથી કોઈ રીતે પણ ન્યાય–નીતિ યા પ્રમાણિકતાનું ધોરણ કદાપિ ન તજે.

૧૨. સજ્જન મનુષ્ય કોઇના પણ અવર્ણવાદ ન બોલે. માત, પિતા, ગુરુ, સ્વામી અને રાજાદિકના તો ન જ બોલે.

૧૩. મૂર્ખ, દુષ્ટ–હીણાચારી, મલિન, ધર્મનિંદક, દુઃશીલ, લોભી અને ચોરો સાથેની સોબત સર્વથા વર્જે.

૧૪–૧૮. મૂર્ખનાં ચિહ્નો–અજાણ્યાની પ્રશંસા કરવી, તેને રહેવા માટે તથાપ્રકારનું સ્થાન આપવું, અજાણ્યા કુળ સાથે સંબંધ જોડવો, અજાણ્યો નોકર રાખવો, મોટા વડિલ ઉપર કોપ કરવો, વહાલા સાથે વિરોધ કરવો, ગુણીજનો સાથે વિવાદ કરવો, પોતાથી ઊંચા દરજ્જાના નોકર રાખવા, પારકું દેવું કરીને ધર્મકૃત્ય કરવાં ( છતું લેણું ન માગવું ), છતે પૈસે કૃપણતા કરવી, સ્વજનો સાથે વિરોધ કરવો, પરાયાં સાથે મિત્રતા રાખવી, દુઃખથી મુક્તિ મેળવવા માટે પર્વત જેવા ઊંચા

સ્થળે ચઢી ઝંપાપાત કરવો, નોકરને દંડી ભોગવિલાસ કરવો, દુઃખી હાલતમાં કર્મ ઉપર આશા રાખી બેસી રહેવું અથવા બંધુનો આશ્રય માગવો, પોતે પોતાના ગુણનું વર્ણન કરવું, બોલીને પોતે જ હસવું, જેનું તેનું જે તે ખાવું-આ ઉપર વર્ણવેલાં વિરુદ્ધ કામ કરવાં એ સઘળાં મૂર્ખતાનાં ચિહ્નો સમજી સુજ્ઞજનોએ અવશ્ય તજવાં-પરિહરવાં.

૧૯. ન્યાયોપાર્જિત દ્રવ્યનો ખપ કરે, દેશ વિરુદ્ધ અને કાળ વિરુદ્ધ ચર્ચા, ગમનાગમન તજે, રાજાના દુશ્મનો સાથે સંગતિ ન કરે અને (ગમે તેવાં નબળાં પણ) ઘણા લોકો સાથે વિરોધ ન કરે.

૨૦-૨૪. સરખા કુળ અને આચારવાળા અન્યગોત્રીય સાથે વિવાહ કરે અને ભલા પડોશમાં ઘર બાંધી સ્વજન કુટુંબીજનો સાથે રહે. ઉપદ્રવવાળું સ્થાન તજે. આવકના પ્રમાણમાં જ ખર્ચ કરે. સ્વસંપત્તિ અનુસારે પહેરવેશ રાખે અને લોકવિરુદ્ધ કામ ન કરે. દેશાચારનું સેવન કરે, સ્વકર્તવ્ય ધર્મને ન તજે, આશ્રયે આવેલાનું હિત કરે, સ્વશક્તિનો ખ્યાલ રાખી ઉચિત કાર્ય કરે, હિતાહિતનો વિશેષ ખ્યાલ રાખે, ઇન્દ્રિયોને સારી રીતે નિયમોમાં રાખે, દેવ-ગુરુ પ્રત્યે ખૂબ ભક્તિભાવ રાખે તેમ જ સ્વજન, અનાથ અને અતિથિ-સાધુસંતની સેવાચાકરી કરે. એવી રીતે ચતુર જનોની સંગાતે વિચારચાતુર્ય રચતો, શાસ્ત્રોને સાંભળતો કે ભણતો કેટલોક વખત વ્યતીત કરે-નકામો કાળક્ષેપ ન જ કરે.

૨૫. પછી દ્રવ્યઉપાર્જન કરવાના ઉપાય કરે પણ નશીબ ઉપર જ આધાર રાખીને બેસી ન રહે, કેમ કે રીતસર ઉદ્યમ-વ્યવસાય કર્યા વગર કદાપિ મનુષ્યોનું ભાગ્ય ફળતું નથી.

૨૬. શુદ્ધિ વ્યવહારવડે સદા ય વ્યવસાય કરતો કૂડ તોલ, માન કે લેખ ( દસ્તાવેજ ) કરવાનો ત્યાગ કરે.

૨૭-૨૮. અંગારકર્મ, વનકર્મ, શકટ (ગાડાં વિગેરે) કર્મ, ભાટક ( ભાડા ) અને સ્ફોટક ( ધરતી ફોડવાના ) કર્મવડે આજીવિકા તજે, તથા દાંત, લાખ, રસ, કેશ અને વિષ સંબંધી કુવાણિજ્યનો ત્યાગ કરે, તેમ જ યંત્રપીલન, નિર્લાંછન ( ખસી કરવાનું ), અસતીપોષણ ( ક્રૂર જીવોનું પાલન ), દવદાન (બાળી મૂકવું) અને તળાવ વિગેરે સૂકાવવા-એ ઉપર જણાવેલાં પંદર કર્માદાન ધર્માર્થી જનોએ અવશ્ય વર્જવા.

૨૯. લોખંડ, મહુડાનાં ફૂલ, મદિરા, મધ તેમ જ કંદમૂળ તથા પત્ર-શાખાદિક બુદ્ધિશાળી હોય તે વ્યાપાર અર્થે આદરે નહિ. ઉપર જણાવેલા સઘળા પાપવ્યાપાર સુજ્ઞજનો કરે નહિ.

૩૦. ફાગણ ચોમાસી ઉપરાંત તલ અને અલસી રાખે નહિ તેમ જ જંતુવ્યાપ્ત ગોળ તથા ટોપરાં પ્રમુખ ચોમાસું ( અષાઢી ) આવ્યે છતે રાખે નહિ. જે જે વસ્તુનો સંગ્રહ કરવાથી ત્રસાદિ જીવોનો સંહાર થાય તે વસ્તુનો સંચય સુબુદ્ધિવંત હોય લોભવશ બની કરે નહિં.

૩૧. ચોમાસામાં ગાડાં અથવા બળદોને હંકાવે નહિ, તેમ જ અનેક ત્રસાદિક જીવોની હિંસાકારક કૃષિકર્મ ( ખેડ ) પણ પ્રાયઃ કરાવે નહિં.

### વ્યાપાર-વ્યવસાય કરવાની કુનેહ અને સ્વધર્મરક્ષા.

૩૨. વ્યાજબી મૂલ્ય મળતું હોય તો વસ્તુ વેચી દેવી

પણ અધિક અધિક મૂલ્ય ઇચ્છવું નહિ, અતિ મૂલ્ય કરનાર લોભી માણસનાં નાણાં સમૂળગાં નાશ પણ પામી જાય છે.

૩૩. ભારે મોટો લાભ મળતો હોય તો પણ ઉધારે આપવું નહિ તેમ જ લોભવશ થઇ સામું ઘરેણું રાખ્યા વગર વ્યાજે ધન આપવું નહિ. ચિન્તા વ્હોરી લેવી ન પડે તેવું કાર્ય કરવું.

૩૪. ધર્મનો મર્મ સમજનાર જાણી જોઇને ચોરીનો માલ ગ્રહણ કરે જ નહિ, અને વિવેકવંત હોય તે વ્યાપારમાં સરસ-નિરસ વસ્તુની સેળભેળ કરી દગલબાજીભર્યો ધંધો કરે નહિ.

૩૫. ચોર, ચંડાળ, ધૂર્ત–ઠગ, મલિન અને પતિત–પાપી-જનો સાથે, આ લોક પરલોક સંબંધી સુખની વાંછા રાખનારે કશો વ્યવહાર ( વ્યાપાર–વ્યવસાય ) કરવો નહિ.

૩૬. વિચક્ષણ હોય–પરભવથી યા પાપથી ડરતો હોય તે વેચાણ કરતો વસ્તુનું જૂઠું મૂલ્ય કરે નહિ; વ્યાજબી મૂલ્ય જ કરે અને અન્યની વસ્તુને લેતાં જે કરાર કર્યો હોય તે લોપે નહિ. કોઇ વસ્તુ દેતાં કે લેતાં લોભવશ નહિ થતાં પ્રમાણિકપણું બરાબર સાચવી રાખે.

૩૭. સુબુદ્ધિવંત હોય તે અણદીઠેલી વસ્તુનું સાટું ન જ કરે, તેમ જ સુવર્ણ રત્નાદિક કિંમતી ચીજો પ્રાયઃ પરીક્ષા કર્યા વગર ગ્રહણ ન કરે.

૩૮. રાજાના પ્રતાપ વગર અનર્થ અને આવી પડેલ આપદાનું નિવારણ થવા ન પામે તેથી સ્વતંત્રપણું સાચવી રાખી રાજાઓને યથાયોગ્ય અનુસરે.

૩૯. તપસ્વી, કવિ, વૈદ્ય, મર્મના જાણ, રસોઇ કરનાર, મંત્રવાદી અને પોતાના પૂજ્ય વડિલોને કદાપિ ગુસ્સે કરવા નહિ. તેમને કોપાવવાથી દ્રવ્યભાવથી અનિષ્ટ થવા પામે છે.

૪૦. અર્થ ઉપાર્જન કરવા તત્પર થયેલાએ અતિ ક્લેશ, ધર્મનું ઉલ્લંઘન, નીચ જનોની સેવા અને વિશ્વાસઘાત એટલાં વાનાં કરવાં નહિ.

૪૧. લેતાં અને દેતાં પોતાનું બોલ્યું લોપવું નહિ, પોતાનું વચન યથાર્થ રીતે પાળનાર માણસ મહાપ્રતિષ્ઠા પામે છે. માણસનું મૂલ્ય તેના વચનથી જ થવા પામે છે.

૪૨. પોતાની વસ્તુનો સર્વથા નાશ થતો હોય તો પણ ધીર પુરુષો પોતાનું બોલ્યું જ પાળે, પરંતુ જે નજીવા લાભની ખાતર પોતાનું વચન લોપે તે વસુરાજાની પેઠે દ્રવ્યભાવથી દુઃખી થવા પામે છે.

૪૩-૪૪. એવી રીતે વ્યવસાય કરતો ચોથો પહોર વ્યતીત કરે અને વાળુ કરવા માટે પોતાના ગૃહે જાય પણ જેણે એકાશનાદિક પચ્ચખ્ખાણ કર્યું હોય તે તો આવશ્યક-પ્રતિક્રમણ કરવા નિમિત્તે સાયંકાળ થતાં મુનિરાજ બિરાજતા હોય તે ઉપાશ્રયે જાય.

૪૫. દિવસના આઠમે ભાગે-ચાર ઘડી દિવસ રહ્યો હોય ત્યારે બુદ્ધિશાળી હોય તે વાળુ કરી લેય. વિચક્ષણ હોય તે સંધ્યાસમયે તેમ જ રાત્રિસમયે ભોજન ન જ કરે.

૪૬. સંધ્યા સમયે આહાર, મૈથુન ( વિષયવિલાસ ), નિદ્રા

અને ખાસ કરીને વિદ્યા અભ્યાસ એ ચાર વાનાં ચીવટ રાખીને વર્જે, અન્યથા એથી અનર્થ થવા પામે છે.

૪૭. આહારથકી વ્યાધિ ઉત્પન્ન થાય છે, મૈથુનથકી ગર્ભસ્થ બાળક દુષ્ટ થવા પામે છે, નિદ્રા કરવાથી ભૂતપીડા થાય છે અને વિદ્યાભ્યાસથી બુદ્ધિહીનતા થવા પામે છે.

૪૮. વાળુ કર્યા પછી દિવસચરિમ દુવિહાર, તિવિહાર કે ચોવિહારનું પચ્ચખ્ખાણ કરી લેવું.

૪૯. રાત્રિભોજન સંબંધી દોષના જાણ હોઇ જે કોઇ દિવસની આદિની અને અંતની ગણાતી બે બે ઘડી સુધી રાત્રિ-ભોજન તજે તેને પુન્યશાળી જાણવા.

૫૦. જે કોઇ ભાગ્યશાળી રાત્રિભોજનનો સર્વથા ત્યાગ કરે છે તે પોતાની જિંદગીના અર્ધા ભાગના ઉપવાસનો લાભ અવશ્ય મેળવે છે. ટેકીલા વ્રતધારી જ આવો ઉત્તમ લાભ હાંસલ કરી શકે છે.

૫૧. દિવસે અને રાત્રે જે ખાંતોપીતો જ રહે છે તે શીંગડા અને પુંછડા વગરનો પશુ જ છે, એમ સ્પષ્ટ રીતે તે પોતાની મોકળી વૃત્તિથી પૂરવાર કરી આપે છે.

૫૨. રાત્રિભોજનના દોષ–પાતિકથી પ્રાણીઓ ઘુવડ, કાગ, માર્જાર, ગીધ, સાબર, સૂઅર ( ભૂંડ ), સાપ, વીંછુ અને ગીરોલી જેવા નીચ અવતાર પ્રાપ્ત કરે છે અને ધર્મભ્રષ્ટ થાય છે.

૫૩. રાત્રિસમયે હોમ–આહૂતિ, સ્નાન, દેવપૂજા, દાન અને ખાસ કરીને ભોજન કરવાનું વર્જેલું છે. આટલા વાનાં રાત્રે કરવાની શાસ્ત્રકારની મનાઇ છે.

૫૪. એવી રીતે ન્યાય-નીતિવડે શોભતો જે પુરુષ દિવસના ચારે પહોરને નિર્ગમે છે તે ન્યાયયુક્ત અને વિનયવિચક્ષણ હોઇ અંતે અક્ષયસુખનું ભાજન થાય છે.

---

## ચતુર્થ વર્ગ.

૧. થોડા પાણીવડે પોતાના પગ, હાથ અને મુખનું પ્રક્ષાલન કરી, પોતાના આત્માને ધન્ય તેમજ કૃત્યપુન્ય માનતો છતો શ્રાવક સાંજ સમયે હર્ષપૂર્વક શ્રી જિનેશ્વરદેવની પૂજા કરે. ( ધૂપ, દીપાદિકવડે દ્રવ્યપૂજા અને ચૈત્યવંદનવડે પ્રભુની સમયોચિત ભાવપૂજા કરે. )

૨. સમ્યક્ ક્રિયા સહિત જ્ઞાનવડે મોક્ષસુખ પ્રાપ્ત થાય છે એમ જાણતો શ્રાવક સાંજે ષડ્આવશ્યક કરણી ( પ્રભાતની પેઠે ) પુનઃ કરે.

૩. લોકમાં ક્રિયા જ ફળદાયક મનાય છે, પણ જ્ઞાન ફળદાયી મનાતું નથી; કેમ કે સ્ત્રી અને ભક્ષ્ય-ભોજન સંબંધી ભેદનો જાણ છતાં તેવા જ્ઞાનમાત્રથી સુખી થતો નથી. જયારે તેનો ભોગવટો કરે છે ત્યારે જ તેનું અનુભવાત્મક સુખ મળી શકે છે.

૪. ગુરુના વિરહે સ્થાપનાચાર્ય કે નવકારવાળીની સ્થાપના કરી બુદ્ધિશાળી પોતાના ઘરમાં ( અનુકૂળ સ્થાન હોય તો ) આવશ્યક કરણી-પ્રતિક્રમણાદિ ક્રિયા કરે.

૫. ધર્મના પ્રભાવથી સર્વ કાર્ય સિદ્ધ થાય છે એમ હૃદયમાં જાણતો સદા સર્વદા ધર્મમાં જ ચિત્ત રાખનાર પુરુષ ધર્મસાધન કરવાનો સમય વ્યર્થ વિતાવી દે નહિ, મતલબ કે અવસરો-ચિત ધર્મકરણી અવસરે જ કરવા બરાબર લક્ષ રાખે; ભૂલે નહિ.

૬. વખત વીત્યા પછી કે સમય થયાં પહેલાં જે જપ પ્રમુખ ધર્મકરણી કરવામાં આવે છે તે ઉખર ક્ષેત્રમાં વાવેલાં ધાન્યની પેઠે નિષ્ફળ થવા પામે છે તેથી અવસરની કરણી અવસરે જ કરવી શોભે અને ફળદાયક થાય એમ સમજી ધર્મસમયનું ઉલ્લંઘન કરવું નહિ.

૭. ધર્મક્રિયા કરતાં બુદ્ધિશાળીએ વિધિ બરાબર સાચવવો, તેમાં હીનાધિકતા કરતાં મંત્ર સાધનારની પેઠે દૂષિત થાય છે. ( આ સંબંધી તે ગ્રંથમાં અન્યત્ર ખુલાસો કરેલો છે. )

૮. જેમ ઔષધપ્રયોગ કરવામાં દુરુપયોગ થયો હોય તો તેથી ભયંકર ચાંદાં પ્રમુખ પેદા થાય છે તેમ ધર્મક્રિયામાં આડીઅવળી-વિપરીત ક્રિયા કરવાથી ઊલટો અનર્થ થવા પામે છે. એમ સમજી સુજ્ઞજનો સાવધાનપણે વિધિવત્ ધર્મકરણી કરવા લક્ષ રાખે છે. શરૂઆતમાં કરણી સંપૂર્ણ શુદ્ધ ન હોઈ શકે પણ શુદ્ધિનો ખપ તો જરૂર રાખવો.

૯. વૈયાવચ્ચયોગે પોતાનું અક્ષય શ્રેય સમજીને વિચક્ષણ શ્રાવક આવશ્યક કરણી કરી રહ્યા બાદ શ્રીગુરુમહારાજની સેવા-ભક્તિ કરે.

૧૦. મુખકોશ બાંધી ( મુખે વસ્ત્ર ઢાંકી રાખી ), મૌન ધારી, પોતાના પગનો સ્પર્શ ગુરુશ્રીને તેમ જ તેમના વસ્ત્રાદિકને ન થાય તેમ તેમનો સઘળો શરીર સંબંધી શ્રમ દૂર કરતાં શ્રાવક ગુરુમહારાજની વિશ્રામણા કરે.

૧૧. ત્યાંથી ગામ-નગરમાં આવેલા ચૈત્યમાં જિનેશ્વરને નમી-સ્તવી પછી નિજ ઘર પ્રત્યે જાય અને ત્યાં પગ પખાળીને પંચપરમેષ્ઠી મંત્રનું સ્મરણ કરે અને ચિંતવે કે—

૧૨. મુજને સદા અરિહંતોનું શરણ હોજો, સિદ્ધ-પર-માત્માઓનું શરણ હોજો, જિનધર્મનું શરણ હોજો અને આત્મસાધન કરવામાં શૂરા સાધુજનોનું શરણ હોજો.

૧૩. મંગળકારી, દુઃખદારક (સુખદાયક) અને શીલસન્નાહ-(બખતર)ને ધારનારા શ્રી સ્થૂલભદ્ર મુનિવરને મારો નમસ્કાર હો !

૧૪. ગૃહસ્થ છતાં જેની શીલલીલા અત્યંત પ્રશંસાપાત્ર હતી અને જેની દર્શન-સમકિતવડે શોભા વધેલી છે એવા શ્રી સુદર્શન શ્રેષ્ઠીને નમસ્કાર હો !

૧૫. જેમણે કામદેવને જીતી લીધો છે અને જીવિતપર્યંત જેઓ નિર્દોષ બ્રહ્મચર્યને પાળે છે એવા મુનિજનો ખરેખર ધન્ય કૃતપુન્ય છે, તેવા શમદમવંત સંત-સાધુજનોને પુનઃ પુનઃ નમસ્કાર હો !

૧૬. સત્વહીન, ભારેકર્મી અને ઇન્દ્રિયોને મોકળી મૂકી સદા ચાલનારો હોય તે એક દિવસ પણ ઉત્તમ શીલવ્રતને ધારવા સમર્થ થતો નથી.

૧૭. રે સંસારસાગર ! જો વચ્ચમાં સ્ત્રીઓરૂપી ખરાબા ન હોત તો તારો પાર પામવો દુર્લભ ન ગણાતાં સુલભ થવા પામત.

૧૮. અસત્ય બોલવું, સાહસ કરવું, માયા કેળવવી, મુગ્ધતા, અતિ લોભ-અસંતોષ, અપવિત્રતા અને નિર્દયતા એ દોષો સ્ત્રીઓમાં સ્વાભાવિક હોય છે. સ્ત્રીજાતિમાં ઉક્ત દોષ વગરની કોઇ વિરલ જ સ્ત્રી હોય છે.

૧૯. જે રાગી ઉપર વિરક્ત રહે છે તે સ્ત્રીઓની કામના-

ઇચ્છા કોણ કરે ? સુજ્ઞ હોય તે તો મુક્તિકન્યાને જ ઇચ્છે કે જે વિરક્ત વ્યક્તિ ઉપર પણ રાગ ધરે છે.

૨૦. એ રીતે ચિત્તમાં ચિન્તવતો સુજ્ઞ પુરુષ આનંદમાં ઝૂલતો થોડો વખત નિદ્રા લ્યે, પણ ધર્મપર્વમાં કદાપિ મૈથુન સેવે નહિ.

૨૧. સુજ્ઞ હોય તે ઘણો વખત નિદ્રા સેવવામાં કદાપિ કાઢે નહિ, કેમકે અતિ ઘણી નિદ્રા ધર્મ, અર્થ અને સુખનો નાશ કરનારી થાય છે.

૨૨. અલ્પઆહાર, અલ્પનિદ્રા, અલ્પઆરંભ, અલ્પપરિગ્રહ અને અલ્પકષાયવંત હોય તેને ભવભ્રમણ અલ્પ જ જાણવું.

૨૩. નિદ્રા, આહાર, ભય, સ્નેહ, લજ્જા, કામ, કલેશ અને ક્રોધ એમને જેટલાં વધારીએ તેટલાં વધે છે અને ઘટાડીએ તેટલાં ઘટે છે.

૨૪. શયન કરતી વખતે વિઘ્ન માત્ર ચૂરવા સમર્થ શ્રી નેમીશ્વર પ્રભુનું સ્મરણ કરનારને ખોટાં સ્વપ્નો આવતાં નથી.

૨૫. અશ્વસેન રાજાના અને વામારાણીના પુત્ર શ્રી પાર્શ્વ-પ્રભુનું સદા ય સ્મરણ કરનારને ખોટાં સ્વપ્નાં આવતાં જ નથી.

૨૬. શ્રી લક્ષ્મણા માતાના અને મહસેનરાજાના પુત્ર શ્રી ચંદ્રપ્રભુસ્વામીનું સ્મરણ ચિત્તમાં કર્યા કરે છે તેને સુખપૂર્વક નિદ્રા આવી જાય છે.

૨૭. સર્વ વિઘ્નને ચૂરનાર અને સર્વ સિદ્ધિને આપનાર શ્રી શાંતિનાથપ્રભુનું ધ્યાન કરનારને ચોર, રોગ અને અગ્નિ પ્રમુખથી ભય થતો નથી.

૨૮. શ્રાવક સમુદાયને સુખ-સંતોષકારી એવી સઘળી દિનકૃત્ય કરણી સારી રીતે સમજી આ લોક અને પરલોકમાં સંચરતો પુરુષ દોષરહિત બની નિર્મળ યશ પામે છે.

---

## પંચમ વર્ગ

૧. સકળ જન્મોમાં સારભૂત એવો માનવભવ પામીને સદા ય સુકૃત્ય કરણીવડે સુજ્ઞ જનોએ તેને સંપૂર્ણ રીતે સફળ કરી લેવો જોઇએ.

૨. નિરંતર ધર્મકરણી કર્યાથી સદા ય આત્મસંતોષ થાય છે, એમ સમજી સુજ્ઞ જનોએ દાન, ધ્યાન, તપ અને શાસ્ત્રાભ્યાસવડે દિવસ સફળ કરવો.

૩. પોતાના આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહે છતે અથવા છેવટે છેલ્લે સમયે જીવ પરજન્મ સંબંધી શુભાશુભ આયુષ્ય પ્રાયે કરીને બાંધે છે.

૪. આયુષ્યનો ત્રીજો ભાગ બાકી રહેતાં **પાંચ પર્વ-શ્રેણી પ્રસંગે** શુભ કરણી કરતો છતો જીવ પોતાનું પરભવ સંબંધી આયુ નક્કી બાંધે છે.

૫. બીજ તિથિનું આરાધન કરતાં બે પ્રકારનો ( સાધુ અને ગૃહસ્થ સંબંધી ) ધર્મ આરાધી શકાય છે, તેમ જ સુકૃત્યો કરતાં રાગ અને દ્વેષને જીતી શકાય છે.

૬. **પંચમીનું** પાલન કરતાં પાંચ જ્ઞાન, પાંચ ચારિત્ર અને પાંચ વ્રતની પ્રાપ્તિ થાય છે અને પાંચ પ્રમાદનો પરાભવ ચોક્કસ થાય છે.

૭. **અષ્ટમીનું** આરાધન કર્યાથી આઠ કર્મનો ક્ષય થાય છે, આઠ પ્રવચન માતા( સમિતિ, ગુપ્તિ )ની શુદ્ધિ થાય છે અને આઠ મદનો પરાજય થાય છે.

૮. **એકાદશીનું** સેવન કર્યાથી અગિયાર અંગોનું નિશ્ચે આરાધન થાય છે તેમ જ શ્રાવકની અગિયાર પડિમાનું પણ આરાધન કરાય છે.

૯. અહો ! **ચતુર્દશીનું** આરાધન કરનાર ચૌદ રાજલોકની ઉપર મોક્ષમાં જઈ વસે છે. વળી તે ચૌદ પૂર્વોનું પણ આરાધન કરી શકે છે.

૧૦–૧૧. આ ઉપર જણાવેલાં પાંચ પર્વો અધિકાધિક ફળદાયક છે, એમાં કરેલી સુકૃત કરણી અધિક ફળદાયક બને છે, એમ સમજી સુજ્ઞજનો પર્વદિવસે વિશેષે કરી ધર્મ-કરણી કરે અને પૌષધ પ્રતિક્રમણાદિકને આરાધતાં સ્નાન તેમજ મથુનને પરિહરે.

૧૨. મુક્તિને વશ કરવાને પરમ ઔષધ સમાન પૌષધવ્રત પર્વદિવસે સુજ્ઞજન આદરે, તેમ ન કરી શકાય તો સામાયક-વ્રત વિશેષ આદરે.

૧૩. વળી ચ્યવન,-જન્મ, દીક્ષા, કેવળજ્ઞાન અને નિર્વાણ એ પાંચે અરિહંત દેવોનાં કલ્યાણકો છે. તેનું આરાધન સુજ્ઞ જનોએ કરવું.

૧૪–૧૫. જે દિવસે એક કલ્યાણક હોય ત્યારે એકાસન, બે હોય ત્યારે નીવી, ત્રણ હોય ત્યારે પુરિમઢ્ઢ સહિત આયંબિલ અને ચાર કલ્યાણકો હોય ત્યારે ઉપવાસ કરે. પાંચ કલ્યાણકો હોય

ત્યારે પૂર્વાર્ધ ( પુરિમઢ્ઢ ) સહિત ઉપવાસ કરે. આ કલ્યાણક તપ પાંચ વર્ષે સુજ્ઞજનો પૂર્ણ કરે. ( ઉપર જણાવેલા પૂર્વાર્ધનો અર્થ કોઇ સ્થળે એકાસણરૂપ કરેલો દેખાય છે. )

૧૬. વળી અરિહંતાદિક વીશ સ્થાનક પદોને ભવ્યાત્માઓ આરાધે અને એકાશનાદિક તપવડે ભાગ્યવંત જનો તેનો વિધિ સાચવે.

૧૭. વિધિ અને ધ્યાનયુક્ત જે ઉક્ત વીશ સ્થાનકોનું આરાધન કરે તે મહાનુભાવ આત્મા દુઃખવિદારક એવું શ્રેષ્ઠ તીર્થંકરનામકર્મ ઉપાર્જે છે.

૧૮. સાડાપાંચ વર્ષપર્યંત જે ઉજ્જવળ પંચમીનું આરાધન કરે છે તે પાંચમી ગતિ જે મોક્ષ તેને પ્રાપ્ત કરે છે.

૧૯. વ્રત પૂર્ણ થયે છતે ઉજમણું કરે, તેવી શક્તિ ન હોય તો બમણું વ્રત કરે અને તપના દિવસ જેટલાં માણસ જમાડે.

૨૦. પંચમીના ઉજમણામાં પાંચ પાંચ ઉત્તમ જ્ઞાનનાં ઉપકરણો તેમ જ ચૈત્યનાં પણ પાંચ પાંચ સુંદર ઉપકરણો કરાવે.

૨૧. વળી પાક્ષિક ( પાખી ) પ્રતિક્રમણ અને ચતુર્દશીનો ઉપવાસ કરે છે તે શ્રાવક પોતાનાં ઉભય પક્ષ( પિતાના તથા માતાના )ને વિશુદ્ધ કરે છે.

૨૨. બુદ્ધિશાળી શ્રાવક ત્રણે ચોમાસીમાં છઠ્ઠ તપ કરે અને સર્વોપરી સંવત્સરી પર્વ સંબંધી અઠ્ઠમ તપ કરે; સાથે પ્રતિક્રમણાદિક આવશ્યક પણ સાચવે.

૨૩. સઘળી ( છએ ) અઠ્ઠાઇઓમાં અને વિશેષે પર્વદિવસે

પોતાના ઘરે ખાંડવાનું, દળવાનું વિગેરે આરંભનું કામ કરવાનું પરિહરે.

૨૪. પર્યુષણ પર્વમાં સ્વચ્છ મનથી કલ્પસૂત્ર સાંભળે અને શાસનની ઉન્નતિ કરતો પોતાના શહેરમાં અમારી પળાવે.

૨૫. શ્રાવક રુડાં ધર્મનાં કામ કરતો સંતોષ ન પામે; તે તો પ્રતિદિન અધિકાધિક પ્રીતિ–ભક્તિથી ધર્મકાર્યો કરતો જ રહે.

૨૬. પર્યુષણપર્વમાં સાવધાનપણે જે કલ્પસૂત્ર શ્રવણ કરે તે આઠ ભવની અંદર મહામંગળકારી મોક્ષપદને પામે.

૨૭. સદાય સમ્યક્ત્વ રત્નનું સેવન કરવાથી અને બ્રહ્મવ્રત( શીલવ્રત )ને પાળવાથી જે પુન્ય પ્રાપ્ત થાય છે તે શ્રી કલ્પસૂત્ર સાંભળવાથી પ્રાપ્ત થાય છે.

૨૮. વિવિધ દાન દેવાવડે અને તપ તપવાવડે તથા સારાં તીર્થોની સેવના કરવાવડે જેટલો પાપક્ષય થાય તેટલો કલ્પસૂત્ર સાંભળવાવડે જીવના પાપનો ક્ષય થાય.

૨૯. મુક્તિ એટલે મોક્ષ ઉપરાંત કોઇ ઊંચું પદ–સ્થાન નથી, શ્રી શત્રુંજય તીર્થ ઉપરાંત કોઇ ઊંચું તીર્થ નથી અને સમ્યગ્દર્શન–સમ્યક્ત્વ ઉપરાંત ઊંચું તત્ત્વ નથી તેમ શ્રી કલ્પસૂત્ર ઉપરાંત કોઇ અધિક સૂત્ર નથી.

૩૦. દીવાળીની અમાવાસ્યાએ શ્રી વીરપ્રભુનું નિર્વાણ થયેલ છે અને દીવાળીના પડવાને દિવસે શ્રી ગૌતમ ગણધરને કેવળજ્ઞાન ઉપન્યું છે તેમનું તે પ્રસંગે અવશ્ય સ્મરણ કરવું.

૩૧. દીવાળીના દિવસે બે ઉપવાસ કરીને જે ગૌતમસ્વામીનું

સ્મરણ–ધ્યાન કરે છે તે નિશ્ચે આ લોકમાં તેમ જ પરલોકમાં ભારે સુખસંપદા( મહોદય )ને પામે છે.

૩૨. ઘરદેરાસરમાં અને ગામના દેરાસરમાં વિધિ સહિત શ્રી જિનેશ્વર પ્રભુની, પૂજા ભક્તિ કરીને પછી મંગળદીવો ઊતારીને સુજ્ઞ શ્રાવક પોતાના ભાઈભાંડુઓની સંગાતે ભોજન કરે.

૩૩. જિનેશ્વરોના પાંચ કલ્યાણકના દિવસોને મહાન્ લેખીને તેવે પ્રસંગે અર્થીજનોને સ્વશક્તિ અનુસારે યથોચિત દાન આપે.

૩૪. આ રીતે રુડા પર્વદિવસે કરેલાં ઉત્તમ કૃત્ય અને રુડા આચારના પ્રચારવડે કર્મનાં દ્વાર જેણે બંધ કર્યાં છે એવા શ્રાવક ઉત્તમ વિધિવડે શુદ્ધ બુદ્ધિને પુષ્ટ કરી સ્વર્ગ સંબંધી સુખને ભોગવી મુક્તિના સુખને પામે છે.

---

## ષષ્ઠ વર્ગ.

૧. શ્રાવક રુડાં ધર્મનાં કામ કરીને સંતોષ માની લેતો નથી. તે તો પ્રતિદિન અધિકાધિક રુચિ સહિત ધર્મનાં કામો કર્યા કરે છે.

૨. ધર્મના પ્રભાવથી જ ઐશ્વર્ય–સુખસંપદા પામીને જે ધર્મનો જ લોપ કરે છે તે સ્વસ્વામીદ્રોહી પાતકીનું ભવિષ્ય કેમ જ સુધરે ?

૩. દાન, શીલ, તપ અને ભાવભેદે કરીને ધર્મ ચાર પ્રકારનો છે. સદા ય ભુક્તિ ( સ્વર્ગાદિક ભોગસુખ ) અને મુક્તિ-સુખદાયક એવા ઉકત ધર્મનું સેવન સુબુદ્ધિજનોએ આદરથી કરવું.

૪. થોડામાંથી પણ થોડું દેવું ( દાન ), મોટા ઉદયની અપેક્ષા ન રાખવી. (ઘણી સંપદા થશે ત્યારે બહોળું દાન આપીશ એમ સમજી થોડામાંથી પણ થોડું આપવાનો પ્રસંગ જતો ન કરવો.) મનમાનતી લક્ષ્મી–સંપદા કોને કયારે થવા પામે છે ?

"દાનફળ"

૫. જ્ઞાનનું દાન દેવાવડે જ્ઞાની થવાય છે, અભયદાનવડે નિર્ભય–ભયરહિત થવાય છે, અન્નદાનવડે સુખી થવાય છે અને ઔષધ–ભેષજ આપવાવડે સદા ય વ્યાધિ રહિત થવાય છે.

૬. કીર્તિ પુન્યથકી થવા પામે છે, પણ દાનથકી નહિ. એમ છતાં જે કોઇ કીર્તિને માટે દાન આપે છે તેને સુજ્ઞ-જનોએ વ્યસન સમજવું.

૭. વ્યાજે દેતાં ( બહુ તો ) દ્રવ્ય બમણું થાય, વ્યવસાય (વ્યાપાર) કરતાં ચોગણું થાય, ક્ષેત્રમાં વાવતાં સોગણું થાય; પરંતુ સારા પાત્ર(સુપાત્ર)માં આપવાથી તો અનંતગણું થવા પામે છે.

૮. (જીર્ણ) દેરાસર, પ્રતિમા (પૂજા–ભક્તિ), પુસ્તકપ્રકાશનાદિ અને **સાધુ, સાધ્વી,** શ્રાવક અને શ્રાવિકારૂપ **ચતુર્વિધ શ્રી સંઘની** યથાયોગ્ય સેવા, ભક્તિ (સંભાળ) એ સાત ક્ષેત્રોમાં અમાપ ફળની પ્રાપ્તિ માટે યથાશક્તિ દ્રવ્યવ્યય કરવો.

૯. જિનેશ્વર પ્રભુની ભક્તિથી ભાવિત જે ભાગ્યશાળી શ્રાવક ખાસ જરૂરી સ્થળે ચૈત્ય કરાવે છે તે ચૈત્યમાં જેટલાં પરમાણુ હોય તેટલા કલ્પો સુધી દેવલોકનાં સુખ પામે છે. ( નૂતન ચૈત્ય કરાવવાં કરતાં જીર્ણોદ્ધાર કરાવવામાં આઠગણું પુન્ય શાસ્ત્રમાં કહ્યું છે. )

૧૦. કરાવેલ દેરાસર જેટલા દિવસ રહે તેના જેટલા સમયો થાય તેટલા વર્ષો પર્યંત જિનચૈત્ય કરાવનાર દેવગતિનાં સુખ ભોગવે છે.

૧૧. સોનાની, રૂપાની, રત્નની, પાષાણુની કે માટીની જિન-પ્રતિમા જે વિધિવત્ કરાવે છે તે તીર્થંકર પદ પામે છે.

( આ બાબતમાં આજકાલ ઘણો જ અવિધિદોષ ચાલતો દેખાય છે અને વગરસમજે આશાતનામાં વધારો થાય છે, તે વાત ખાસ લક્ષમાં રાખી જ્યાં દેશકાળમાં આ કાર્ય કરાવવું વધારે લાભદાયક હોય ત્યાંને માટે ઉક્ત ઉપદેશની સાર્થકતા સમજવી.)

૧૨. એક અંગુઠા જેવડી પણ પ્રભુની પ્રતિમા જે મહાનુભાવ વિવેકથી કરાવે છે તે ઇંદ્રની પદવી પામીને અંતે પરમપદ–મોક્ષને પામે છે.

૧૩. ધર્મરૂપી વૃક્ષનાં મૂળરૂપ ઉત્તમ શાસ્ત્ર મોક્ષફળને આપનાર છે, એમ સમજી સુજ્ઞજનો ભાવશુદ્ધિને કરનારાં શાસ્ત્ર પોતે લખે–લખાવે, વાંચે–વંચાવે અને સાંભળે–સંભળાવે.

૧૪. જે શ્રાવકો ધર્મશાસ્ત્રો લખી–લખાવી સદ્ગુણી ( પાત્ર-જનો )ને આપે છે તે શાસ્ત્રના અક્ષર જેટલાં વર્ષો સુધી સ્વર્ગનાં સુખને પામે છે.

૧૫. જ્ઞાન–વિજ્ઞાનવડે શોભિત જે સુજ્ઞજનો જ્ઞાનભક્તિ કરે છે તે અંતે જેનો કદાપિ ક્ષય ન થાય એવું સર્વજ્ઞપદ પામે છે.

૧૬. સર્વ સુખનું કારણ અન્નદાન છે, એમ જાણતો શ્રાવક પ્રતિવર્ષ શક્તિ અનુસારે સાધર્મીવાત્સલ્ય કરે.

૧૭. પોતાનાં ભાઈભાંડુ વિગેરે કુટુંબીઓને ઘણા હેતથી

( સ્વાર્થબુદ્ધિવડે ) જમાડવા એ સંસારવૃદ્ધિનું કારણ છે ત્યારે ( નિઃસ્વાર્થપણે ) સાધર્મીબંધુઓને પ્રેમપૂર્વક જમાડવા તે સંસારસમુદ્ર તરવાને સાધનરૂપ છે. ( વસ્તુ એક જ છતાં આશય-ભેદથી ફળમાં મોટો તફાવત પડે છે તે સમજાય તેમ છે. )

૧૮. આ પ્રમાણે સમજી સુજ્ઞ શ્રાવકો પ્રતિવર્ષ શક્તિ અનુસારે શ્રી સંઘને પોતાના ઘરે પધરાવી તેની યથોચિત સેવાભક્તિ કરે અને શ્રી ગુરુમહારાજ પ્રત્યે શુદ્ધ–નિર્દોષ વસ્ત્રો ભક્તિપૂર્વક આપે.

૧૯. વસતી ( રહેવાનું સ્થાન ), આહાર, પાણી, પાત્ર, વસ્ત્ર, ઔષધ, ભેષજ પ્રમુખ સાધુજનોને કલ્પે તેવી નિર્દોષ વસ્તુઓ પોતે સંપૂર્ણ સુખી ન હોય તો પણ યથાશક્તિ આપે.

૨૦. સુપાત્રમાં જે નિર્દોષ દાન અપાય છે તેથી કશી હાનિ થતી નથી, પણ કૂવા, આરામ ( બગીચા ) અને ગાય પ્રમુખની પેઠે સંપદાની વૃદ્ધિ થવા પામે છે.

( કૂવો પાણી આપે છે, બગીચો ફળ આપે છે અને ગાય વિગેરે દૂધ પ્રમુખ આપે છે તેથી તેને કશી હાનિ થતી દેખાતી નથી, પણ તેથી ઘણો પરોપકાર થવાથી લાભ મળે છે અને ખરી શોભા પણ એમાં જ છે. )

૨૧. દાન અને ભોગમાં મોટું અંતર છે. ખાધેલી વસ્તુ વિષ્ટારૂપ ( મળરૂપ ) થઇ જાય છે પણ દીધેલી ( સત્પાત્રમાં અપાયેલી ) વસ્તુ અક્ષય થવા પામે છે.

૨૨. હજારો પરિશ્રમ વેઠીને મેળવેલ અને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય દ્રવ્યનું ખરું ફળ દાન જ છે.

૨૩. પૂર્વોક્ત સાત ક્ષેત્રોમાં પોતાનું ન્યાયદ્રવ્ય જે વિવેકથી વાવે છે તે શ્રાવક પોતાના ધન અને જન્મ બન્નેની સફળતા કરે છે.

[ આ. પ્ર. પુ. ૧૩. પૃષ્ઠ, ૨૬, ૫૦, ૭૭, ૧૬૬, ૧૭૯, ૨૭૬ ]

---

## શીઘ્ર સ્વહિત સાધી લેવા ભવ્યાત્માને યોગ્ય હિતોપદેશ.

૧. મોહમાયાને વશ પડેલા ઓ માનવી ! દ્રવ્ય મેળવવાની તૃષ્ણા તજી દે, મનમાં આશા–તૃષ્ણા વગરની સુબુદ્ધિ ધારણ કર. નિજ કર્મ અનુસારે જેટલું દ્રવ્ય ન્યાયમાર્ગે પ્રાપ્ત થાય તેટલાથી હે ભોળા ! તું સંતોષવૃત્તિ ધારણ કર.

૨. અર્થ—દ્રવ્ય–ધન અનર્થનું કારણ છે, તેનાથી અનેક અનર્થ પ્રભવે છે એમ સદા ચિન્તવ. તે દ્રવ્યથી લેશમાત્ર સત્ય સુખ સંભવતું નથી. નિજપુત્રથકી પણ ધનવંતને ભય રહે છે કે રખે તે દ્રવ્યલોભથી પિતાને પણ મારી નાખે. સર્વત્ર એ રીતે ચાલતું જ આવ્યું છે એમ માનવું નહીં.

૩. તારી સ્ત્રી કઇ અને પુત્ર કોણ ? આ દેખાતાં સ્ત્રીપુત્રાદિક તો સહુ સ્વાર્થનાં જ સંબંધી છે. આ સંસાર અત્યંત વિચિત્ર જણાય છે. તું કોનો ? અને કયાંથી આવ્યો ? હે ભાઇ ! આ તત્ત્વ તું ચિન્તવ.

૪. હે ભોળા ! સ્વજન, ધન અને જોબનનો ગર્વ તું ન કર. પલકમાત્રમાં કાળ સર્વ કંઇ હરી લે છે. આ બધી ખોટી માયા–મમતા તજીને સત્ય પરમાત્મસ્વરૂપને ઓળખી તેની પ્રાપ્તિ માટે પ્રયત્ન કર.

૫. કામ, ક્રોધ, લોભ અને મોહને તજી હે આત્મન્! વિચાર કે હું કોણુ છું? મારું શું સ્વરૂપ છે? મારું શું કર્તવ્ય છે? અરે! આત્મજ્ઞાન વગરના મૂઢ જનો નરકાદિ સંબંધી દુઃખ-દાવાનળમાં દગ્ધ થઇ દુઃખી થાય છે.

૬. જો તું શીઘ્ર શુદ્ધ તત્ત્વ પ્રાપ્ત કરી લેવા વાંછતો જ હો તો શત્રુ, મિત્ર, પુત્ર અને બંધુ ઉપર દ્વેષાદિક તજી સર્વત્ર સમતાભાવ ધારણુ કર. કષાયતાપ બુઝતાં, હૃદયશાન્તિ પ્રાપ્ત થયે સતે સર્વ સુંદર થાય છે.

૭. કમળના પત્ર ઉપર રહેલા જળબિંદુની જેમ જીવિત અત્યંત ચપળ છે અને સમસ્ત જગત્ વ્યાધિ અને અભિમાનથી વ્યાપ્ત તથા શોકાકુળ છે એમ સમજી શીઘ્ર સ્વહિત સાધી લેવા ઉજમાળ થા.

૮. પ્રથમ વયમાં થોડું પાણી પીધેલું સંભારીને નાળીએ-રનાં વૃક્ષો પોતાના માથા પર ઘણો ભાર છતાં મનુષ્યોને જીવિત પર્યંત અમૃત જેવું મીઠું પાણી આપ્યા કરે છે. ખરું છે કે સજ્જન પુરુષો કરેલા ઉપગારને કદાપિ વિસરી જતા નથી.

૯. છતી આંખે અકાર્ય કરે તે જ અંધ, છતે કાને હિતવચન શ્રવણુ ન કરે તે જ બધિર અને છતી જીભે અવસરોચિત ન બોલે તે જ મૂંગો—એમ સમજી સુજ્ઞજનોએ પ્રાપ્તસામગ્રીનો સદુપયોગ કરી લેવા સંપૂર્ણ કાળજી રાખવી.

[ આ. પ્ર. પુ. ૧૨, પૃ. ૩૪૦ ]



# સુખના અર્થીએ દુઃખના માર્ગથી પાછા હઠી સુખના માર્ગે જ સંચરવું જોઇએ.

સુખ સહુને સારું લાગે છે, દુઃખ સારું લાગતું નથી. તેમ છતાં સુખના ખરા માર્ગે થોડા જ સંચરે છે. દુઃખના જ માર્ગે ઘણા ચાલતા હોય છે. ન્યાય–નીતિ અને ધર્મના માર્ગે ચાલવાથી જ ખરું સુખ મળી શકે છે. અન્યાય, અનીતિ અને અધર્મના માર્ગે ચાલવાથી તો દુઃખ જ પમાય છે. તેમ છતાં મુગ્ધ અજ્ઞાની જીવો અંધવત્ ખોટા માર્ગે જ ચાલતા જણાય છે. એવા મુગ્ધ જીવોને પાપમાર્ગથી દૂર રહી સુખી થવા માટે તે સંબંધે કંઈક સમજ આપવી ઉચિત જાણી અત્ર તેનું સંક્ષેપથી બ્યાન કરવામાં આવે છે.

સુખ દુઃખની લાગણી સહુને સમાન છે અને આપણે જેવું વાવીએ તેવું લણીએ છીએ. જો સુખનાં બીજ વાવીએ તો સુખ–ફળ અને દુઃખનાં બીજ વાવીએ તો દુઃખ–ફળ પામીએ છીએ. મન, વચન અને કાયાના માઠા વ્યાપાર જેમ આપણને પ્રતિકૂળ લાગે છે તેમ બીજાને પણ લાગે જ, એમ સમજી કોઇ પણ જીવ પ્રત્યે પ્રતિકૂળતાવાળું આચરણ મન, વચન, કાયાથી કરવું, કરાવવું કે અનુમોદવું નહિ. આપણા પ્રાણ જેવો સહુને પોતાનો પ્રાણ વ્હાલો હોય છે, એમ સમજી કોઇને પ્રાણહાનિ થાય તેવું કરવું નહિ. જૂઠું બોલવાથી કે પારકા મર્મ ખોલવાથી કે કઠોર શબ્દો કહેવાથી પોતાને અને પરને ઘણી હાનિ થાય છે તેથી તેવું ભાષણ કરવું નહિ. અગિયારમા પ્રાણ જેવું પરદ્રવ્ય અપહરી લેવાથી સામાના પ્રાણ ઊડી જાય

છે અને એવી અનીતિ કરનારને પણ દંડ કે કેદ પ્રમુખથી મહાન્ હાનિ અહીં જ થાય છે. વળી તે ઉપરાંત પરલોકમાં નરકાદિકનાં મહાદુઃખ ભોગવવાં પડે છે. પરસ્ત્રી કે વેશ્યા સાથે ગમન કરવાથી પૈસાના અને આબરુના કાંકરા થાય છે, અને પરભવમાં પરમાધામી તેને ધગધગતી લોઢાની પુતળી સાથે પરાણે આલિંગન કરાવે છે. એ જ રીતે પરપુરુષ સાથે ગમન કરનારી સ્ત્રીઓને પણ પરાધીનપણે ભારે કષ્ટ સહન કરવાં પડે છે. દ્રવ્યાદિક ઉપર ખોટી માયા, મમતા રાખવાથી જીવ વધારે ઉપાધિગ્રસ્ત બની બહુ દુઃખી થાય છે અને અજ્ઞાની જીવ ક્રોધ, માન, માયા અને લોભરૂપ કષાયનું સેવન કરી, રાગ–દ્વેષને વશ થઈ, કલેશ કંકાસને વ્હોરી લઇ ખુવાર થાય છે. પાપની કે પરભવની બ્હીક નહિ હોવાથી અન્ય ઉપર ખોટાં આળ ચઢાવે છે, પારકી ચાડી–ચૂગલી કરે છે, મનગમતું કામ થતાં હર્ષ અને અણગમતું થતાં ખેદ કરે છે, પારકી નિંદા–ખણખોદ કર્યા કરે છે, કૂડ–કપટ કરી બીજાને છેતરે છે અને દુરંત દુર્ગતિદાયક નિન્દ્ય અને વિપરીત માર્ગને હિતરૂપ સમજી આદરે છે. આ સઘળાં પાપસ્થાનકો પાપમાર્ગમાં ગાઢ પ્રીતિને લઈ સેવાય છે. એના પરિણામે જીવ બહુ દુઃખી થાય છે, દુર્ગતિમાં જાય છે અને પામેલી સઘળી સામગ્રી હારી જાય છે જે ફરી સાંપડવી મુશ્કેલ છે. પાપથી ડરે છે તે જ ખરેખર સુખી થાય છે.

[ આ. પ્ર. પુ ૧૨, પૃ. ૩૪૧ ]



# મનુષ્યજન્મની સાર્થકતા કેમ થાય ?

૧. આર્યદેશમાં અવતાર, આરોગ્ય-નિરોગી કાયા, પાંચે ઇન્દ્રિયોની પટુતા-કુશળતા, દીર્ઘ આયુષ્ય, ઉત્તમ કુળ અને જાતિમાં જન્મ, ઉત્તમ બુદ્ધિબળ અને શુદ્ધ તત્ત્વની ગવેષણા, સમકિતરત્નની પ્રાપ્તિ અને નિર્દોષ ચારિત્રનું સેવન કરવું એ પ્રબળ પુન્યયોગે હળુકર્મી જીવોને જ પ્રાપ્ત થઈ શકે છે.

૨. પૂર્વપુન્યયોગે આ મનુષ્યજન્માદિ ઉત્તમ સામગ્રી પામ્યા છતાં તેની સફળતા કરવામાં જીવને દુષ્ટ પ્રમાદાચરણ અંતરાયરૂપ થાય છે.

૩. એકાન્ત હિતકારી એવાં જ્ઞાનીનાં વચનનો અનાદર કરી કેવળ સ્વચ્છંદ વૃત્તિથી મન, વચન, કાયાને મોકળાં મૂકવાં-જેમકે માદક ( મદ ઉપજાવે એવા ) પદાર્થનું સેવન કરવું, વિષયાસક્ત બનવું, ક્લિષ્ટ કષાયને વશ થઈ જવું, આલસ્ય સેવવું અને નકામી કુથલી ( વિકથા ) કરવી એને જ્ઞાની પુરુષો **પ્રમાદાચરણ** કહે છે.

૪. ઉક્ત પ્રમાદ જેવો કોઈ પ્રબળ શત્રુ નથી અને આત્મ-કલ્યાણ સાધી લેવા માટે સેવવામાં આવતાં સદુદ્યમ સમાન અન્ય કોઇ મિત્ર નથી.

૫ નાના-મોટા, ત્રસ-સ્થાવર, સઘળા જીવોને આત્મ સમાન લેખી હાલતાં, ચાલતાં, બેસતાં, ઊઠતાં, ખાતાં, પીતાં, સૂતાં-શયન કરતાં કે બોલતાં જો બનતી સંભાળ રાખવામાં આવે છે તો તેથી સ્વપરપ્રાણનો બચાવ થાય છે અને આપણો

આત્મા પાપથી મલિન થતો નથી, એમ સમજી કોઇ પણ કામ ઉતાવળથી નહિ કરતાં જયણાથી કરવું.

૬. પ્રિય, પથ્ય અને તથ્ય ( અન્યને પ્રિય લાગે અને હિતરૂપ થાય ) એવું જ સત્ય વચન વદવું, અન્યથા મૌન ધારણ કરવું યુક્ત છે.

૭. પરદ્રવ્યને પથ્થરની જેમ ઉવેખી, ન્યાય, નીતિ ને પ્રમાણિકપણે દ્રવ્યોપાર્જન કરી સ્વકુટુંબપોષણ અને સ્વધર્મરક્ષણ કરવું.

૮. સુજ્ઞ ભાઇઓએ પરસ્રીને સ્વમાતા, બહેન કે પુત્રી તુલ્ય ગણવી અને સુજ્ઞ બહેનોએ પરપુરુષને સ્વપિતા, બંધુ કે પુત્ર તુલ્ય જ લેખવો.

૯. અપરિમિત દ્રવ્યની આશા–તૃષ્ણા છેદવા માટે પરિમિત દ્રવ્યનું પ્રમાણ કરી, સંતોષ ધારણ કરી સ્વોપાર્જિત દ્રવ્યનો સત્ક્ષેત્રમાં એવી કુનેહથી સદ્વ્યય કરો કે તે તમને પરિણામે અનંતગુણો લાભ આપે.

[ આ. પ્ર. પુ. ૧૨, પૃ. ૩૪૨ ]

---

## સદ્ગુણીનો અનાદર નહિ કરતાં તેમના ગુણની કિંમત કરતાં શીખો.

૧. સ્વદેશમાં જન્મેલો ગમે એટલો ગુણવાન્ હોય તો પણ નિરંતરના પરિચયને લીધે તેની ખરેખર અવજ્ઞા થાય છે, જોઇએ એવી કદર થઇ શકતી નથી. જુઓ ! પોતાની સ્રી ગમે તેટલી રૂપવંતી હોય તો પણ તેનો અનાદર કરી મુગ્ધ

લોકો પરસ્ત્રીનો સંગ કરે છે અથવા ગંગા જેવી પવિત્ર નદી ગામને પાદરે વહેતી હોય તેને તજી લોકો કૂવાનું પાણી વાપરે છે. તેથી જ કહેવત છે કે 'अतिपरिचयात् अवज्ञा।'

૨. સુવર્ણમાં સુગંધ નથી, શેલડીને ફળ બેસતું નથી, ચન્દનનાં વૃક્ષને ફૂલ બેસતાં નથી, વળી વિદ્વાન લક્ષ્મીપાત્ર થતો નથી અને કદાચ તેમ થયો તો પણ લાંબું જીવતો નથી; તેથી સમજાય છે કે કોઈ ભલો બુદ્ધિશાળી સલાહકાર પહેલાં વિધાતાને મળેલો નથી.

૩. ફણિધરના માથે રહેલા રત્ન ઉપર, કૃપણના ધન ઉપર, સતી–પતિવ્રતા સ્ત્રીનાં સ્તન ઉપર, કેસરીસિંહની યાળ (કેશવાળી) ઉપર અને સ્વાભિમાનીને શરણે ગયેલા ઉપર મૃત્યુવશ થયા વગર કોઇ હાથ નાંખી શકે નહિં. તેમને આંગળી અડાડવી પણ ભારે થઈ પડે છે તો પછી તેમનો પરાભવ કરવા જતાં પોતાના જ પ્રાણનો નાશ થવા પામે છે.

૪. મૂર્ખ–અજ્ઞાનને મહાધનાઢ્ય દેખીને વિદ્વાન માણસે નિર્દોષ વિદ્યાનો અનાદર કરવો નહિ. કુલટા વેશ્યાઓને રત્નનાં મુગટવાળી દેખીને આર્ય નારીઓ (પવિત્ર પતિવ્રતા સ્ત્રીઓ) શું કુલટા થઇ જાય? નહિ જ. જેમ સતી સ્ત્રીઓ પોતાના પવિત્ર શીલને જ સાર–શણગાર–અલંકારરૂપ લેખે છે તેમ વિદ્વાન પુરુષો પણ વિદ્યાધનને જ સર્વ ધનમાં પ્રધાન ધન સમજી યત્નથી તેનું સંરક્ષણ કરે છે.

૫. જે જેના ગુણાતિશય(ગુણગૌરવ)ને જાણતો નથી તે તેની સદા ય નિંદા–અવજ્ઞા–આશાતના કર્યા કરે છે તેમાં

કંઇ વધારે નવાઇ જેવું જણાતું નથી. જુઓ, ભીલડીને હાથીના કુંભસ્થળમાં પાકતાં સાચાં મોતીની કંઇ પણ કિંમત નહિ હોવાથી તેનો અનાદર કરી એ બાપડી રાતી ચણોઠી ઉપર મોહી પડી તેને જ ધારણ કરી લે છે. આવી રીતે જે નિર્ગુણી હોય તે ગુણવંતની કદર કરી શકે નહિ. ઝવેરી હોય તે જ રત્નની પરીક્ષા કરી જાણે.

[ આ. પ્ર. પુ. ૧૨ પૃ. ૩૪૩ ]

## સૂક્ત વચનો વાંચી કે સાંભળી આદરવા યોગ્ય વિવેક

૧. પુરુષને કલીબતા–નપુંસકતા હોય તે સારી, પણ પરસ્ત્રી-ગમન કરવું સારું નહિ. ભિક્ષા માગીને ભોજનવૃત્તિ કરવી સારી, પણ પારકા ધનને અપહરી લઈ સુખ મેળવવાની બુદ્ધિ રાખવી સારી નથી. મૌન ધારણ કરી રહેવું સારું, પણ અસત્ય વચન વદવું ઠીક નથી. નિજ પ્રાણ ત્યાગ કરવો સારો, પણ ચાડીખોરનાં વચનમાં વિશ્વાસ રાખી બેસવું ઠીક નથી. આ બધા પ્રકારો પરમ દુઃખદાયક છે.

૨. પશુશાળા શૂન્ય પડી રહે તે સારી, પણ તેમાં અપલક્ષણો બળદ બાંધી રાખવો સારો નહિ. ચતુર–વિનીત વેશ્યારૂપ ભાર્યા સારી, પણ અવિનીત (વિનયશૂન્ય) કુળવધુ સારી નહિ. જંગલમાં જઈ રહેવું સારું, પણ વિવેક રહિત રાજાના નગરમાં રહેવું સારું નહિ તેમ જ પ્રાણત્યાગ કરવો સારો, પણ અધમ જનોની સોબત કરવી સારી નહિ.

૩. કષ્ટની વખતે મિત્રની ખરી કસોટી થાય છે, રણસંગ્રામ

વખતે શૂરવીરની ખરી કસોટી થાય છે, વિનય પ્રસંગે નોકરની પરીક્ષા થાય છે અને દુકાળ વખતે દાતારની ખરી પરીક્ષા થઈ શકે છે.

૪. સુપાત્રદાનથી જીવ ધનાઢ્ય-અનર્ગલ લક્ષ્મીવાળો થાય છે, ધનના પ્રભાવથી તે સારાં સુકૃત્ય કરે છે-પુન્યોપાર્જન કરે છે, પુન્યના પ્રભાવથી તે દેવલોકમાં સુખ પામે છે-દેવગતિ પામે છે અને ત્યાંથી ચ્યવી ફરી ધનાઢ્ય થઇ ભોગસામગ્રી પ્રાપ્ત કરે છે.

૫. કુપાત્રદાનથી જીવ નિર્ધન-સુખસંપત્તિહીન બને છે, નિર્ધનતાના યોગે તે પાપકૃત્ય-દુષ્ટ કામ કરે છે, પાપના પ્રભાવથી તે નરકગતિ પામે છે-અઘોર દુઃખ દાવાનળમાં જઇ પડે છે, ત્યાંથી ચ્યવી ફરી નિર્ધન થાય છે અને ફરી પાપકૃત્યો જ કરે છે.

૬. સ્મિત હાસ્યવડે, હાવભાવ દેખાડવાવડે, લાજ કાઢવાવડે, બ્હીક બતાવવાવડે, વચનચાતુરીવડે, ઈર્ષ્યાવડે, કલહ કરવાવડે, લીલા-ક્રીડા કરવાવડે અને અર્ધ કટાક્ષ-બાણ ફેંકવાવડે એટલે કે આડી આંખે જોવાવડે, એમ બધી રીતે સ્ત્રી એ ખરેખર બંધનરૂપ છે, તેથી શાણા જનોએ સદા ય તેનાથી ચેતતા રહેવું યુક્ત છે.

[ આ. પ્ર. પુ. ૧૩, પૃ. ૪૪. ]



# પ્રશ્નોત્તરો.

પ્ર૦–કયા સદ્ગુણોથી યોગ્યતા મળી શકશે ? ધર્મ કઇ રીતે મળી શકશે ? તેનાં સાધનો કયા છે ?

ઉ૦–શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિકતા વિગેરે સદ્ગુણોથી યોગ્યતા મેળવવી. કોઇ વેળા સંત–મહાત્માના યોગે ધર્મ મળી રહેશે. સત્સંગ, સત્શાસ્ત્ર અને સદ્વ્રત એ તેનાં સાધન છે.

પ્ર૦–શ્રી તીર્થંકરે આત્મજ્ઞાનની ન્યૂનતા શાને કહી છે ?

ઉ૦–જેટલી સંસારને વિષે સાર પરિણતિ મનાય તેટલી આત્મજ્ઞાનની ન્યૂનતા શ્રી તીર્થંકરે કહી છે.

પ્ર૦–શ્રી જિને ભાખેલા સર્વ પદાર્થોના ભાવો આત્માને નિજસ્વરૂપ પ્રગટ કરવાને અર્થે જ છે ?

ઉ૦–એમ જ છે.

પ્ર૦–જ્ઞાનાક્ષેપકવંત એટલે શું સમજવું ?

ઉ૦–જેને વિક્ષેપ રહિત વિચારજ્ઞાન પ્રાપ્ત થયું છે એવો આત્મકલ્યાણની ઇચ્છાવાળો પુરુષ

પ્ર૦–જ્ઞાની પુરુષની ઓળખાણ થવામાં જીવના કયા દોષો આડા આવે છે–નડે છે ?

ઉ૦–'હું જાણું છું–સમજું છું' એવું માન, પરિગ્રહાદિ વિષે જ્ઞાની પુરુષ કરતાં પણ વધારે રાગ, અને લોકભય, અપકીર્તિ-ભય અને અપમાનભયને લીધે જ્ઞાનીથી વિમુખ રહેવું, જ્ઞાની

પ્રત્યે જેવું વિનયાન્વિતપણું જોઇએ તેવું ન કરવું એ ત્રણે દોષોથી ઘણું કરીને જ્ઞાનની ખરી ઓળખાણ થતી નથી.

પ્ર૦–જ્ઞાનીને વિષે અખંડ વિશ્વાસ રાખવાનું ફળ મુક્તપણુ કહ્યું છે તે ખરું છે ?

ઉ૦–તે ખરું છે.

પ્ર૦–ચેતનશુદ્ધિ કેમ પમાશે ?

ઉ૦–કોઇ પણ આત્મા ઔદયિક કર્મને ભોગવતાં રાગદ્વેષને ટાળી સમભાવે વર્તતો અબંધ પરિણામે રહેશે તો અવશ્ય ચેતનશુદ્ધિ થશે.

પ્ર૦–આપણો મોક્ષ કેમ થયો નથી ?

ઉ૦–અનંતકાળમાં કાં તો સત્પાત્રતા પ્રાપ્ત થઇ નથી અથવા તેવા કોઇ સત્પુરુષનો યોગ સાંપડ્યો નથી તેથી; નહિ તો મોક્ષ હથેળીમાં છે.

પ્ર૦–જીવને અનાદિના કયા કયા દોષો છે ?

ઉ૦–મળ, વિક્ષેપ અને અજ્ઞાન.

પ્ર૦–અજ્ઞાનની નિવૃત્તિ શી રીતે થઇ શકે ?

ઉ૦–જ્ઞાનીપુરુષોનાં વચન પ્રાપ્ત થયે તેનો યથાયોગ્ય વિચાર થવાથી અજ્ઞાન નિવૃત્ત થાય છે.

પ્ર૦–મળ અને વિક્ષેપ શા માટે મટાડવાં ઘટે છે ?

ઉ૦–અજ્ઞાનની સંતતિ બળવાન હોવાથી તેનો રોધ થવાને

અર્થે અને જ્ઞાનીનાં વચનોનો યથાયોગ્ય વિચાર થવાને અર્થે મળ તેમ જ વિક્ષેપ મટાડવા ઘટે છે.

પ્ર૦–મળ મટવાનાં સાધનો ક્યાં છે ?

ઉ૦–સરલતા, ક્ષમા, સંતોષ અને સ્વદોષોનું નિરીક્ષણ એ વિગેરે મળને મટાડવામાં સાધન છે.

પ્ર૦–વિક્ષેપ મટવાનું સાધન શું છે ?

ઉ૦–જ્ઞાની પુરુષની અત્યન્ત ભક્તિ વિક્ષેપ મટવાનું સાધન છે.

પ્ર૦–જ્ઞાની પુરુષના વિરહે શું કરવા યોગ્ય છે ?

ઉ૦–તેવે પ્રસંગે જ્ઞાનીની દશા, ચેષ્ટા ને વચનો સાવધાનપણે સંભારવા યોગ્ય છે.

પ્ર૦–સ્વપ્ન સાચું કોનું પડે ?

ઉ૦–જેઓ તદ્દન નીરોગી હોય, તેમ જ મન અને ઇન્દ્રિયોને ઠીક કાબૂમાં રાખી શકતા હોય તેનું.

પ્ર૦–આત્માને મળેલું સ્વરૂપ શાથી ભૂલી જવાય છે ?

ઉ૦–પ્રમાદને લીધે.

પ્ર૦–મનને વશ કરવાનાં ઉત્તમ સાધનો ક્યાં ક્યાં છે ?

ઉ૦–અલ્પઆહાર, અલ્પવિહાર, અલ્પનિદ્રા, નિયમિત વાચા, નિયમિત કાયા અને અનુકૂળ સ્થાન એ મનને વશ કરવાનાં ઉત્તમ સાધનો છે.

પ્ર૦–નવાં કર્મ બાંધવા નહીં ને જૂનાં ભોગવી લેવાં એ રીતે કોણ વર્તી શકે છે?

ઉ૦–એવી જેની અચળ ભાવના–જાગૃતિ છે તે એ રીતે વર્તી શકે છે.

પ્ર૦–આત્માની શ્રેષ્ઠતા શી છે?

ઉ૦–શ્રેષ્ઠ વસ્તુની ભાવના–અભિલાષા કરવી તે.

પ્ર૦–કેવો બોધ પામવો જોઇએ?

ઉ૦–જેનાથી સમાધિમરણની પ્રાપ્તિ થાય.

પ્ર૦–સર્વ કાળનાં અસમાધિમરણ કેમ ટળે?

ઉ૦–એક વાર પણ સમાધિમરણ પ્રાપ્ત થવાથી.

પ્ર૦–કોનું પદ સર્વોત્તમ છે?

ઉ૦–સર્વસંગના પરિત્યાગીનું.

પ્ર૦–જીવ અનાદિ કાળથી કેમ રખડ્યા કરે છે?

ઉ૦–સ્વચ્છંદને વશ થઇ સત્પુરુષની આજ્ઞાના વિરહે.

પ્ર૦–આત્મસ્વરૂપને આવરણ કરનાર મુખ્યતાએ શું છે?

ઉ૦–અતત્ત્વશ્રદ્ધા અને કુસંગ.

પ્ર૦–સર્વ પરમાર્થના સાધનમાં પરમ સાધન કયું છે?

ઉ૦–સત્સંગ, સત્પુરુષના ચરણ સમીપે વાસ બધા કાળમાં તેનું દુર્લભપણું છે અને આવા વિષમ કાળમાં તો તેનું અત્યન્ત દુર્લભપણું જ્ઞાની પુરુષોએ જાણ્યું છે.

પ્ર૦–જીવનાં થોડાંક સ્પષ્ટ લક્ષણ જણાવો.

ઉ૦–જ્ઞાયકતા, વેદકતા, સમતા, ચૈતન્ય, રમ્યતાદિક.

પ્ર૦–મુમુક્ષુ જન અલ્પકાળમાં આત્મસાધન શી રીતે કરી શકે?

ઉ૦–સત્સંગ યોગે ઉલ્લસિત પરિણામે રહેવાથી.

પ્ર૦–સત્સંગના અભાવે સમપરિણતિ રહી શકે ?

ઉ૦–સમપરિણતિ રહેવી અત્યન્ત વિકટ છે, તથાપિ એમ કરવામાં જ આત્મસાધન રહેલું છે, માટે જેમ બને તેમ નિરુપાધિવાળાં દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવનું સેવન કરવું જરૂરનું છે.

પ્ર૦–મુમુક્ષુ જીવને શાનો ભય, વિચાર તથા ઇચ્છા હોય ?

ઉ૦–મુમુક્ષુ જીવને અજ્ઞાન સિવાય બીજો ભય હોય નહીં. આત્માને ત્યાજ્ય શું છે તેનો જ વિચાર હોય અને તેની નિવૃત્તિ થાય એવી એક જ ઇચ્છા વર્તે.

પ્ર૦–મહાત્માઓની ઋદ્ધિ શી રીતે પ્રાપ્ત થઇ શકે ?

ઉ૦–આત્મા વિનીત બની, સરલ અને લઘુત્વ ભાવ પામી, સત્પુરુષની ચરણઉપાસના અનન્યચિત્તે એકનિષ્ઠાથી કરે તો તેવી ઋદ્ધિને પામી શકે.

પ્ર૦–મૈત્રી ભાવના એટલે શું ?

ઉ૦–જગતના સહુ જીવો પ્રત્યે નિર્વૈરબુદ્ધિ.

પ્ર૦–પ્રમોદભાવના એટલે શું ?

ઉ૦–કોઈ પણ આત્માના ગુણ જોઇ હર્ષ પામવો.

પ્ર૦–કરુણા ભાવના એટલે શું ?

ઉ૦–સંસારતાપથી દુઃખી થતા આત્માનું દુઃખ જોઇ અનુકંપા આવવી.

પ્ર૦–ઉપેક્ષા ભાવના એટલે શું ?

ઉ૦–પાપી જીવોને જોઇ તેની ઉપેક્ષા કરવી. નિઃસ્પૃહભાવે જગતના પ્રતિબંધને વિસારી આત્મહિત કરવું. આ પ્રમાણે ઉક્ત ચારે ભાવનાઓ કલ્યાણમય છે અને પાત્રતા આપનારી છે.

પ્ર૦–શાસ્ત્રમાં માર્ગ કહ્યો છે કે મર્મ ?

ઉ૦–માર્ગ કહ્યો છે, મર્મ કહ્યો નથી.

પ્ર૦–મર્મ કયાં રહ્યો છે ?

ઉ૦–સત્પુરુષોના અંતરાત્મામાં રહ્યો છે.

પ્ર૦–ધર્મનો રસ્તો કેવો છે ?

ઉ૦–ધર્મનો રસ્તો સરલ, સ્વચ્છ અને સહજ છે, પણ તેને વિરલ આત્માઓ પામી શકે છે.

પ્ર૦–પરમાત્માને ધ્યાવાથી શું ફળ, અને તેવું ધ્યાન કેમ પ્રાપ્ત થઇ શકે ?

ઉ૦–પરમાત્માને ધ્યાવાથી પરમાત્મા થવાય; પરન્તુ તેવું ધ્યાન સત્પુરુષના ચરણકમળની વિનયોપાસના વગર પ્રાપ્ત થઇ શકતું નથી.

પ્ર૦–આ કાળમાં અહીં શુકલધ્યાનની પ્રાપ્તિ થવી સંભવિત છે ?

ઉ૦–અહીં તેની પ્રાપ્તિ અસંભવિત છે.

પ્ર૦–આ કાળમાં ધર્મધ્યાનની પ્રાપ્તિ કયા સાધનોથી થઇ શકે છે ?

ઉ૦–આ કાળમાં રૂપાતીત સુધી ધર્મધ્યાનની પ્રાપ્તિ કેટલાક સત્પુરુષોને સહજ સ્વભાવે, કેટલાકને સદ્ગુરુરૂપ નિરુપમ નિમિત્તથી અને કેટલાએકને સત્સંગ આદિ અનેક સાધનોથી થઇ શકે છે.

પ્ર૦–ચોથે ગુણઠાણે આવેલો આત્મા પાત્રતા પામ્યો લેખાય?

ઉ૦–તેવો આત્મા પાત્રતા પામ્યો લેખાય.

પ્ર૦–ત્યાં ધર્મધ્યાનની મુખ્યતા છે કે ગૌણુતા ?

ઉ૦–ગૌણુતા છે.

પ્ર૦–પાંચમે ગુણઠાણે ધર્મધ્યાનની શી સ્થિતિ છે?

ઉ૦–મધ્યમ ગૌણુતા છે.

પ્ર૦–છઠ્ઠે ગુણઠાણે તેની શી સ્થિતિ છે?

ઉ૦–મુખ્યતા પણ મધ્યમ છે.

પ્ર૦–સાતમે ગુણઠાણે તેની શી સ્થિતિ છે?

ઉ૦–તેની મુખ્યતા છે.

પ્ર૦–સર્વ કરતાં કયું જ્ઞાન શ્રેષ્ઠ છે?

ઉ૦–આત્મજ્ઞાન.

પ્ર૦–આત્મજ્ઞાન કેમ પમાય ?

ઉ૦–જેમ જેમ ઉપયોગની શુદ્ધતા થાય તેમ તેમ.

પ્ર૦–તે માટે કેવી દૃષ્ટિની અગત્ય છે?

ઉ૦–નિર્વિકાર દૃષ્ટિની અગત્ય છે.

પ્ર૦–સત્પુરુષોનાં ચરિત્ર કેવાં હોય છે?

ઉ૦–દર્પણરૂપ હોય છે.

પ્ર૦–બુદ્ધ અને મહાવીરના બોધમાં કેવો તફાવત છે?

ઉ૦–મહાતફાવત છે.

પ્ર૦–ધર્મ વસ્તુ કેમ રહી છે અને કેમ મળે?

ઉ૦–એ વસ્તુ બહુ ગુપ્ત રહી છે. બાહ્ય સંશોધનથી પ્રાપ્ત ન થાય પણ અપૂર્વ અંતર સંશોધનથી તે પ્રાપ્ત થાય છે. તે પણ કોઈ મહાભાગ્યશાળી મનુષ્ય સદ્ગુરુના અનુગ્રહથી પામે છે.

પ્ર૦–સત્પુરુષો શેમાં પ્રયત્ન કરે છે?

ઉ૦–સ્વ–પરહિતમાં વૃદ્ધિ થવા પામે તેવો શુભ પ્રયત્ન તેઓ અહોનિશ કર્યા કરે છે.

પ્ર૦–મોક્ષમાર્ગમાં પ્રવૃત્તિ કોની ઘટે છે?

ઉ૦–એક આત્મજ્ઞાનીની અને એક તેની નિશ્રાવંતની. એ એની મોક્ષ પ્રવૃત્તિ સફળ લેખાય.

[ આ. પ્ર. પુ. ૨૯, પૃ. ૮૭, ૧૧૯ ]

---

## મૈત્રી ભાવનાનો અનુક્રમે થતો વિકાસ–વિસ્તાર.

Charity begins at Home–મૈત્રીભાવની ખરી શરૂઆત પોતાના ઘરથી થવા પામે છે, અને તે પ્રેમભાવથી સાધી શકાય છે. જેના દિલમાં સાચો પ્રેમ જાગે છે તે ભાઈ–બહેનો ગમે તેવી સ્થિતિમાં ઘરમાંનાં અન્ય કુટુંબી જનોને અનેક રીતે સંતોષી શકે છે. એટલે એવા પ્રેમી ભાઈ–બહેનના કુશળ

વર્તનથી ઘરમાંનાં સહુ કોઇ રાજી-પ્રસન્ન રહે છે, તેથી તેમનો ઉત્સાહ વધતો જાય છે. અનુક્રમે તેવા પ્રેમનો વિસ્તાર કુટુંબ, જ્ઞાતિ, દેશ, સમાજ પ્રત્યે અધિકાધિક કરતાં અને તેના સુમધુર ફળ-પરિણામ મળતાં **વસુધૈવ કુટુમ્બકમ્** એવી **વિશ્વભાવના** તેમનામાં પ્રગટે છે, એમ પૂર્વ મહાપુરુષોનાં તેમ જ વર્તમાન કોઇ વિરલ મહાત્માઓનાં ચરિત્રો ઉપરથી જોઇ-જાણી-સમજી શકાય છે.

**शिवमस्तु सर्वजगतः, परहितनिरता भवन्तु भूतगणाः ।**
**दोषाः प्रयान्तु नाशं, सर्वत्र सुखी भवन्तु लोकाः ॥**

"સર્વ જગતના જીવોનું કલ્યાણ-મંગળ થાવ ! સર્વ જીવો પરોપકારરસિક બનો ! અહંતા-મમતા કહો કે રાગ, દ્વેષ, મોહાદિક દોષો જેને લઇને જીવો અનેક પાપાચરણ કરતા રહે છે તેનો લોપ થાવ ! અને સર્વત્ર સહુ કોઇ સુખી થાવ !! એવી ઉદાર ભાવના વિશ્વભાવનાનું જ પરિણામ લાગે છે. તેમ જ " સર્વ કોઇ જીવો સુખી થાઓ ! સર્વે કોઇ નિરોગી થાઓ ! સર્વે કોઇ મંગળને પામો ! કોઇ પણ દુઃખ ન પામો અથવા દુઃખના કારણરૂપ પાપાચરણથી ડરતા રહો ! આવી આવી ઉદાત્ત ભાવનાઓ તથાવિધ શુદ્ધ-નિઃસ્વાર્થ વિશ્વભાવના-વાળા હૃદયમાંથી જાગવા પામે છે. એવી હૃદયસ્પર્શી ભાવનાભર્યાં વચનોનો મર્મ વિચારી આપણે આપણી ક્ષુદ્ર સ્વાર્થબુદ્ધિને તજતા શિખવું અને નિજ ઘરેથી મૈત્રી ભાવનાનો આદર કરી અનુક્રમે તેનો વિસ્તાર કરતાં રહી યાવત્ આપણામાં વિશ્વભાવના પ્રગટે એમ કરવું.

**મૈત્રીભાવનાનો સ્વીકાર કરવો યુક્ત છે.**

અન્યના ક્રોધને ક્ષમા-સમતા ગુણથી જીતવો, દુષ્ટ-દુર્જનને સજ્જનતાથી જીતવો, સૂમ-કૃપણને દાનગુણથી જીતવો અને

અસત્યને સત્યથી જીતવું તેવી રીતે અન્ય પ્રત્યેના વૈરભાવને મૈત્રી ભાવથી જીતી શકાય, એટલે નિર્વૈરતા આદરવાથી વૈર-વિરોધ આપોઆપ શમી જાય. એ રીતે શત્રુ પણ જીતાઈ જાય છે અને શાન્તિ પ્રસરે છે. સંસારભ્રમણ કરતાં જીવે દરેક જીવની સાથે મા-બાપ, ભાઇ-બહેન, પુત્ર-પુત્રી અને સ્ત્રી પ્રમુખ અનેક જાતના સંબંધો અનંતીવાર બાંધ્યા છે. આવા પૂર્વભવના સંબંધી જીવોને શત્રુ-વૈરી લેખવા એ કેવળ અયુક્ત છે. તેમની સાથે મૈત્રી-ભાવના જ ધારવી અને પોષવી ઘટે. જો આ ભવ અને પરભવનો હિસાબ ગણી એક બીજા સાથે ચાલતી આવતી વૈરપરંપરાનો અંત જ આણવો હોય તો સુજ્ઞ જનોએ ડહાપણથી દરેક પ્રસંગે મૈત્રીભાવનાનો જ આશ્રય લેવો ઘટે. જ્યાંસુધી એક બીજા સાથે ચાલતી વિષમતાવાળી દૃષ્ટિ ડહાપણથી સુધારવામાં નહીં આવે ત્યાંસુધી તેવી વૈરપરં-પરાનો અંત આવી શકે નહીં. શાસ્ત્રકારે ખાસ જણાવેલ છે કે—

એવી કોઇ જાતિ કે યોનિ ( ઉત્પત્તિસ્થાન ) નથી, એવું કોઈ સ્થળ કે કુળ નથી કે જ્યાં સર્વે જીવો અનંતી વાર જન્મ્યા ને મૃત્યુ પામ્યા ન હોય. એ ભયંકર સ્થિતિમાંથી છૂટવા મૈત્રીભાવના આદરવી યુક્ત જ છે. સાચા દિલથી એકબીજાએ ક્ષમા માગવી અને આપવી.

## પ્રમોદ ભાવના.

ચંદ્રને દેખી ચકોર, મેઘ-ગર્જનાને સાંભળી મોર, વસંત ઋતુને પામીને વનરાજી ( વૃક્ષલતાઓ ) અને વર્ષાના નવા જળબિંદુઓ પામીને ચાતક જેમ હર્ષ-સંતોષ પામે છે;

તેમ સજ્જનો અન્યની અનેકવિધ સંપત્તિઓ દેખીને કે સાંભળીને આનંદિત થાય છે, હર્ષ–પ્રમોદ પામે છે. એમ કરવાથી નિજ ગુણનો વિકાસ સહેજે સધાય છે. એથી વિપરીત પરની ઇર્ષ્યા–અદેખાઇ કરનાર અધિકાધિક દુઃખી થવા પામે છે. પૂર્વનાં શુભ દૃષ્ટાન્તો લક્ષમાં રાખી, ઇર્ષ્યા–અદેખાઇ કરવાની પડેલી કૂડી ટેવ સુખના અર્થીજનોએ જલ્દી સુધારવી અને ગુણગ્રાહી બની અન્યની ગુણ–સંપત્તિ જોઇ જાણીને દિલમાં રાજી–પ્રમુદિત થવું.

'દયા, કરુણા યા કોમળતા'

પરનું દુઃખ જોઇ તેને દૂર કરવા દિલમાં દયાની લાગણી થાય, કરુણા ને કોમલતા પ્રગટે ને ફક્ત ભાવનારૂપે નહીં પણ સાચા દિલથી તેનું દુઃખ દૂર કરવા યથાસાધ્ય પ્રયત્ન કર્ર્વા ન ચૂકે તે જીવ ધર્મનો અધિકારી લેખાય.

**'અન્યને અભય આપી આપણે અભય પામી શકીએ.'**

વાવીએ એવું લણીએ. દયાપાત્ર, દીન, દુઃખી, અનાથ જીવો ઉપર કરુણા–કોમળતા રાખી તેમને યથાશક્તિ રાહત આપી સંતોષવા. આપણા તુચ્છ સ્વાર્થની ખાતર તેમને કોઇને ત્રાસ ઉપજે એમ ન જ કરવું. જેવું સુખ આપણને વહાલું છે તેમ સહુને હોઇ સહુને યથાસાધ્ય સુખ–શાન્તિ ઉપજે એવું હિત વર્તન કરવું જ ઉચિત છે. આપણા સ્વાર્થની ખાતર કોઇને પ્રતિકૂળતા નહીં ઉપજાવવા અને એટલી અનુકૂળતા સાચવવા ચીવટ રાખવી જોઇએ.

[ આ. પ્ર. પુ. ૨૯, પૃ. ૧૪૭ ]

# જિન અને જૈન શબ્દ સંબંધી સાદી સમજ.

## જિનદેવ, જૈન સાધુ, જૈન શ્રાવક અને જૈન ધર્મનો ખરો અર્થ–વિવેક.

" રાગદ્વેષ રહિત સમભાવથી ગમે તે કોઈ ગમે ત્યાંથી આ ભવસમુદ્રને તરી શકે છે. "

રાગદ્વેષ અને મોહાદિ ( અંતરના ) મહાવિકારોને વારનાર, અંતરના છૂપા રહેનારા કટ્ટા દુશ્મનોને જીતી લેનાર જ **જિન** કહેવાય છે. સકળ દોષ રહિત જિન ભગવાને ભાખેલો ધર્મ ( માર્ગ ) **જૈન ધર્મ** કહેવાય છે. એ ઉપરથી સહેજે સમજી શકાશે કે, **જૈન ધર્મ કોઈ અમુક જાતિ ( જ્ઞાતિ ) કે કોમનો નથી** પણ જે કોઇ ઉપર જણાવેલા સકળ દોષ–વિકાર વગરના જિનોએ કહેલા શુદ્ધ–નિર્દોષ ( સત્ય–સનાતન ) ધર્મને અથવા ધર્મના ફરમાનને અનુસરે છે તે **સઘળાંનો એ ધર્મ હોઈ શકે છે.** એટલે કે જૈન ધર્મને વિશાળ દૃષ્ટિથી તપાસવામાં આવે તો તે **આખી આલમનો ધર્મ** જણાય છે. એવો એ જૈન ધર્મ સમુદ્ર જેવો ઊંડો અને ઉદાર ( વિશાળ ) છે. ફક્ત નિષ્પક્ષપાતપણે તેનાં તત્ત્વ તપાસવાથી તેની ખાત્રી થઈ શકે છે. પરમાર્થદર્શીને અમુક નામ સાથે તંત હોતો નથી. દેવ, ગુરુ અને ધર્મનાં નામ ગમે તે હોય પણ જો પરમાર્થમાં તફાવત ન હોય તો પછી તેનો સ્વીકાર કરી લેવામાં કશો વાંધો આવતો જ નથી. એક જ વસ્તુનાં જુદાં જુદાં નામ હોઇ શકે છે તેમ છતાં પરમાર્થ એક સરખો હોવાથી સમજુ માણસ તે સંબંધે ઝઘડો કરતા નથી પણ સમદૃષ્ટિથી બધા ય નામને સાચાં માને છે. તેવી જ રીતે

પરમાર્થદૃષ્ટિથી શુદ્ધ નિર્દોષ દેવને જિન, અરિહંત, વીતરાગ, પરમાત્મા, તીર્થંકર, શિવ, શંકર, શંભુ, સ્વયંભૂ, બ્રહ્મા, વિષ્ણુ, રામ, મહેશ યા મહાદેવાદિક ગમે તે નામથી સંબોધવામાં આવે તો પણ તે સાર્થક જ હોવાથી સમજુ માણસો સ્વીકારી જ લે છે. એવી જ રીતે ગુરુનાં અને ધર્મનાં જુદાં જુદાં નામ ગમે તે હો પણ તે સાથે પરમાર્થદૃષ્ટિ જીવો કશો ઝઘડો કરી બેસતા નથી. શબ્દભેદથી અર્થભેદ સમજી નહિ લેતાં અર્થની એકતા નિષ્પક્ષપાતપણે વિચારી તેનું ઝટ સમાધાન કરી લે છે. એવી સમદૃષ્ટિ પૂર્વોક્ત જિનના ખરા અનુયાયી જૈનમાં હોઈ શકે છે, તેથી જ તે સ્યાદ્વાદી, અનેકાન્તવાદી અથવા યથાર્થવાદી કહેવાય છે અને તે સત્ય છે. તત્ત્વદૃષ્ટિથી કહો કે ઉદાર–વિશાળ સમદૃષ્ટિથી વિચારી શકાય તે સકળ રાગાદિ દોષ રહિત વીતરાગદેવે કહેલો–સમજાવેલો શુદ્ધ અહિંસા( દયા ), સંયમ ( ચારિત્ર ) અને ( ઇચ્છાનિરોધરૂપ ) તપલક્ષણ ધર્મ જ ખરેખર દરેક ભવ્ય આત્માને માટે સ્વાભાવિક ધર્મ છે. અને એ જ ઉત્તમ સનાતનધર્મદ્વારા વાસ્તવિક સુખ પ્રાપ્ત થઇ શકે છે. એ પવિત્ર ધર્મમાં જેનું ચિત્ત સદા ય વર્ત્યા કરે છે તેને ઇન્દ્રાદિક દેવો પણ નમસ્કાર કરે છે. પ્રથમ અજ્ઞાનવશ આદરેલા અસત્ ધર્મ ઉપર મિથ્યા મમત્વ રાખવું ઘટતું નથી. ભાગ્યયોગે સત્ય વસ્તુની પીછાન થવાનું એ જ ફળ છે અને દશ દૃષ્ટાન્તે દુર્લભ માનવભવની ખરી કિંમત એથી જ છે.

[ આ. પ્ર. પુ. ૧૨, પૃ. ૩૦૦ ]

## શ્રી કર્પૂરવિજયજી લેખસંગ્રહ ભાગ પાંચમાના વિષયોની અકારાદિ અનુક્રમણિકા.

### ૧. ધર્મોપદેશાત્મક લેખસંગ્રહ.

| વિષય | પૃષ્ઠ |
|---|---|

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |

## ૩. નૈતિક લેખસંગ્રહ.





## અભિપ્રાયો

**સાંજ વર્તમાન.** ( દૈનિક ) મુંબઇ તા. ૩૧-૭-૪૦ બુધવાર, પૃષ્ઠ ૭.

### શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ ભાગ ત્રીજો.

### પ્રકાશકઃ—શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ, મુંબઈ.

મંત્રીઃ—શ્રી નરોત્તમદાસ ભગવાનદાસ શાહ, ગોપાળ ભુવન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ. કિંમત ૦-૫-૦, કપડાંના પૂંઠાના ૦-૬-૦

આ પુસ્તકના આગલા ભાગની સમાલોચના આ કોલમમાં ભૂતકાળમાં લેવામાં આવી હતી અને આજે વિશેષ આનંદ થાય છે કે સ્મારક સમિતિએ મહારાજશ્રીનાં વધુ બોધવચનોનો ૩ જો ભાગ પ્રગટ કર્યો છે. પૂજ્યશ્રીનો પરિચય કરાવવાનો યશ આ સમિતિને, તેને નાણાંની મદદ કરનારાઓને, તેમ જ તેમના મંત્રી શ્રી નરોત્તમદાસભાઇ શાહને મળે છે. ૩૦૦ કરતાં યે વિશેષ પાનાનાં, આ પુસ્તકની નામની કિંમત માત્ર પાંચ આના રાખવામાં આવી છે માટે એનો પ્રચાર બહોળો થાય એવું હરકોઈ ઇચ્છે છે.

લગભગ ૮૫ લેખો પૂજ્યશ્રીએ 'જૈન ધર્મ પ્રકાશ' વગેરેમાં પ્રગટ કર્યા હતા તે આ ત્રીજા ભાગમાં એકત્ર કરવામાં આવ્યા છે. એમાં સમાયલા લેખો, બોધવચનો, સૂત્રો વગેરે જ્ઞાન અને ધર્મને લાભ આપનારા છે, અને જૈન તેમ જ જૈનેતર પ્રજા બંનેને તે લાભદાયી થઇ પડે એવા છે

**ગુજરાતી.** ( સાપ્તાહિક ) મુંબઇ તા. ૧૧-૮-૪૦.

## લેખ સંગ્રહ ભાગ ત્રીજો.

**પ્રકાશક:—શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ મુંબઈ.**

કિંમત ૦-૫-૦, કપડાનાં પૂંઠાવાળીના ૦-૬-૦

**ઠેકાણું:—શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ.**

મંત્રી:—નરોત્તમદાસ ભગવાનદાસ શાહ, ગોપાળભુવન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

જૈન શ્વેતાંબર મૂર્તિપૂજકની તપાગચ્છ શાખામાં ક્રિયાપાત્રી સન્મિત્ર તરીકે પ્રખ્યાતિ પામેલા સ્વ. સન્મિત્ર મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજના લખેલા લેખોના સંગ્રહમાંથી બહાર પડેલા આ ત્રીજા ભાગની શરૂઆતમાં મજકુર ક્રિયાપાત્રી મુનિરાજનો ધ્યાનગ્રસ્ત ભાવ-વાહી સુંદર ફોટો આપવામાં આવ્યો છે. લેખ સંગ્રહ શરૂ થતાં જ જ્ઞાની ભાગ્યવંતને કલ્પવૃક્ષ સમાન અમુક અપેક્ષાથી ગણાવેલા છે. પૃષ્ઠ બીશ ઉપર નિકટભવી જીવનાં લક્ષણ આપેલાં છે. ‘ ભાષાસમિતિ ’ ને અંગે કહે છે કે ‘ માર્ગમાં ચાલતાં કાંઇપણ વાતચીત કરવી નહિ, માર્ગે ચાલતાં મૌનપણે રહી જીવરક્ષાનું બરાબર ભાન રાખવુ.’ ઉપરાંત ‘ આપણી પ્રજા નિર્બળ કેમ બને છે ’, ‘ સ્ત્રી કેળવણી ’, ‘ જૈન યુવક પરિષદને સૂચના ’, ‘ આત્મધર્મ ’, ‘ સદુપદેશસાર ’, ‘ સપ્તભંગી ’, ‘ મિથ્યાત્વના અનેક ભેદ ’, ‘ સમાધિતંત્ર ’, ‘ શુદ્ધ દયાનો સિદ્ધાંત ’, ‘ સારસમુચ્ચય દેશના ’ વગેરે લેખો સઘળા જૈન સાધુઓએ ખાસ મનન કરવા યોગ્ય છે.

આ લેખસંગ્રહમાંથી જૈનેતર બંધુઓને પણ ઘણું જાણવા-આચરવાનું મળી આવે તેમ છે. ભાષા ઘણી સરળ છે, તેથી થોડા અભ્યાસીને પણ ઘણો લાભ થવાનો સંભવ છે.

સન્મિત્ર મુનિરાજ શ્રી કર્પૂરવિજયજી મહારાજના સદ્ગુણોથી સમગ્ર જૈનસમાજ પરિચિત છે. એમના જીવનનો છેલ્લો મોટો ભાગ શત્રુંજય મહાતીર્થની છત્રછાયામાં પાલીતાણામાં જ પસાર થયો છે. આ ગ્રંથ તે એ મહાપુરુષનો અક્ષરદેહ છે. આવા અણમૂલ લેખોનો સંગ્રહ કરી તે છપાવવાની પ્રવૃત્તિ કરવા માટે અમે લાગતાવળગતાને અંતઃકરણથી અભિનંદન આપીએ છીએ.

---

**જૈન યુગ.** (પાક્ષિક) મુંબઇ, તા. ૧-૯-૪૦.

**શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ ભાગ ૩ જો.**

**પ્રકાશક-કર્પૂરવિજયજી સ્મારક સમિતિ, મુંબઈ, કિંમત ૦-૬-૦**

પૂર્વના બે ભાગોની માફક આ ભાગમાં પણ મુનિશ્રીના 'જૈન ધર્મ પ્રકાશ'માં જુદા જુદા પ્રસંગે લખાયેલા લેખો તેમ જ પૂર્વાચાર્યરચિત નાનાં પ્રકરણોના અનુવાદો છે. પાનાંની સંખ્યામાં અને બાંધણીમાં પૂર્વના બે ભાગને મળતો આ ગ્રંથ ધાર્મિક વિષયના જ્ઞાનાર્થે સંગ્રહણીય છે.

---

**શ્રી જૈન ધર્મ પ્રકાશ.** (માસિક) ભાવનગર, અંક ૭ મો, આશ્વિન-

અકટોબર. ૧૯૪૦, પૃષ્ઠ. ૨૪૭

**સદ્ગુણાનુરાગી શ્રી કર્પૂરવિજયજી લેખ સંગ્રહ ભાગ ૩ જો:** આ ભાગમાં પણ શ્રી 'જૈન ધર્મ પ્રકાશ'માં જ આવેલા તેમના લેખોનો સંગ્રહ છે. પ્રારંભના બે ભાગ પ્રમાણે ૩૫૦ પૃષ્ઠ થયા છતાં કિંમત પાંચ આના ને પાકા પૂંઠાના કપડાવાળીના ૭ આના રાખ્યા છે. પ્રકાશક શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ-મુંબઇ. ખાસ વાંચવા લાયક છે. આત્મહિતકર છે.

---

**જૈન,** (સાપ્તાહિક) ભાવનગર, તા. ૧-૧૨-૪૦, પૃષ્ઠ. ૧૦૮૭.

## લેખ સંગ્રહ ભાગ ૧, ૨, ૩.

### પ્રકાશકઃ-શ્રી કર્પૂરવિજયજી સ્મારક સમિતિ-મુંબઈ.

મંત્રીઃ-નરોત્તમદાસ ભગવાનદાસ શાહ, ગોપાળભુવન, પ્રીન્સેસ સ્ટ્રીટ-મુંબઇ નં. ૨ તરફથી ત્રણે ભાગોની પાકી કપડાની બાંધેલી બૂકો મળી છે. આ ત્રણે ભાગોમાં સ્વર્ગસ્થ સદ્ગુણાનુરાગી મુનિવર્ય શ્રી કર્પૂરવિજયજી મહારાજ સાહેબના જુદા જુદા માસિકો વિગેરેમાં આવેલા લેખોનો સંગ્રહ કરી પુસ્તકોરૂપે બહાર પાડવામાં આવેલ છે. આ લેખોનો સંગ્રહ બહાર પાડવા માટે મુંબઇમાં પ્રવર્તક પં. શ્રી પ્રીતિવિજયજી મહારાજની પ્રેરણાથી જે સ્મારક ફંડ કરવામાં આવ્યું છે તેમાંથી પ્રગટ કરવાના હોઇ સાડાત્રણસેં પાનાના પાકું બાઇંડીંગ કરેલ આ દરેક ભાગની છ આનાની કિંમત રાખવામા આવી છે. આ પછી ભાગ ચોથો તથા પાંચમો પણ તેમના લેખોના સંગ્રહરૂપે બહાર પડશે. આ લેખોના સંગ્રહ ઉપરાંત સમયાનુકૂલ શિષ્ટ સાહિત્ય બહાર પાડવાથી લોકોને વધારે ઉપયોગી થઇ શકશે.



### શ્રીમદ્ ચિદાનંદજીકૃત.

## પદ ૨૭ મું.

( રાગ—બિહાગ અથવા ટોડી )

લઘુતા[1] મેરે મન માની, લઈ ગુરુગમજ્ઞાન નિશાની. લ૦
મદ અષ્ટ[2] જિનોને ધારે, તે દુર્ગતિ ગયે બિચારે;
દેખો જગતમેં પ્રાની[3], દુઃખ લહત અધિક અભિમાની. લ૦ ૧
શશિ[4] સુરજ બડે કહાવે, તે રાહુકે બશ[5] આવે;
તારાગણ લઘુતા ધારી, સ્વર્ભાનુ[6] ભીતિ[7] નિવારી. લ૦ ૨
છોટી અતિ જોયણગંધી[8], લહે ખટરસ[9] સ્વાદ સુગંધી;
કરંટી[10] મોટાઇ ધારે, તે છાર[11] શિર પર ડારે[12]. લ૦ ૩
જબ બાળચંદ[13] હોઇ આવે, તબ સહુ જગ દેખણ[14] ધાવે;
પુનમ દિન બડા કહાવે, તબ ક્ષીણ કળા હોઇ જાવે. લ૦ ૪
ગુરુવાઇ[15] મનમેં વેદે, નૃપ શ્રવણ[16] નાસિકા છેદે;
અંગમાંહે લઘુ કહાવે, તે કારણ ચરણ પૂજાવે. લ૦ ૫
શિશુ[17] રાજધામમેં જાવે, સખી હીલમીલ ગોદ[18] ખીલાવે;
હોય બડા જાણ નવિ પાવે, જાવે તો શીશ કટાવે. લ૦ ૬
અંતર મદભાવ વહાવે[19], તબ ત્રિભુવનનાથ કહાવે;
ઇમ ચિદાનંદ એ ગાવે, રહણી વિરલા કોઉ પાવે. લ૦ ૭

---

૧ નમ્રતા. ૨ આઠ મદઃ—જાતિમદ, તપમદ, રૂપમદ, બળમદ, લોભમદ, કુળમદ, શ્રુતમદ, ઐશ્વર્યમદ. ૩ જીવો. ૪ ચંદ્ર. ૫ રાહુથી ગ્રસાય. ૬ રાહુ. ૭ બીક. ૮ કીડી. ૯ ષડરસ. ૧૦ હાથી. ૧૧ કચરો. ૧૨ નાંખે. ૧૩ બીજનો ચંદ્ર. ૧૪ દોડે. ૧૫ મોટાઇ. ૧૬ કાન. ૧૭ બાળક. ૧૮ ખોળામાં. ૧૯ દૂર કરે.

## પદ ૨૮ મું.

( રાગ–ટોડી )

કથણી[૧] કથે સહુ કોઇ, રહણી[૨] અતિ દુર્લભ હોઇ. આં૦
શુક[૩] રામકો નામ બખાણે, નવિ પરમારથ[૪] તસ જાણે;
યા વિધ ભણી વેદ સુણાવે, પણ અકળ કળા[૫] નવિ પાવે. ક૦ ૧

ષટ્ત્રિંશ[૬] પ્રકાર રસોઇ, મુખ ગણતાં તૃપ્તિ ન હોઇ;
શિશુ નામ નહીં તસ લેવે, રસ સ્વાદત સુખ અતિ લેવે. ક૦ ૨

બંદીજન[૭] કડખા[૮] ગાવે, સુણી શૂરા શીશ કટાવે[૯];
જબ રુંડમુંડતા[૧૦] ભાસે, સહુ આગળ ચારણ નાસે. ક૦ ૩

કહણી તો જગત મજૂરી, રહણી હે બંદી હજૂરી;
કહણી સાકર સમ મીઠી, રહણી અતિ લાગે અનીઠી.[૧૧] ક૦ ૪

જબ રહણીકા ઘર પાવે, કથણી તબ ગિણતી આવે;
અબ ચિદાનંદ ઇમ જોઇ, રહણીકી સેજ રહે સોઇ. ક૦ ૫



---

૧ સારી–સારી વાતો. ૨ વર્તન. ૩ પોપટ. ૪ પરમતત્ત્વ. ૫ અધ્યાત્મ–દશા. ૬ છત્રીશ. ૭ ભાટ–ચારણ. ૮ શૌર્ય ચડે તેવાં કવિતો. ૯ કપાવે. ૧૦ માથાં પડવા માંડે. ૧૧ અનિષ્ટ.